# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની
બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝોનો સંગ્રહ)

## ભાગ-૩



:: સારસંકલન, અનુવાદ ::

**મવ. યાકૂબ ઈખરવી સા.**





પ્રકાશક :
**દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,**
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજ.-ઈન્ડિયા).

# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝોનો સંચહ)

(ભાગ-૩)



:: સારસંકલન, અનુવાદ ::

મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત-ઈન્ડિયા)

| | | |
|---|---|---|
| કિતાબનું નામ | : | ખુત્બાતે હકીમુલ ઉમ્મત (ભાગ–૩) |
| અનુવાદ | : | મવ. યાકૂબ ઈખરવી સા. |
| આવૃત્તિ | : | પહેલી |
| પ્રત | : | ૧૦૦૦ |
| પ્રકાશન નં. | : | |
| પ્રકાશન વર્ષ | : | ૧૪૩૪ / ૨૦૧૩ |
| મૂલ્ય | : | અમલ |

✦ પ્રકાશક ✦

દારુલ ઉલૂમ ભરૂચ મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ ૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)



**: PUBLICATION DEPARTMENT :**

DARUL ULOOM ARABIYYAH ISLAMIYYAH BHARUCH
MAHMOOD NAGAR, AT. PO. KANTHARIA
DIST. BHARUCH-392 015
(GUJARAT-INDIA)

# અનુવાદકની કથની

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.**

નાચીઝ ગુનેહગારે આજથી ૧૩–૧૪ વર્ષ પૂર્વે પ્રથમ **"તસ્હીલુલ મવાઈઝ"** ભાગ–૧–૨ના ૫૨ (બાવન) બયાનાતનો અને ત્યાર પછી **હઝરત મવલાના મુહમ્મદ મંઝૂર નો'માની સા. (રહ.)**ની મશ્હૂર કૃતિ **"મઆરિફુલ હદીષ"**ના ભાગ–૧, ૨, ૩ નો સંપૂર્ણ ને ભાગ–૪ નો આંશિક ગુજરાતી ભાવાનુવાદ કર્યો.

આ ખિદમત દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ–ભરૂચ મહમૂદનગર, મુ. પો. કંથારીઆના "પ્રકાશન વિભાગ" હેઠળ અંજામ અપાઈ હતી. તદુપરાંત, એથી પણ અગાઉ એક અરબ આલિમની કિતાબનો "જન્નતી તોહફો"ના નામથી તથા **"ઈસ્લામી તા'લીમ"** ભાગ–૧ નો ગુજરાતી તરજુમો મજકૂર–ઉપરોક્ત વિભાગ હેઠળ નાચીઝે કર્યો હતો.

એ તક આપવા બદલ સંસ્થા તથા પ્રકાશન વિભાગના ઝિમ્મેદારોનો શુક્રગુઝાર છું. જઝાહુમુલ્લાહુ તઆલા ખયૂરલ જઝાઅ........

કમતરીન :

**યાકૂબ ઈખરવી (ગુફિર લહૂ)**

આશિયાના નગર, મુ. પો. **કંથારીઆ,**

તા. ૮, જમા. અવ્વલ ૧૪૩૩ હિજરી
૧, એપ્રિલ ૨૦૧૨ ઈસવી

# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

[હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝોનો સંગ્રહ]

## ભાગ-૩

# પ્રકાશકીય



**હામિદંવ્ વ મુસલ્લિયા......................**

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (કુદ્દિ–સ સિર્રુહૂ)ના વીસ (૨૦) ખુત્બાત યા બયાનાતનો સંપુટ ગુજરાતી વાચકવર્ગના કરકમળમાં મૂકવા બદલ અલ્લાહ તઆલાનો અપાર શુક્ર અદા કરીએ છીએ.

કહેવાની ઝાઝી જરૂર નથી કે, હઝરત થાનવી (રહ.)નાં બયાનાત હિકમતસભર, ગુણવત્તાયુક્ત, તાત્ત્વિક, સાત્ત્વિક, ફૈઝદાયક, બોધપ્રદ અને અમલપ્રેરક હોય છે. હઝરતનાં બયાનો અને લખાણોએ અગણિત મુસલમાનોની કાયાપલટ કરી નાખી છે અને આજે પણ એ ઘણાં ઉપયોગી અને અસરકારક પુરવાર થઈ રહયાં છે અને થતાં રહેશે, ઈન્શા અલ્લાહ...... અનુવાદ સુંદર, સરળ, પ્રવાહી, સ્પષ્ટ અને તરત સમજાય એવો છે....... ગુજરાતી ભાષામાં આવી ઉપયોગી વાચનસામગ્રીનો ઉમેરો કરવા બદલ **હઝરત મવલાના યાકૂબ ઈખરવી સા.** (મ. ઝિ.)નો હાર્દિક આભાર... જઝાહુલ્લાહુ ખયૂરા....

ખુશીની વાત છે કે, **હઝરત મવલાના યાકૂબ ઈખરવી સા.** (મ. ઝિ.)એ હઝરત થાનવી (રહ.)ના ખુત્બાત "તસ્હીલુલ મવાઈઝ" (ભાગ: ૧/૨)ના ૫૨ (બાવન) બયાનાતને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરવાનું બીડું ઝડપી લીધું અને ગુજરાતી ભાષામાં ખુત્બાતે થાનવીની લાંબી હારમાળા સર્જી દીધી છે. "પ્રકાશન વિભાગ" હેઠળ

આ ભાગ સાથે ૫૨ (બાવન) બયાનાત પુરા થઈ રહ્યા છે. હવે પછી અત્યંત ઉપયોગી કિતાબ ''મઆરિફ-અલ-હદીષ''ના પ્રકાશનમાં યથાશક્તિ તઆવુન ફરમાવવા અસ્હાબે ખૈર હઝરાતને નમ્ર વિનંતી અને અપીલ છે. પોતાના અને પોતાના મર્હૂમ સગાં-સ્નેહીઓના ઈસાલે સવાબ માટેની આ અનમોલ તક છે.

વાંચન હેઠળના ૨૦ (વીસ) ખુત્બાતના પ્રકાશનમાં ........

(૧) મવ. આદમ સુલયમાન દાણા સા. મુ. પો. વલણ,
(૨) હાજી ઈશાક ઈબ્રાહીમ ચોપડા મુ. પો. વલણ,
(૩) હાજી અ. હમીદ હા. ઉમર બૂટવાલા મુ. પો. પાલેજ,
(૪) હજીયાણી જુલેખાંબેન હાજી મુસા ઘાંઘીયાના સવાબ અર્થે
હસ્તે : હાજી મુસા ઘાંઘીયા સા. મુ. પો. પાલેજ,
(૫) હાજી સુલયમાન ગની સા. મુ. પો. આમોદ,
(૬) મવ. ઐયુબ અબ્દુલ્લાહ દહેગામી સા. મુ. પો. કંથારીઆ,
(૭) હાજી ઈસ્માઈલભાઈ ઇંટોવાલા સા. મુ. પો. ભરૂચ,
(૮) મર્હુમ હાજી યુસુફ મુસા ઉઘરાદારના સવાબ અર્થે
એમના ફરઝંદ મુ.અમીન તરફથી
હસ્તે : મવ. અ. કરીમ સા. (હકીમ) સુફી
મુ. પો. દહેગામ, ભરૂચ.

-નો સિંહફાળો રહેવા પામ્યો છે.

હઝરત **મવલાના સિરાજુદ્દીન ભાદી સા. ઝી. મ.** (મુદર્રિસ : દારુલ ઉલૂમ ભરૂચ-કંથારીઆ) તેમજ **મવલાના અબ્દુલ મજીદ મૂસા ઉઘરાદાર સા.** (મુ.પો. વલણ, જિ. વડોદરા) આ લાભદાયી પ્રકાશન માટે નિમિત્ત બન્યા છે. સૌનો ઋણ-સ્વીકાર અને હૃદયપૂર્વક આભાર.**જઝાહુમુલ્લાહુ તઆલા ખય્રલ્ જઝાઅ્......**

અલ્લાહ તઆલા સૌની ખિદમાતને શર્ફે કબૂલ અતા ફરમાવે અને આ અમૂલ્ય સંગ્રહના ફૈઝને આમ ફરમાવે, આમીન !

**પ્રકાશન વિભાગ :** અલ્પજ્ઞ,

દારુલ ઉલૂમ, કંથારીઆ **હસન ભડકોદ્રવી**

# આબે હયાત, ગંદા જામમાં !

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ.**

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

જે હિકમતભરી વઅઝો પ્રિય વાચકોની સેવામાં રજૂ થઈ રહી છે તેના માટે ખુદ હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) લખે છે : અહકરનો મશ્વરો–સલાહ છે કે, ''બેહિશ્તી ઝેવર''ની જેમ કોઈ ઘર એનાથી વંચિત ન રહેવું જોઈએ ! તેનો લાભ ખૂબ જ જલદી ઘરવાળાઓની સુધારણામાં (સવિશેષ આજના ટી. વી. યુગમાં) આંખોથી દેખાવા લાગશે ! (ફકત અશરફ અલી મુહર્રમ ૧૩૩૫ હિ.)

હઝરત (રહ.)ના એક ખલીફ–એ–અર્શદ લખે છે : હઝરત હકીમુલ ઉમ્મત મુર્શિદ થાનવી (રહ.)ની કિતાબો, મલ્ફૂઝાત,



વઅઝો તથા પત્રો રુશ્દો–હિદાયતનો અમૂલ્ય ખઝાનો છે. (સવિશેષ) હઝરતની વઅઝોએ લાખો માનવીઓનાં દિલો બદલી નાખ્યાં. દીનથી ભાગનારા દીનના આશિક બની ગયા. (તેમના માધ્યમથી) હઝરત રુશ્દો–હિદાયતની એવી શમા રોશન ફરમાવી ગયા કે ખૂબ લાંબા સમય સુધી કિતાબ તથા સુન્નતની રાહ ઉજાગર થઈ ગઈ. જે રાહ પર રુસૂમ તથા બિદઅતોની ધૂળ જામી ગઈ હતી અને (જેનાથી) હકીકત અદશ્ય થઈ ગઈ હતી, હઝરતના મવાઈઝની બરકતથી હજારો ગુમરાહ માનવો ઈન્સાનિયત તથા નેકીના પરિપૂર્ણ દરજ્જે પહોંચ્યા તથા અખ્લાકી–નૈતિક રોગોથી શિફા પામ્યા !

(મુહમ્મદ શરીફ, મુલતાન, રજબ ૧૪૦૩ હિ.)

જગવિખ્યાત આલિમ, હઝરતે અકદસ શાહ રાયપૂરી (રહ.)ના ખલીફા હઝરત મવ. અબુલ હસન અલી નદવી (રહ.) ફરમાવે છે કે, "સૌથી વધુ અસરકારક ચીજ એ છે કે, બુઝુર્ગાને દીનના હાલાત પઢો અને જો અલ્લાહ તઆલા નસીબ કરે તો કોઈ બુઝુર્ગની સોહબત–સહવાસ ઈખ્તિયાર કરો. હું વિના સંકોચે કહું છું કે, આ વિષયમાં સૌથી બેહતર અને લાભદાયી હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની કિતાબો, ખાસ કરીને આપના મલ્ફૂઝાત અને વઅઝો બહુ સારી અસર ધરાવે છે.

મેં અલ્હમ્દુ લિલ્લાહ ! મારી સઘળી નદવિય્યત, મારા સઘળા અદબી ઝવક, મારા તારીખી તથા એ'તિકાદી લગાવ સાથે એનાથી ફાયદો ઉઠાવ્યો છે અને આપ સૌને પણ સલાહ આપું છું કે, એનાથી આપના દિલમાં વસેલી માલની મુહબ્બત, માનહોદાની લાલસા તેમજ વ્યવહારમાં થતી કોતાહીઓની જાણ થશે. ખાસ કરીને



અખ્લાકની ઈસ્લાહ પર તેમજ સામુહિક કામો–ખિદમતોની અગત્ય પર આપે જે ઘણો ભાર મૂકયો છે તે સમજાશે. અલ્લાહ તઆલાએ એ માનવંત દ્વારા ખાસ રીતે કામ લીધું છે. આપ સૌ એ તરફ જરૂર ધ્યાન આપો. આપના ઘટ્ટમાં એ સાહિત્ય ઓછાવત્તા પ્રમાણમાં જરૂર ઊતરવું જોઈએ.''

(દારુલ ઉલૂમ માસિક : ઓગષ્ટ, ૧૯૮૮, પેજ : ૩૭–૩૮)

ઈસ્લામી જગતની સૌથી વિશાળ અને સૌથી વધુ લાભદાયી ચળવળ ''દઅવત વ તબ્લીગ''ના બાની હઝરત મવલાના મુહમ્મદ ઈલ્યાસ કાંધલવી (રહ.) ફરમાવે છે કે,

''હઝરત મવલાના થાનવી (રહ.)એ ઉમ્મતની ઈસ્લાહ–સુધારણાનું ઘણું મોટું કામ કર્યું છે. બસ, મારું દિલ એ ચાહે છે કે, તાલીમ તો તેમની હોય અને તબ્લીગનો તરીકો–પ્રચારની રીત મારી હોય કે આ રીતે તેમની તાલીમ આમ–સર્વ વ્યાપક થઈ જશે.''

(મલફુઝાતે હઝરત મવ. મુહમ્મદ ઈલ્યાસ (રહ.), પેજ : ૫૮,
મલફુઝ : ૫૬)

પરંતુ આવા આબે હયાત–અમૃતજળનો સાર–સંકલન તથા ભાવાનુવાદ મારા જેવા ધરતીના સૌથી મોટા મુજરિમ તથા પાપીની કલમે, આસારે કિયામત–જગ પ્રલયનાં ચિહ્નોમાંથી છે. એ ન ફકત રેશમમાં ટાટનું થીંગડું મારવા કે ગુલાબજળમાં પેશાબની મેળવણી સમાન હરકત છે, બલકે નાચીઝનો દિલી એહસાસ–અનુભૂતિ છે કે, એ આબે હયાત મુજ સાંગોપાંગ પાપીના ઝેરથી દૂષિત ન થયું હોય. એ આબે હયાત તથા તિર્યાક–ઝેરનું મારણ પૂરતા પ્રમાણમાં સતત ગુર્જર મુસ્લિમોને હાથવગું ન હોવાના



એહસાસે જ આ ના–અહલને ધૃષ્ટતા તરફ પ્રેર્યો છે. બાકી "મન આનમ કે મન દાનમ !" "થાનવી હિકમત"ના ગુજરાતી પોશાકમાં ઝોલ દેખાય તો એ નાચીઝની બિન કાર્યદક્ષતાને આભારી છે. આ ખિદમત તે પાક તથા કરીમ બારગાહમાં આ પાપીની નજાતનું બહાનું બની જાય, તો "**વમા ઝાલિ-ક અલલ્લાહિ બિ-અઝીઝ !**" અલ્લાહ તઆલા માટે કાંઈ મુશ્કિલ નથી.

શે'ર : "**કબૂલસ્ત ગર ચે હુનર નેસ્તત**
**કે જુઝમા પનાહે દીગર નેસ્તત.**"

**કબૂલ છે ભલે, તારામાં ખૂબી નથી;**
**કારણ કે અમારા વિના તારો બીજો આશરો નથી.**

કમતરીન : **યાકૂબ ઇખરવી** (ગુફિર લહૂ)
આશિયાના નગર, મુ. પો. **કંથારીઆ,** તા. જિ. ભરૂચ





પ્રકાશન નં. ૨૮૦

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# ઈસ્લામની સંપૂર્ણ પાબંદી કરીએ !



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

## અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

## ઈસ્લામની સંપૂર્ણ પાબંદી કરીએ !

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"યા અય્યુહલ્લઝીન આમનૂત્તકૂલ્લાહ હક્ક તુકાતિહિ વલા તમૂતૂન્ન ઈલ્લા વ અન્તુમ મુસ્લિમૂન."** (છેવટ સુધી) તરજુમો : "હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી ડર્યા કરો, જે રીતે તેનાથી ડરવાનો હક છે અને ઈસ્લામ સિવાય બીજી કોઈ હાલત પર મૃત્યુ ન પામશો તથા મજબૂતીથી પકડી રહો અલ્લાહ તઆલાની રસ્સીને, એ રીતે કે આપસમાં સૌ એકતાથી રહો અને આપસમાં નાઈત્તિફાકી ન કરો અને તમારા પર અલ્લાહ તઆલાનું જે ઈનામ છે, તેને યાદ કરો. જયારે કે તમે દુશ્મન હતા તો, અલ્લાહે તમારા દિલોમાં મહોબ્બત નાખી ત્યારે તમે ખુદા તઆલાના ઈનામથી ભાઈ ભાઈ થઈ ગયા અને તમે દોઝખના ખાડાના કિનારા પર હતા તો, અલ્લાહ તઆલાએ તમારી જાન બચાવી.

એ જ રીતે અલ્લાહ તઆલા તમને પોતાના અહકામ બતાવતા રહે છે, જેથી તમે રાહ પર રહો અને તમારામાં એક જમાત એવી જરૂરી છે કે ભલાઈના તરફ આમંત્રણ આપતી રહે અને નેક કામોનો આદેશ આપ્યા કરે તથા ખરાબ કામોથી રોકયા કરે ! અને એવા લોકો પોતાની

મુરાદોને સંપૂર્ણ મેળવશે અને તમે લોકો, તે લોકોની જેમ ન થઈ જતા, જેમણે અંદરો અંદર જુદાઈ કરી લીધી અને આપસમાં મતભેદ કરી લીધા; એ પછી કે તેમની પાસે ખુલ્લા, સાફસાફ હુકમ પહોંચી ચૂકયા હતા અને એ લોકો માટે મહાભારે સઝા હશે તે દિવસે કે અમુક ચહેરા તેમાં સફેદ હશે અને અમુક કાળા હશે. હવે જેમના મોઢાં કાળાં થઈ ગયા હશે, તેમને કહેવામાં આવશે કે તમે લોકો કાફિર થયા હતા ઈમાન લાવ્યા પછી, તો હવે સ્વાદ ચાખો પોતાના કુફ્નો; અને જેમના મોઢાં સફેદ થયા હશે તો, તેઓ અલ્લાહ તઆલાની રહમતમાં હંમેશા હંમેશ રહેશે. આ અલ્લાહ તઆલાની આયતો છે, નિશાનીઓ છે જે સહીહ સહીહ રીતે, અમે તમને પઢી સંભળાવીએ છીએ, અને અલ્લાહ તઆલા મખ્લૂકાત–સર્જનો પર ઝુલ્મ કરવા નથી ચાહતા અને અલ્લાહની જ ચીઝો છે, જે કાંઈ આકાશો તથા ઝમીનમાં છે, અને અલ્લાહના જ તરફ સર્વ મુકદમા લોટાવવામાં આવશે. " આ આયતોથી નીચેના વિષયો સંબંધિત છે :

(૧) ભાઈઓ ! એથી પહેલાં કે આ આયતોનાં બારામાં કંઈક બયાન કરું, એક વાત અરજ કરવી જરૂરી સમજું છું તે એ કે વઅઝ–બયાન હકીકતમાં રૂહની બીમારીઓનો ઈલાજ છે ; કારણ કે તેનો સાર એ જ છે કે રૂહાની બીમારીઓને ઓળખીને તેનો ઈલાજ બતાવવામાં આવે. આ વાત મેં એટલા માટે જણાવી કે વઅઝ સાંભળનારાઓને આ વાત માલૂમ થઈ જાય કે વઅઝ સાંભળવામાં શું નિય્યત–આશય રાખે અને એ અરજ કરવાનું કારણ આ છે કે લોકોની હાલત જોતાં એ જણાયું કે સાંભળનારાઓની, વઅઝ સાંભળવાથી જુદી જુદી ગરઝો–હેતુઓ હોય છે.

અમુક લોકોની ગરજ આ હોય છે કે વાઈઝ–વકતાની જે જે વાતો પર એ'તેરાઝ–વાંધો લઈ શકાય, તેમને છાંટી લે. પરંતુ એવા લોકો ઘણાં ઓછા છે.

અમુકની નિય્યત એ હોય છે કે વઅઝ સાંભળવામાં મજા પડશે. સાહિબો ! એમાં શંકા નથી કે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ) ના તઝકિરા–વર્ણનમાં લુત્ફ જરૂર છે; પરંતુ દરેક વસ્તુનો એક મૂળ હેતુ હોય છે. તો વઅઝ સાંભળવાની અસલી ગરઝ તો આ છે કે પોતાના એબો–ખામીઓને જાણે અને તેમને દૂર કરવાની ફિકરમાં લાગે.

અમુકનો હેતુ આ હોય છે કે અમને વઅઝમાં શરીક થવાથી સવાબ–બદલો, ઈનામ મળશે. તો ખૂબ સમજી લો, કે જો કે વઅઝમાં શરીક થવાથી સવાબ જરૂર મળે છે ; પરંતુ તેની મૂળ ગરજ એ નથી. કારણ કે સવાબના માટે બીજા પણ ઘણાં કામ છે, નમાઝ, રોઝા, કુર્આન શરીફની તિલાવત, ભલે તેના અર્થ ન સમજતો હોય. આ સર્વ કામ સવાબના છે. સવાબ કાંઈ એના પર મૌકૂફ–આધારિત નથી કે રસ્તો કાપીને વઅઝમાં શરીક થાય અને પોતાનો સમય ખર્ચ કરે, બલ્કે ઘેર રહીને ઈબાદત કરવાથી પણ સવાબ મળી જાય છે.

## વઅઝનો મૂળ હેતુ, બીમારીઓનો ઈલાજ

તો જણાયું કે વઅઝનો મૂળ હેતુ આ છે કે, માણસ એ જુએ કે મારામાં કઈ કઈ બીમારીઓ છે ? અને જેટલી બીમારીઓ વઅઝમાં બયાન કરવામાં આવી છે, તેમનો ઈલાજ શું છે ? અસલી હેતુ તો બસ એ જ છે અને એના સિવાય જેટલા હેતુઓ છે, તે મૂળ હેતુઓ નથી અને જ્યારે વઅઝની અસલી ગરઝ માલૂમ થઈ ગઈ તો, જો કોઈ વઅઝમાં સહેજ પણ લઝઝત ન આવે તો પણ પરવા કરવી જોઈએ નહી. જુઓ ! તમે કદી હકીમથી નુસ્ખો લખાવીને આ ઉમ્મીદ ન રાખી હશે, કે તેમાં ટેસ્ટ પણ આવે.

કારણ કે, નુસ્ખાનો મૂળ હેતુ એ જ હોય છે કે બીમારી ઓળખાય જાય અને ઈલાજ કરવાથી તે બિલ્કુલ જતી રહે. બસ, આ જ હેતુ વઅઝમાં પણ હોવો જોઈએ કે આપણામાં શું શું બીમારી છે ? એ વગરની બધી ગરઝોને ભૂલાવી દેવી જોઈએ અને અસલમાં મોટી વાત એ જ છે તથા કુર્આન મજીદમાં જેટલા કિસ્સાઓ આવ્યા છે તેમની

ગરઝ આ જ છે, કે આપણે પોતાના હાલને તેમના હાલથી સરખાવીએ અને જોઈએ કે તેમણે શું કર્યુ અને તેનું તેમને શું ફળ મળ્યું ? જો આપણે તેવું કરીશું તો આપણને પણ તેવું જ ફળ મળશે. તો હવે જણાય ગયું હશે કે વઅઝની મૂળ ગરઝ આ જ છે કે જે કાંઈ બયાન થાય તેને પોતાની હાલતથી મેળવી જોવામાં આવે. હું આપથી એ જ ચાહું છું કે જે કાંઈ બયાન કરુ તેને પોતાની હાલતથી મેળવી જુઓ ! હમણાં જે ખરાબીઓ થઈ રહી છે તે એ જ કારણથી છે કે આપણે પોતાની હાલતને નથી જોતા, બલ્કે જે કાંઈ સાંભળીએ છીએ તે, એમ સમજી ને કે બીજાઓને કહેવામાં આવી રહયું છે. એની કદી શંકા પણ નથી થતી કે આપણામાં પણ એ બીમારી છે.

## ઈસ્લામ અસલમાં કઈ વસ્તુનું નામ છે ?

હવે હું બયાન શરૂ કરું છું અને એ બતાવવા ચાહું છું કે 'ઈસ્લામ' અસલમાં કઈ વસ્તુનું નામ છે ? જેથી અંદાજો થઈ જાય કે આપણે જે પોતાને મુસલમાન કહીએ છીએ તો તે સત્ય છે અથવા નહી ? કારણ કે, ઝબાનથી પોતાને મુસલમાન કહી લેવાથી (એ જ રીતે મુસલમાન નામ રાખી લેવાથી) આદમી મુસલમાન નથી થઈ જતો.

## આપણો ઈસ્લામનો દાવો કેવો છે ?

આપણે દીનના ઘણાં કામ છોડેલા છે, એવી હાલતમાં મુસલમાનીનો દા'વો એવો જ છે, જેવો તે માણસનો દા'વો હતો જેણે એક પૈસો કમાયને માલદારીનો દા'વો કર્યો હતો અને તેને પાગલ કહેવામાં આવ્યો. એમજ આપણને પણ પાગલ કહેવામાં આવશે. આપણો દા'વો એવો જ છે જેવો આ એક પૈસાવાળાનો માલદારીનો દા'વો. બીજો દાખલો લ્યો ! ખૂબસૂરત–સૌંદર્યવાન તેને જ કહીશું જેની આંખ, નાક સઘળા (અવયવો) ઠીક હોય. હવે જો કોઈ ખૂબસૂરતની નાક કાપી લેવામાં આવે અને તે નાક પર હાથ મૂકીને આવે તો જાહેરમાં

તો ખૂબસૂરત દેખાશે; પરંતુ જો કોઈ હાથ હટાવી દે તો ફરી જુઓ કે સઘળું રૂપ બેમઝા થઈ જશે.

તો જેવી ઝાહિરની ખૂબસૂરતી છે એવી જ બાતિનની પણ ખૂબસૂરતી છે. જ્યારે દરેક વાત કમાલ–પરિપૂર્ણતા સાથે હશે ત્યારે બાતિનના હિસાબે ખૂબસૂરત કહેવાશે અને આંતરિક સૌંદર્યનું નામ જ મુસલમાની છે. તો જણાય ગયું કે મુસલમાન અને આંતરિક ખૂબસૂરત તે જ છે, જેની પ્રત્યેક બાબત પરિપૂર્ણ હોય. નહી તો તેનો ઈસ્લામ તથા બાતિની ખૂબસૂરતી એવી જ છે, જેમકે તમે કોઈ દોસ્તથી કહો કે અમને એક માણસની જરૂર છે અને તે માનવી એક મુદ્દત પછી આપની પાસે એક એવા માણસને ખાટલામાં નાખીને લાવે, જેમાં સઘળા ઐબ મૌજૂદ છે. આંખ નથી, કાન પણ નથી, હાથ–પગ પણ નકામા છે, અક્કલ પણ ઠેકાણે નથી, અલબત્ત હયાત છે કે જો તેને કોઈ મારી નાખે તો તેને કાયદો સઝા કરે. તો શું એવા માણસથી તમારો હેતુ પૂર્ણ થશે ? હરગિઝ નહી અને શું તમે હેરતથી તે દોસ્તને પૂછશો નહી કે આ ગોશતના લોથરાને કેમ લાવ્યા ? હવે જો તે દોસ્ત એમ કહે કે તમારા માટે લાવ્યો છું, કારણ કે તમે ફરમાઈશ કરી હતી કે અમને એક માણસ લાવી આપો ! તો તમે આ જવાબથી હંસી પડશો.

## ઈસ્લામનો હેતુ શું છે ?

જ્યારે ઉપરોકત વાત સમજમાં આવી ગઈ તો હવે સમજો કે ઈસ્લામનો હેતુ આ છે કે સંપૂર્ણ નજાત–છૂટકારો મળી જાય; પરંતુ આજકાલના અક્કલવાનોએ સમજી રાખ્યું છે કે મઝહબનો હેતુ ફકત આટલો જ છે કે એનાથી અમારી એક કોમ બની જાય અને અમારામાં એકતા સ્થપાય જાય. જેની દલીલ આ છે કે તેઓમાં ધાર્મિક રંગ નથી. મને એક અંજુમનમાં બોલાવવામાં આવ્યો. તેની હાલતની તહકીક કરતાં જણાયું કે તેના સભ્યોની ન આવક શરીઅત મુજબ છે ન તેમની ચાલ–ચલગત. મેં બો લાવનારથી પૂછયું કે આપ લોકો કહો છો કે અંજુમનવાળાઓનો હેતુ કૌમની હમદર્દી છે; પરંતુ જો કૌમના હમદર્દ

છો તો પોતાના હમદર્દ કેમ નથી ? જો પોતાની સાથે લાગણી નથી અને પોતાની (દીની) હાલત સુધારી નથી તો શી રીતે માની લેવામાં આવે કે તમને કૌમની (સાચી) લાગણી છે ?

## કૌમની લાગણીના દાવેદારોની ઈસ્લાહ પ્રથમ જરૂરી છે ?

સાહિબો ! હું કૌમના હિતેચ્છુઓનું એ તરફ લક્ષ દોરું છું કે જ્યાં સુધી તેઓ પોતાની દુરુસ્તી ન કરશે ત્યાં સુધી તેમની હમદર્દી કશી જ અસર ન જન્માવશે અને ન કોઈ તેને માનવા તૈયાર થશે ! એ જ વાતને અલ્લાહ તઆલા ફરમાવે છે : "તમે બીજા લોકોને તો ભલાઈનો આદેશ કરો છો અને ખૂદ પોતાની ઝાતને ભૂલી જાઓ છો ?" (પોતે તો ભલા કામ કરતા નથી અને બીજાઓને નેક કામ કરવાનું કહો છો.) અને હું ફકત તેમની જ શિકાયત નથી કરતો, બલકે પોતાની પણ શિકાયત કરું છું કે અમે પણ દુરુસ્તીની ફિકરથી કોરા છે. જેમ કે અમે લોકો ભલે શરાબ નથી પીતા, ઝિના–વ્યભિચાર નથી કરતા; પરંતુ ગીબત–નિંદામાં અમે પણ સપડાયલા છીએ. જો અમે ઝિનાને ખુદાપાકનો ગુનોહ સમજીને છોડયો છે તો બીજા ગુનાહોને શા માટે નથી છોડતા ?

આથી જણાયું કે શરાબ વગેરેને આપણે ગુનાહને લઈ નથી છોડયા, બલકે ખાનદાનની રીતભાતને લઈ છોડયો છે કે શરાબ કદી અમારા વડવાઓએ પણ પીધી નથી. જો આપણે પીશું તો ખૂબ રુસ્વાઈ થશે. તો શરાબ બદનામીના ડરથી છોડયો, ન કે શરીઅતની મનાઈના કારણે; પરંતુ ગીબત તો બાપ–દાદાથી થતી ચાલી આવે છે, એટલે તેને એબ નથી સમજતા, ન તેને છોડવા તરફ કદી લક્ષ છે. નહિં તો ગુનાહ હોવામાં તો શરાબ પીવું અને નિંદા કરવી, બન્નેવ બરાબર છે. સારાંશ કે ગુનાહને ગુનાહ હોવાના કારણે જ છોડવો જોઈએ અને અમુક લોકોની જેમ ન કરવું જોઈએ કે શરાબને તો બુઝુર્ગીમાં ડાઘ લાગવાના

ખ્યાલથી છોડી દે છે ; પરંતુ ગીબત નથી છોડતા. કારણ કે, તેથી સામાન્યજનોમાં બુઝુર્ગી કમ નથી થતી !

એ વિશે મને એક હિકાયત યાદ આવી, છે તો બેતમીઝીની હિકાયત પરંતુ આજકાલની બુઝુર્ગીની પૂરી તસવીર–ફોટો છે.

## બીબી તમીઝાના વુઝુનો કિસ્સો

પ્રખ્યાત છે કે એક આવારા ઓરત હતી બીબી તમીઝા (નામની). તેને કોઈ બુઝુર્ગે નમાઝની પાબંદ કરી હતી અને વુઝૂ પણ શીખવાડયું હતું. બુઝુર્ગ સમજતા હતા કે નમાઝની બરકતથી ઓરત બદકારી પણ છોડી દેશે. પાંચ, છ માસ પછી જ્યારે બુઝુર્ગને ફરીવાર તે તરફ જવાનો ઈત્તેફાક થયો તો પૂછયું કે, 'બીબી નમાઝ પઢો છો ?' ઓરત કહેવા લાગી, 'હા–જી'. બુઝુર્ગે પૂછયું 'વુઝૂ પણ કરો છો ?' ઓરત કહેવા લાગી, ' આપ વુઝૂ કરાવીને તો ગયા હતા, બસ તે જ વુઝૂથી નમાઝ પઢી લઉં છું.' તો જેવું એ બીબી તમીઝાનું વુઝૂ હતું, કે ન તે સૂવાથી તૂટતું હતું, ન બદકારીથી, એવી જ આજકાલની બુઝુર્ગી પણ છે, કોઈ રીતે જતી જ નથી. બસ, અવામ તો એને જ બુઝુર્ગી સમજે છે કે ઝાહિરી હાલતને ઠીક કરી લીધી, રહયું બાતિન, તો તેની ગમે તે હાલત હોય.

## નવી રીતભાતવાળા ઈસ્લામને સમજ્યા જ નથી

અને જેવી રીતે આ પુરાના લોકોની શિકાયત હતી, એવી મને નવી રીતભાતવાળાઓથી એ શિકાયત છે, કે તેમણે ઈસ્લામને બિલ્કુલ જ સમજ્યો નથી, કારણ કે ઈસ્લામનો ઉદ્દેશ સંપૂર્ણ નજાત છે અને તે હાસિલ થાય છે પરિપૂર્ણ ઈસ્લામથી. જેમ માલદારીનો ઉદ્દેશ એશ–આરામ હતો અને તે મળે છે વધારે માલદારીથી, ન કે એક–બે પૈસાથી. તો હવે જાણવું જોઈએ કે કામિલ ઈસ્લામ શું છે ? હું તેને ટૂંકમાં બયાન કરું છું.

અલ્લાહ તઆલા ફરમાવે છે : " હે મુસલમાનો ! ડરો, અલ્લાહથી, જેમ તેનાથી ડરવાનો હક છે અને તમને ઈસ્લામ સિવાય બીજી હાલત પર મૌત ન આવવું જોઈએ." આ આયતમાં અલ્લાહપાકે ઈમાનવાળાઓને એક કામનો હુકમ કર્યો છે અને એક કામથી રોકયા છે. હુકમ તો આ છે કે ખુદાપાકથી ડરો, જેવો ડરવાનો હક છે; અને મનાઈનો સાર એ છે કે ઈસ્લામ સિવાય બીજી કોઈ હાલત પર ન મરો ! અને કારણ કે, આ બન્નેવ બાબતો એક જ આયતમાં વર્ણવી છે, એટલે બન્ને વચ્ચે કંઈક સંબંધ અવશ્ય હશે. બાકી બન્નેવ વાતો ને એક જ આયતમાં ભેગી ન કરત. તો આ સ્પષ્ટ દલીલ છે આ વાતની કે ખુદા તઆલાથી ડરવું અને મુસલમાન રહેવું બન્નેવનો સાર એક જ છે.

હવે જણાયું કે મુસલમાન તે છે જે ખુદાપાકથી એવો ડરે જેવો કે ડરવાનો હક છે અને તેના પર અડગ રહે, નહી તો કામિલ મુસલમાન નથી અને એ પણ જણાયું કે ખુદા તઆલાના સંપૂર્ણ ડરનું જ નામ, ઈસ્લામે કામિલ છે. તો હવે જુઓ, કે એ ઈસ્લામ તમારામાં છે અથવા નથી ? પૂરા ડરની, તફસીર–ભાષ્યમાં અમુકે લખ્યું છે કે " તાબેદારી કરવામાં આવે તથા હુકમની વિરુદ્ધ વર્તવામાં ન આવે." બીજા અમુકે લખ્યું છે કે "શુક્ર કરવામાં આવે અને નાશુક્રીથી બચવામાં આવે." એ જ રીતે બીજા પણ અર્થ વર્ણવવામાં આવ્યા છે ; પરંતુ સાર સૌનો પણ એ જ છે કે ઈસ્લામના સર્વ આદેશો પર અમલ કરવામાં આવે, સકારાત્મક હોય કે નકારાત્મક. એનું જ નામ, ઈસ્લામે કામિલ–પરિપૂર્ણ ઈસ્લામ છે.

## લોકોએ ઈસ્લામ કોઈ બીજી જ વસ્તુને સમજ્યો છે

પરંતુ આજકાલ લોકોએ ઈસ્લામની હકીકત બીજી જ કંઈ સમજી રાખી છે. ડોકટરોએ દવાઓનું સત્વ કાઢયું હતું ; પરંતુ આજના અક્કલવાનોએ ઈસ્લામનું સત્વ–ખુલાસો કાઢયો છે કે પોતાના ખ્યાલ મુજબની થોડીક બાબતો તો, ઈસ્લામમાં શામિલ સમજી લીધી અને

અમુક બાબતોને ઈસ્લામથી બહાર કરી દીધી ; પરંતુ બુઝુર્ગો ! સત્વ એ વસ્તુનું નીકળ્યા કરે છે, જેમાં કોઈક ફુઝૂલ–બેકાર તત્વ પણ હોય. માટે જો કોઈનો એવો ખ્યાલ છે, તો એ ખુદા તઆલા પર એ'તેરાજ– વાંધો લેવો છે, કારણ કે ઈસ્લામની કોઈ પણ બાબત છોડવા લાયક નથી.

જુઓ ! હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.) ને એક વાર આ વિચાર આવ્યો કે " જો હું ઊંટનો ગોશ્ત ન ખાઉં તો એ ઈસ્લામથી વિરુદ્ધ તો ન હશે, કારણ કે ઊંટનું માંસ ખાવું ઈસ્લામમાં કંઈ ફર્ઝ નથી અને આમ કરવાથી તૌરેત ઉપર પણ અમલ થઈ જશે, કારણ કે તૌરેતમાં ઊંટનું માંસ ખાવાની મનાઈ હતી." તેમના આ વિચાર પર આ આયત જોર–શોરથી નાઝિલ થઈ, " યા અય્યુહલ્લઝીન આમનુદ્દ્ ખુલૂ ફીસ્સિલ્મિ કાફ્ફહ." અર્થ : હે ઈમાનવાળાઓ ! તમે ઈસ્લામમાં પૂરેપૂરા–સાંગોપાંગ આવી જાઓ ! અધ–કચરા મુસલમાન ન બનો. જેમાં હઝરત અબ્દુલ્લાહ બિન સલામને જણાવવામાં આવ્યું છે કે ઈસ્લામમાં આવ્યા પછી કોઈક હલાલ વસ્તુથી પરહેજ કરવો, ઈમાનનું નુકસાન છે.

વિચારો ! શું ગોશ્ત ખાવો પણ જરૂરી વાત હતી ? પરંતુ જ્યારે માંસ ત્યાગને સવાબ–નેકીનું કામ સમજ્યા, તો કેટલા ભારપૂર્વક એનાથી રોકવામાં આવ્યા. આથી જણાયું કે ઈસ્લામની નાની જેવી વાત પણ છોડવા લાયક નથી. તો ફરી તેનું સત્વ શી રીતે કાઢી શકાય છે ? અને આજકાલ ઈસ્લામનું સત્વ આ રીતે કાઢવામાં આવ્યું છે કે અમુકે તો ફકત અકીદાઓની જરૂરત સમજી અને બીજા નેક કામો જેવા કે નમાઝ, રોઝાની કોઈ જરૂરત ન જોઈ.

## અમુક લોકોએ અકીદાઓમાં પણ કાપકૂપ કરી છે

જો કે અમુક લોકો એવા પણ છે કે તેમણે અકીદાઓની પણ કાપકૂપ કરી ; પરંતુ એવા લોકો ખૂબ ઓછા છે (આ'માલમાં કાટ,

છાંટ કરનારાઓ પ્રમાણમાં વધારે છે.) જેઓ કહે છે કે નમાઝની જરૂરત હવે નથી રહી, એ અરબના લોકો માટે નક્કી કરાઈ હતી, કારણ કે, તેઓ જંગલી–અસંસ્કૃત હતા અને અમે તો કેળવાયલા અને તમીઝદાર છીએ. માટે (તવબા, તવબા) નમાઝને ઈસ્લામથી ખારિજ–બહાર કરી દેવામાં આવે ; (લા હવ્લ વલા કુવ્વત) આ સલાહનો સીધો અને સહીહ જવાબ આ છે કે એ ખુદા તઆલા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આ આદેશની વિરુદ્ધ છે ; પરંતુ અફસોસ છે કે લોકો આજકાલ આ જવાબની કદ્ર નથી કરતા અને એને લાચારીનો જવાબ સમજે છે અને આલિમોથી ચાહે છે કે તે પ્રત્યેક પ્રશ્નના જવાબ, કુર્આન, હદીસ ઉપરાંત બુદ્ધિથી પણ આપ્યા કરે. ભાઈઓ ! સરકારી કાયદા ઘણા બધા એવા છે, જે સામાન્યજનોની બુદ્ધિમાં નથી આવતા, તો તેમનું કારણ શા માટે નથી પૂછતા ? છેવટે બન્નેવમાં તફાવત શું છે ?

બસ, ફરક ફકત આટલો જ છે કે સરકારી કાયદા–કાનૂનની દિલોમાં પ્રતિષ્ઠા છે, (તેને તોડવાનાં પરિણામ નજર સમક્ષ છે.) જ્યારે ઈસ્લામી કાયદાની પ્રતિષ્ઠા દિલોમાં નથી. (તેનો નફો–નુકશાન અદ્રશ્ય છે.) નહી તો કદી તેની મસ્લિહતો તથા કારણો ન પૂછત. માનવીને જેની સાથે પ્રેમ હોય છે, તેના હુકમને તો કારણ પૂછયા વિના માની લે છે. અફસોસ મુરદાર (મખ્લૂક)ની તો ફરમાઈશથી જ ખૂશ થાય અને કારણ જાણવાની પણ કદી ઈન્તિઝારી ન હોય. જયારે ખુદા તઆલાના આદેશના કારણ ઢુંઢવામાં આવે ! હું તો આલિમોથી કહું છું કે એ તાર્કિક મસ્લિહતોના પૂછનારાઓ પર વધારે મહેરબાન ન થાવ અને જાણ્યે–અજાણ્યે અવામને દિલેર ન બનાવો ! રહયો આ ડર કે અમુક લોકો મસ્લિહતો ન જાણવાથી ઈસ્લામથી જ નીકળી જશે. તો હું કહું છું કે ભલે નીકળી જાય, ઈસ્લામને એવાઓની જરૂર નથી.

## અમુકે આ'માલમાં કાપકૂપ કરી છે

બાકી નેક કામોમાં કાટ–છાંટ કરનારા તો ઘણાં છે. જો કે અમુકે અકીદાઓની સાથે આ'માલને પણ જરૂરી માન્યા ; પરંતુ કોઈએ તો

ફકત નમાઝને જ લીધી અને ઝકાતને છોડી દીધી. કારણ કે તેણે જોયું કે ચાર (૪) હજાર રૂપિયા હશે તો સો (૧૦૦) રૂા. દેવા પડશે. તો તેણે ઝકાતને બિલકુલ જ છોડી દીધી. તેનો તે બખીલ જેવો હાલ છે, જેનાથી તેના મિત્રે વીંટી માંગી હતી, જેથી તેની યાદગાર રહે. બખીલે કહયું કે જ્યારે પોતાનો હાથ ખાલી જુએ તો મને યાદ કરજે, કે દોસ્તથી વીંટી માંગી હતી પણ તેણે ન આપી. તો મુસલમાન શું એવું ચાહે છે કે અલ્લાહ તઆલાથી પણ એવી જ મહોબ્બત રાખે કે ફકત નમાઝ પઢે, જેથી બુઝુર્ગોમાં ગણત્રી થાય અને બીજા અમલોને છોડી દે. એવું કદી ન થવું જોઈએ !

અમુકે નમાઝની સાથે ઝકાત પણ અદા કરી; પરંતુ હજને કોરે મૂકી કે એટલા દિવસ કામકાજ બંધ રહેશે, ખોટ જશે, સફરમાં તકલીફો વેઠવી પડશે. અમુકે હજ પણ પઢી ; પરંતુ નાજાઈજ કમાણી ન છોડી. ફરી તેમાંથી થોડાકે લાંચ લેવાનું શરૂ કર્યુ, અમુકે વ્યાજ ખાવા માંડયું. કહે છે કે જો લાંચ કે વ્યાજ છોડીએ તો આવક બંધ થઈ જાય. આ તો તે ખરાબીઓ હતી, જેમાં મોટાભાગે દુન્યાદાર ફસાયલા છે.

## દીનદાર પણ અમુક ખરાબીઓમાં ફસાયેલા છે

જુઓ, ઘણા લોકો જેમાં દીનદાર પણ છે તેઓ રેલ (બસ) ની મુસાફરીમાં સામાન વધારે લઈ જાય છે અને તેનું ભાડું નથી દેતા, હાલાં કે તે બિલકુલ જાઈઝ નથી. એ જ રીતે પોસ્ટ ખાતાની ટિકિટો જે સિક્કો વાગવાથી બચી ગઈ હોય, તેનો ફરી ઉપયોગ કરવો (વિજ ચોરી વગેરે) ગુનાહિત કામો છે. યાદ રાખો ! કિયામતમાં આ સઘળું ભોગવવું પડશે. આ બધી વાતોથી અંદાજો લગાવો કે ઈસ્લામની કેવી કેવી ખૂબીઓ છે. (એક આદર્શ સમાજની રચનામાં તેનો ફાળો કેટલો મહાન અને મૂલ્યવાન છે.)

## ઈસ્લામ કોઈને નુકશાન પહોંચાડવાની છૂટ નથી આપતો

કસમ ખુદાએ પાકની, ઈસ્લામ ચાલાકીઓ, મક્કારીઓની

પરવાનગી કદી નથી આપતો. હદીસ શરીફમાં છે કે "કોઈને તકલીફ દેવી ઈસ્લામમાં નથી." કોઈને જરા જેટલી ઈજા આપવી પણ ઈસ્લામ વિરુદ્ધનું કૃત્ય છે. અહીં સુધી હુકમ છે કે જાનવરને ઝબહ કરતી વેળા છુરીને ખૂબ તેજ રાખો, જેથી જાનવરને વધુ તકલીફ ન થાય. (ઝબહ કરવામાં જો કે ઝાહિરમાં તકલીફ છે ; પરંતુ માનવીની શરાફતના કારણે તેની રજા આપી છે.) રહી આ શંકા કે ઝબહમાં તકલીફ તો છે જ, છરી તેજ હોય કે ન હોય, તો એની રજા જ શા માટે આપી ?

જવાબ એ છે કે તમને શું ખબર કે જાનવરને પોતે મરવામાં વધુ તકલીફ પડે છે અથવા ઝબહ થવામાં ? જો તકલીફના જ કારણે ઝબહ પર શંકા છે તો જાનવરોના પોતે મરવા ઉપર પણ શંકા થવી જોઈએ કે ખુદાપાક તેમને મૌત જ શા માટે આપે છે ? કારણ કે જેણે ઝબહનો હુકમ આપ્યો છે, તેના જ હુકમથી મૌત પણ આવે છે. સારાંશ કે જેણે જાનવરો પર રહમનો હુકમ આપ્યો છે તે માનવી પર રહમને વાજિબ શા માટે નહિ કરે ? ફરી ધોકાબાજી, ખયાનત–અપ્રમાણિકતાને શી રીતે જાઈઝ ઠેરવશે ? પરંતુ અફસોસ છે કે આપણે તેનો સહેજે ખ્યાલ ન રાખ્યો. કારણ કે આપણે રાત–દિવસ પોતાના ભાઈઓને તકલીફ આપીએ છીએ. વિશેષ રીતે જે મોટા (વી.આઈ.પી) લોકો કહેવાય છે, તેમનો મખ્લૂક સાથે નો વર્તાવ ખૂબ જ ખરાબ છે.

મેં એક લીડર સા. ને જોયા, કે તેઓ રેલમાં સવાર થયા. કુલીના માથા પર તેમનો સામાન મૂકાવીને તેમણે પોર્ટરને એક ઘસાયલી બે આની (પહેલાનો સિક્કો) દીધી. તેણે કહયું કે હુઝૂર ! આ તો ખરાબ છે. કહેવા લાગ્યા, કે અમે શું કરીએ ? કુલીએ કહયું કે બદલી આપો ! લીડર કહેવા લાગ્યા, કે અમે નથી બદલતા. તેણે કહયું કે સાહેબ ! એને હું શું કરીશ ? કહેવા લાગ્યા, ચલાવી દીજે ! કુલીએ કહયું ; કઈ રીતે ચલાવું ? કહેવા લાગ્યા, જે રીતે અમે ચલાવી. 'ભાઈ ! તમે તો એટલા માટે ચલાવી કે તમે મોટા માણસ છો. તમારાથી દબાયને કુલી એ લઈ લીધી. પણ કુલી બિચારાનો દબાવ કોના પર છે કે તે પણ પોતાના પ્રભાવથી ચલાવી દે ? છેવટે તે કુલી રડતો પાછો ફર્યો અને ટ્રેન રવાના થઈ.

મને એવો એફસોસ થયો કે જ્યારે એ સભામાં ઊભા થઈને હમદર્દીના લેકચર ઝાડે છે ત્યારે તેમની ઝબાન કેટલી ચાલે છે, જાણે તેમની બરાબરનો દુનિયામાં કોઈ હમદર્દ નથી. જ્યારે વર્તાવમાં ગરીબો પર સહેજે રહમ નથી. સાહિબો ! હું કસમ ખાયને કહું છું કે આપ દીનના પાબંદ રહીને તો હમદર્દી કરી શકો છો, નહિ તો કદાપી નહી. એ વાત તે લોકોની હાલત જોવાથી બિલ્કુલ સ્પષ્ટ છે, જે કૌમી લાગણીના દાવેદાર છે અને મઝહબના પાબંદ નથી. તમે અનુભવે જોશો કે તેમની અંદર ખાક પણ લાગણી નથી. જો એ લોકો મઝહબના પૂરા પાબંદ થઈ જાય તો, કદીયે કોઈને કશી તકલીફ ન પહોંચે. એથી અંદાજો થઈ શકે છે કે ઈસ્લામે અમનો—અમાનની કેટલી ચિંતા સેવી છે કે કોઈને રજ પણ તકલીફ દેવાની પરવાનગી નથી આપી.

## ઈસ્લામના અમનની બીજી મિસાલ

જુઓ ! હું ઈસ્લામના અમનો—અમાનની બીજી મિસાલ બતાવું છું. હઝરત ઈબ્નેઅબી દુન્યા નામના મુહદ્દિષે હદીસ વર્ણવી છે કે '' બાદશાહોને બુરું ન કહો, કારણ કે તેમના દિલ તો મારા કબ્ઝામાં છે, બલકે મારાથી પોતાના ગુનાહોની માફી માંગો ! હું તેમના દિલોને નરમ કરી દઈશ.'' અલ્લાહુ અકબર ! અમનનો કેટલી હદે લિહાઝ રાખ્યો છે કે હાકિમોને ઝબાનથી પણ (બુરું) કહેવાની ઈજાઝત નથી, ભલે તેમનાથી કોઈ તકલીફ જ પહોંચી હોય. કારણ કે હાકિમોને બુરું—ભલું કહેવાથી હુકૂમતનો રોબ અને ડર દિલોથી નીકળી જાય છે, જેનાથી બદમાશો, ડાકૂઓ નિડર થઈને જે ચાહે તે કરે છે. બલ્કે આવી સૂરતમાં હાકિમોને બુરું કહેવાને બદલે આ હુકમ છે કે મારી તાબેદારી કરો ! આટલી હદે અમનની ઈસ્લામની તા'લીમ છે ; પરંતુ લોકોના મુઆમલાતની હાલત જુઓ ! કેવી (ખરાબ) છે ? અમુક લોકોએ મુઆમલાતને પણ લીધા ; પરંતુ આદતો બગાડી નાખી. હાલાંકે શરીઅતે તેનો પણ બંદોબસ્ત પૂરે પૂરો કર્યો છે. તેને સમજાવવા હું એક દાખલો ટાંકું છું.

## બીજાના ઘરે પરવાનગી લઈને દાખલ થવું

કુર્આન શરીફમાં હુકમ છે કે, "બીજાઓનાં ઘરોમાં જ્યાં સુધી તેમનાથી રજા ન લઈ લો, દાખલ ન થાઓ !" હદીસ શરીફમાં એ ઈજાઝતની હદ બતાવી દીધી છે કે ત્રણ વાર રજા માંગો ! જો રજા ન મળે તો પાછા વળી જાવ ! ચોથીવાર ન પૂછો, કારણ કે તેથી ઘરવાળા તંગ થશે. આ હુકમ મર્દાના તથા ઝનાના, બન્નેવ મકાનો માટે છે. (મર્દાના – પુરુષ બેઠક રૂમ, ઝનાના – સ્ત્રી બેઠક રૂમને કહે છે.) મર્દાના–મકાન, કઈ પ્રકારના હોય છે. અમુક તેમાંના એવા પણ છે, જ્યાં જવાની દરેક માણસને પરવાનગી હોય છે. દા.ત. હાકિમોની કચેરીઓ અથવા એવી બેઠકો, જ્યાં જવાની સૌને ઈજાઝત હોય છે અને અમુક મર્દાના મકાન એવા પણ હોય છે કે જેના રહીશો એકાંત ચાહે છે અને એ બાબત ઈશારા – સંકેતોથી જણાય આવે છે, તો ત્યાં રજા વિના કદી ન જાઓ !

ત્યાર પછી શરીઅતનો આ પણ હુકમ છે કે જો રજા ન મળે તો પાછા ફરી જાઓ ! આજે આ હાલ છે કે એક વાર જો કોઈ રજા ન આપે તો પછી જુઓ, તેનાથી એવા નારાઝ થશે કે ઝિંદગીભર ત્યાં ન જશે.

## જરૂરત વગર ભેગા થવાની મનાઈ

ઈસ્લામના અમનો–અમાનની તા'લીમની બીજી મિસાલ જુઓ ! હુકમ છે કે જ્યારે જુમ્આની નમાઝથી પરવારી જાઓ અને બીજો કોઈ જલ્સો–વઅઝ વગેરે ન હોય તો બધા વિખરાય જાઓ તથા કમાઓ, ખાઓ ; પરંતુ એ રીતે કે હાથ કામમાં અને દિલ ખુદાપાકની યાદમાં હોય. સાર એ છે કે જે કામના માટે એકત્ર થયા હતા, જ્યારે તે પૂરું થઈ જાય તો, ફરી એક ઠેકાણે એકત્ર ન રહો. કારણ કે ફુઝૂલ ભેગા થવાથી કદાચીત, કોઈ ફિત્નો–ફસાદ ઊભો થઈ જાય. (અમનો–અમાનની જાળવણી માટે એ સુરાખને જ સદંતર બંધ કરી દીધું).

એ જ પ્રમાણે હદીસ શરીફમાં છે કે, " જો ત્રણ આદમી ભેગા

હોય તો, તેમાંથી બેને એ જાઈઝ નથી કે એકને એકલો છોડીને આપસમાં ધીમે ધીમે મશ્વરાની વાતો કરવા લાગે તથા ત્રીજાથી તેને છુપાવે, જ્યાં સુધી કે ત્રીજો ચાલ્યો ન જાય અથવા કોઈ ચોથો ન આવી જાય, કારણ કે ત્રીજાથી છુપાવીને જો બે જણ આપસમાં વાતો કરશે તો તેને ખરાબ લાગશે તથા તેના દિલમાં એ ખ્યાલ પેદા થશે કે તેમણે મને પરાયો સમજ્યો અને જ્યારે ચોથો આવી જશે તો એ ત્રીજાને હવે રંજ ન થશે, કે તેને ખ્યાલ થશે કે કદાચ ચોથાથી ભેદ છુપાવવાનો હેતુ હશે અને ચોથાને એ જ ગુમાન ત્રીજા માટે થશે, જેથી બન્નેવમાંથી કોઈને તકલીફ ન થશે. સારાંશ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દરેક વસ્તુના માટે ખૂબ જ મુનાસિબ–યોગ્ય કાનૂન ફરમાવી દીધો છે ; પરંતુ અફસોસ ! આપણા ભાઈઓએ તેને કદી જોયો પણ નથી.

## કેટલાકે અખ્લાક–સંસ્કારને ત્યજી દીધા છે

અમુક લોકો એવા છે કે જેમણે ઝાહિરી ટેવોને પણ કંઈક સુધારી ; પરંતુ બાતિની અખ્લાક–આંતરિક સંસ્કારને બિલ્કુલ ત્યજી દીધા અને એવા લોકોની સંખ્યા ઘણી છે, જેમને અખ્લાકના ખરા અર્થની પણ જાણ નથી. તો જાણી લો, કે અખ્લાકની દુરુસ્તી જ તે વસ્તુ છે, જેને તસવ્વુફ–સૂફીવાદ કહે છે અને હકીકત તેની આ છે, કે આપણને જે રીતે ઝાહિરી આ'માલનો આદેશ છે જેવી રીતે નમાઝ, રોઝા વગેરે એજ રીતે બાતિની આ'માલનો પણ આદેશ છે કે ગર્વ ન કરીએ, ખુદા પાકની મહોબ્બત પર બીજાની મોહબ્બતને સરસાઈ ન આપીએ, દિલમાં કીનો–કપટ ન રાખીએ. હવે બતાવો કે આપણે તેની શું ચિંતા કરી ? અને જે લોકો કંઈક કરી પણ રહયા છે, તે ફકત રસમ–રિવાજ પૂરતી કરી રહયા છે. મૂળ હકીકત તરફ જુજ માનવો સિવાય કોઈનું પણ લક્ષ નથી.

## પરિપૂર્ણ ઈસ્લામમાં કેટલી બાબતો જરૂરી છે

તો પરિપૂર્ણ ઈસ્લામ ત્યારે થાય કે અકીદા પણ કુર્આન–

હદીસના મુતાબિક હોય અને ઈબાદત, નમાઝ, રોઝા વગેરે પણ ઠીક હોય તથા મુઆમલાત, સાક્ષી આપવી, વેપાર, ખેતી વગેરે પણ શરીઅત મુજબ હોય તથા ઝાહિરી આદતો પણ ઠીક હોય, દા.ત. ખાવું–પીવું, ઉઠવું–બેસવું અને બાતિની અખ્લાક, સબ્ર–શુક્ર વગેરે આ સૌના સૌ પણ શરીઅત મુજબ હોય અને એ પાંચ વસ્તુઓ છે. એ સઘળી વાતોને ભેગી કરવાનું નામ કામિલ–પરિપૂર્ણ ઈસ્લામ છે. જો એમાંથી એક વસ્તુ પણ કમ રહે તો ઈસ્લામ એવો છે, જેવો કોઈ માણસ સ્વરૂપવાન તો હોય પરંતુ તેની નાક ન હોય. ઉપરના બયાનથી તમને ઈસ્લામની હકીકત માલૂમ થઈ ગઈ હશે.

## આપણને પોતાને મુસલમાન કહેવડાવવાનો કેટલો અધિકાર છે ?

હવે વિચારો ! કે આપણે મુસલમાન કહેવડાવવાની કેટલી લાયકાત પેદા કરી ? હે મુસલમાનો ! જો તમને કોઈએ મવલાના અથવા શાહ સા. કહી દીધા, તો એથી ગર્વમાં ન આવી જશો કે અમે કંઈક તો હોઈશું, જેને લઈ બીજા અમને બુઝુર્ગ સમજે છે. સાહિબો ! પોતે પણ પોતાની હાલત જુઓ ! કે આપણે હકીકતમાં શું છીએ ? આપણી તે કિસ્સાવાળી હાલત છે કે એક માણસ પાસે એક ખામીવાળો ઘોડો હતો. તેણે એક દલાલથી કહયું કે મારો ઘોડો વેચી દો !

તેણે બજારમાં ઉભા થઈને વેચવા માટે તે ઘોડાની ઘણી જૂઠી તા'રીફો–વખાણ શરૂ કર્યા. માલિકે જ્યારે આ વખાણો સાંભળ્યા તો કહેવા લાગ્યા, કે જ્યારે આ ઘોડો આવો છે તો લાવો, મને જ આપી દો ! તે મૂરખે, દલાલના વખાણોને તો સાચા માની લીધા અને તેનાથી ધોકો ખાધો અને પોતાના અનુભવને જૂઠો માન્યો, એ ખ્યાલ ન કર્યો કે ઘોડો તો મારો જ છે, મેં પાંચ વર્ષ સુધી તેને પોતાની પાસે રાખીને જોયો છે અને પોતે તેના એબથી કંટાળીને વેચી રહયો છું.

ભાઈઓ ! એ જ પ્રમાણે આપણને જો કોઈ બુઝુર્ગ, આલિમ કે

કોમનો હમદર્દ કહે છે તો તે આપણી જ બનાવટથી તો ધોકો ખાયને એવું કહે છે. ફરી પોતાની મૂળ–અસલી હાલતને (જેને ખુલ્લી આંખે જોઈ રહયા છે) ગલત માનવી તથા ખૂશામદખોરોની તા'રીફો–વખાણોને સહીહ–ઠીક સમજવા, કેવી અજીબ વાત છે.

## આપણા રોગોનું કારણ ઈલ્મની કમી તથા હિંમતની કમઝોરી છે

હવે હું ટૂંકમાં રોગોના (કારણો) વર્ણવું છું. સાંભળો ! તેમના બે કારણો છે. એક ઈલ્મની કમી–કોતાહી, બીજું હિંમતની કમઝોરી–નિર્બળતા. અમુક ખરાબીઓ તો, ઈલ્મની કમીથી પેદા થઈ છે, અને અમુક ખરાબીઓ, હિંમતની અશકિતથી પેદા થઈ છે કે આપણે તે ખરાબીઓને જાણીએ છીએ; પરંતુ કમહિંમતીથી તેની ઈસ્લાહ–સુધારણા નથી કરતા અને કમહિંમતી, ખવફેખુદાવંદીની કમીના કારણે પેદા થાય છે. દા.ત. નફસ કહે છે કે હમણાં ઠંડીમાં (ઉઠવામાં) તકલીફ થશે, સવારમાં (નમાઝ) કઝા પણ પઢી શકાય છે. તો સૌ પ્રથમ આ રોગોના કારણોને દૂર કરવા જોઈએ.

## ઈલ્મે દીન પ્રાપ્ત કરવાની જરૂરત

એટલે પ્રથમ તો જરૂરત પ્રમાણે દીનનો ઈલ્મ પઢવો જોઈએ. ભલે, આલિમ ન બને અને જો આલિમ બની જાય તો ઔર બેહતર છે. રહી દુનિયાદારોની આ શંકા કે મોલ્વી બનીને ફરી એ લોકો ખાશે કયાંથી ? એ હકીકતમાં પોતાના પર એ'તેરાઝ કરવો છે. કારણ કે એ વાત નક્કી છે કે જે માણસ કોઈ જમાઅતની સેવામાં લાગેલ હોય, તેનો સંપૂર્ણ ખર્ચ તે જમાતના શિરે છે અને જયારે વાત આમ છે તો, આમ કહેવું કે કયાંથી ખાશો ? વાસ્તવમાં પોતાના પર એ'તરાઝ કરવો છે.

એ પ્રશ્ન તો મોલ્વી આપથી કરી શકતા હતા, કે આ હજારો તલબા–વિદ્યાર્થીઓ, આલિમ બનીને કયાંથી ખાશે ? પરંતુ તેઓ તો

ખુદાપાકના ભરોસે બેસી રહયા અને આપથી કંઈ નથી કહેતા; પરંતુ આ પ્રશ્ન કરીને આપ પોતે જ પોતાનો દોષ યાદ અપાવો છો, કે અમારામાં આ પણ એક એબ છે કે જે લોકોનો સંપૂર્ણ ખર્ચ અમારા શિરે છે, અમે તેમનો જરા એટલો પણ ખ્યાલ નથી કરતા. જવાબનો સાર એ કે કૌમના ઝિમ્મે છે કે તે લોકોનો પૂરો ખર્ચ પોતાના શિરે લે.

પરંતુ આલિમોને જોઈએ કે કૌમ પર કદી નઝર ન રાખે અને દરેક સમયે એ વિશ્વાસ રાખે કે ઝમીન, આસ્માનનાં સઘળા ખઝાના ખુદા તઆલાના જ છે, ખુદાપાક પોતે તેમની જરૂરતોની વ્યવસ્થા કરશે.

## અકબર બાદશાહની બોધદાયક હિકાયત

અકબર બાદશાહની હિકાયત મશ્હૂર છે, કે એક વાર તે શિકારે ગયા અને સાથીદારોથી વિખૂટા પડીને દૂર જતા રહયા. એક ગામડિયાએ તેમને મહેમાન બનાવ્યા. અકબર તેનાથી ખૂબ રાજી થયા અને કહયું કે રાજધાનીમાં અમને મળજો ! તે આવ્યો તો અકબર નમાઝ પઢી રહયા હતા, છેવટે દુઆ માંગી. ગામડિયાએ આ જોયું. જ્યારે બાદશાહ દુઆથી પરવાર્યા તો ગામડિયાએ પૂછયું કે આપ શું કરી રહયા હતા ? અકબરે કહયું કે અલ્લાહ તઆલાથી દુઆ માંગી રહયો હતો. કહેવા લાગ્યો કે શું આપને પણ ખુદાપાકથી માંગવાની જરૂરત રહે છે ? અકબરે કહયું કે બેશક–નિઃશંક. કહેવા લાગ્યો કે ફરી હું તેનાથી જ કેમ ન માંગુ જેનાથી આપ માંગો છો ? (ગામડિયાની સમજનું માશાઅલ્લાહ શું કહેવું ?) તો આલિમોને જોઈએ કે દીનની ખિદમતમાં નિય્યત ફકત અલ્લાહની રઝાની રાખે. ખુદાપાકની કસમ ! અલ્લાહ તઆલાનું નામ બન્ને જહાનથી વધુ કીમતી છે.

## જરૂરત મુજબ ઈલ્મે દીન પઢવો યા શીખવો દરેકને માટે જરૂરી છે

હવે જો આલિમ બની જાય તો ઘણું જ સારું. જો આલિમ ન

બની શકાય તો, જરૂરત મુજબ દીનનો ઈલ્મ–જાણકારી જરૂર મેળવી લેવી જોઈએ અને તે જરૂરિયાત આ પ્રમાણે છે :

(૧) અકીદાઓ– માન્યતાઓ. (૨) ઈબાદાત : નમાઝ, રોઝા, ઝકાત, હજ. (૩) મુઆમલાત : લેવડ–દેવડ, હરામ–હલાલ વગેરે. (૪) મુઆશરત : ઈસ્લામી રહેણી–કરણી. (૫) અખ્લાક–સુસંસ્કાર, નૈતિક મૂલ્યો. આટલી ઈલ્મ પ્રાપ્તિ પછી જોઈએ અંગ્રેજી ભણો અથવા વેપાર (હુન્નર–ઉદ્યોગ, ખેતી વગેરે) નું કામ શીખો, જે ચાહો તે કરી શકો છો. જો કોઈ ભાઈની લાયકાત ઘણી સારી હોય તો તેમને દીનના જરૂરી ઈલ્મની સાથે તે કિતાબો પણ પઢાવી દેવામાં આવે જેમાં બદદીનોના ઈસ્લામ પર કરેલ એ'તેરાઝો, વાંધા–વચકાઓનાં સુંદર જવાબો દેવામાં આવ્યા છે. ઈલ્મે દીન પ્રાપ્ત કરવાની આ રીત તો તે લોકો માટે છે, જે લખવું, વાંચવું જાણતા હોય !

રહયા તે લોકો જે અક્ષર–જ્ઞાનથી અજાણ અને અભણ છે, તેમને ઈલ્મે દીન શીખવાની તદબીર અને રીત આ છે કે કોઈ આલિમ અઠવાડિયામાં બે–એક વાર મસ્જિદ વગેરે કોઈક ઠેકાણે એવા લોકોને ભેગા કરીને દીનના અહકામ તેમને સંભળાવ્યા–સમજાવ્યા કરે. હવે ઓરતોને ઈલ્મે દીન શીખવાડવાની રીત આ છે કે, તેમના ઘરના પુરુષો દરરોજ દીનની કિતાબો તેમને પઢીને સંભળાવ્યા કરે અને જે વાતો આલિમોથી સાંભળે, તે તેમને સંભળાવતા રહે. જો મહોલ્લામાં કોઈ પઢેલા બહેન હોય તો કદી કદી તેમનાથી કિતાબ સાંભળ્યા કરે. આ રીતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પૂરે પૂરી ઉમ્મત દીનની જાણકાર થઈ શકે છે.

## હિંમતની કમઝોરી અને ડરની કમી–કોતાહીનો ઈલાજ

રહી હિંમતની કમઝોરી તથા ખવફની કમીનો ઈલાજ, તે એ છે કે એક સમય નક્કી કરીને, તેમાં મનન કર્યા કરો કે અલ્લાહ તઆલાએ

કેટકેટલી નેઅમતો આપણને આપી છે અને આપણો મુઆમલો અલ્લાહપાકની સાથે કેવો છે ? ફરી વિચારો કે કિયામતનું મેદાન હશે અને આપણે ખુદા તઆલાની સામે હોઈશું અને આપણાથી આ સર્વે નેઅમતોની પૂછ થશે કે અમે આટઆટલી નેઅમતો તમને આપી હતી છતાં તમે આટઆટલી નાફરમાની કરી.

ફરી અલ્લાહ તઆલાના અઝાબોને યાદ કરો અને ત્યારે અલ્લાહ તઆલાની સામે સિજદામાં પડીને ખૂબ રડી–કકડીને દુઆ કરો તથા પોતાના ગુનાહોની માફી ચાહો ! જો તેને પાબંદીથી કરશો તો અલ્લાહ ચાહશે તો એક અઠવાડીયામાં ઘણો જ ફેર પડી જશે અને તેનાથી પ્રત્યેક સમયે આ ચિંતા રહયા કરશે કે આપણે જે કામ કરી રહયા છે તે જાઈઝ છે કે નહિ ?

## અલ્લાહવાળાઓની સુહબત અપનાવવી જરૂરી છે

અને એક કામ આ કરો કે અલ્લાહવાળાઓની ખિદમતમાં કોઈવાર જયા કરો; પરંતુ એવા પાસે જે જરૂરત મુજબ ઈલ્મે દીન ધરાવતો હોય અને જો એવી વ્યકિત ન મળે તો બુઝુર્ગોની હિકાયતો તથા નસીહતો વાંચ્યા કરો. એ ઉપચાર છે ઈલ્મની કમી તથા હિંમતની કમઝોરીનો, અને પછી એ હાલત પર કાયમ રહો. જયારે તમે નિયમિતતા જાળવશો તો આ આયત પર સંપૂર્ણ અમલ થઈ જશે, "વલા તુમુતુન્ન ઈલ્લા વ અન્તુમ મુસ્લિમૂન" 'કે ઈસ્લામ વિના બીજી કોઈ હાલત પર ન મરશો !' હવે દુઆ કરો, અલ્લાહ તઆલા સૌને અમલની તૌફીક બક્ષે, આમીન.



પ્રકાશન નં. ૫૮૭

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વચઅઝ)

# કુરબાનીની મહત્તા ઘણી છે



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા





**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# કુરબાનીની મહત્તા ઘણી છે

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

**"કાલુ મા હાઝિહીલ્ અદાહી યા રસૂલલ્લાહ (સલ.) ! કાલ, સુન્નતુ અબીકુમ ઈબ્રાહીમ.** "તરજુમો : સહાબા (રદિ.) એ અરજ કરી, હે અલ્લાહના રસૂલ (સલ.) ! આ કુરબાનીઓની શું હકીકત છે ? આપ (સલ.) એ ફરમાવ્યું : (એ) તમારા પિતા ઈબ્રાહીમ (અલૈ.) ની સુન્નત–તરીકો છે.

આ એક લાંબી હદીષ શરીફનો ટુકડો છે, જેમાં કુરબાનીની ફઝીલતનું વર્ણન છે. હઝરત રસૂલુલ્લાહ (સલ.) કેવા કરીમ અને સખી છે કે, આપણાં નફાની કોઈ વાત બયાન કરવાની નથી છોડી. કુરબાની, નમાઝ, રોઝા, હજ, ઝકાત આ સર્વે અહકામ–આદેશો અત્યારે આપણને મામૂલી વાતો લાગે છે અને આપણને તેમની કાંઈ કિંમત નથી. અર્થાત્ જેવી કદર હોવી જોઈએ તેવી નથી. કારણ કે હંમેશા એ વાતોને બાપ–દાદાથી સાંભળતા આવ્યા છીએ, પરંતુ જેમને તલાશ પછી એ દોલત મળી હશે, તેમનો શો હાલ થયો હશે ? જેમ ભૂખ્યા

માણસને અડધી રોટી પણ મળે તો તેને નેઅમત માને છે, અને જો મેઅ્દો–જઠર ખરાબ હશે તો તેને પૂલાવ ઝર્દામાં મજા નહી આવે; કારણ કે તેને ખાવાની ઈચ્છા જ નથી. (એ જ પ્રમાણે) સહાબાને તલબ (અને પૂછવા પછી) પ્રશ્નોના જવાબ મળ્યા અને આપણને મફત મળી ગયા !

આ હદીષમાં પણ આવો જ મઝમૂન છે, એની કદર સહાબા (રદિ.) ને પૂછો ! આપણે પણ તેમની જેમ કદર કરવી જોઈએ ! સવાબ, અઝાબના મઝમૂનથી વિશેષ કોઈ વસ્તુ લાભદાયક નથી. ઉપરાંત, સરળ એટલો છે કે તેમાં સહેજે ય તંગી નથી અને એ દલીલ છે તેના લાભ તથા આવશ્યકતાની; કારણ કે જે વસ્તુ જેટલી વધુ લાભદાયી હોય છે, તેટલી જ સરળતાથી ઉપલબ્ધ–મળતી હોય છે. જુઓ ! માનવ તથા પશુઓને સૌથી વધુ જરૂરત હવાની છે. જો તે એક મિનીટ પણ ન હોય તો કોઈનું જીવન કાયમ ન રહે, પરંતુ તે એટલી સસ્તી છે કે તેની કાંઈ કિંમતજ નથી. તે પછી પાણીની જરૂરત છે, તે એટલું સસ્તું નથી, પરંતુ બીજી ચીઝોના પ્રમાણમાં સસ્તું છે. તે પછી ખોરાકની જરૂરત છે; તે એથી મોંઘુ છે, અને જેની બિલકુલ જરૂરત નથી, તે અતિશય મોંઘુ છે. જેમ કે ઝવેરાત, કે જો આખી ઝિંદગી પણ કોઈને ન મળે તો કાંઈ હરજ–નુકશાન નથી. એ જ પ્રમાણે જે ઈલ્મ વધારે ઉપયોગી છે તે ખૂબ આસાનીથી પ્રાપ્ત થઈ જાય છે. જેમ કે શરીઅતનો ઈલ્મ, કે અતિ આવશ્યક તથા લાભદાયી હોવાના લઈ ખૂબ આસાન છે. પ્રત્યેક ઠેકાણે તેના બતાવનારા હાજર છે અને તે કોઈ બદલો નથી લેતા !

## કુરઆન શરીફની તાલીમ દેનારા સસ્તા કેમ છે ?

અને એ જ રાઝ છે કે કુરઆન શરીફની તાલીમ દેનારા વિપૂલતાથી અને ખૂબ ઓછા પગારે મળી જાય છે. એથી વિરૂધ્ધ બીજી વિદ્યાઓ શિખવાડનારા કમ અને મોટા પગારો પર મળે છે. સાર એ કે જોવાની વસ્તુ નફો છે, ન કે બીજી વાતો. દા.ત. મઝમૂન ચટાકેદાર હોય,

જેમ કે મહદઅંશે લોકો વઅઝમાં એ જ જોયા કરે છે કે જેના બયાનમાં મઝેદાર શે'ર હોય, તેને પસંદ કરે છે અને જો કોઈ વઅઝ કહેનાર નર્યા મસ્અલા સંભળાવી દે તો તેનાથી ભાગે છે ; જ્યારે કે તે વધારે ફાયદામંદ છે ; પરંતુ તેમને શી ખબર કે અમારા લાભની કઈ વસ્તુ છે ?

હક તઆલાની મહાન રહમત છે કે એવા મઝમૂન આપણને બતાવ્યા, જે આપણને કામ આવનાર છે ; અને નકામા, બિનજરૂરી મઝમૂન આપણને નથી શિખવાડયા. આ સઘળી તકરીર એટલા માટે અરજ કરાઈ કે જે મઝમૂન હમણાં બયાન થશે, તેને બેકદર તથા મામૂલી ન સમજવામાં આવે. સાર એ કે લાભદાયી મઝમૂનોમાંથી એક મઝમૂન–વિષય આ પણ છે, જે અલ્લાહ તઆલાએ હુઝૂર (સ.અ.વ.) મારફત આપણને બતાવ્યા છે !

## કુરબાનીને હઝ. ઈબ્રાહીમ (અ.સ.) ની સુન્નત ફરમાવવું કુરબાનીની ઘણી મોટી ફઝીલત છે

મતલબ કે હુઝૂર (સ.અ.વ.) કુરબાનીના અહકામ બયાન ફરમાવી રહયા હતા. સહાબા (રદિ.) એ પૂછયું કે, 'હુઝૂર (સ.અ.વ.) ! આ કુરબાનીઓ શું વસ્તુ છે ?' હુઝુર (સ.અ.વ.) એ ફરમાવ્યું : તમારા બાપ હઝરત ઈબ્રાહીમ (અ.સ.) ની સુન્નત–તરીકો છે.' આ મઝમૂન સાંભળીને લોકો કહેશે કે એમાં કુરબાનીની શી ફઝીલત–મહિમા (બયાન) થયો ? પરંતુ સમજદારના માટે એ ઘણી મોટી ફઝીલત છે ; બલકે કુરબાનીની જેટલી ફઝીલતો આવી છે, એમાં સર્વશ્રેષ્ઠ ફઝીલત આ જ છે ; જેમ કે હમણાં આપ જોશો !

હવે જુઓ કે આ શબ્દ વધારવાનો હેતુ શો છે કે 'તમારા બાપ ઈબ્રાહીમ (અ.સ.) ની સુન્નત છે ? ફકત આમ કેમ ન ફરમાવ્યું કે હઝ. ઈબ્રાહીમ (અ.સ.) ની સુન્નત છે. તેમના 'બાપ' હોવાનું વર્ણન કેમ કર્યુ ? વાત આ છે કે મહેરબાન બાપ દિકરાને અનેક રીતે સમજાવતો રહે છે અને એ જ ધૂનમાં રહે છે કે તેને સમજાવવો જોઈએ કે તેના પર

અસર પડે ! હુઝૂર (સ.અ.વ.) આપણા રૂહાની બાપ છે, બલકે બાપથીય વધારે મહેરબાન છે ; તેથી હુઝૂર (સ.અ.વ.) એ કુરબાનીનો એ રીતે શોખ અપાવ્યો, જેથી અસર વધારે થાય !

## માનવીને બાપ-દાદાથી ગાઢ સંબંધ હોય છે

કારણ કે ફિતરી વાત છે કે માણસને પોતાના બાપ-દાદા તથા તેમના રસ્મો-રિવાજથી ગેહરો લગાવ હોય છે અને તેમનું દિલથી નીકળવું ખૂબ જ મુશ્કેલ હોય છે. જેમ કે કાફિરોને જયારે બુત-પરસ્તીથી રોકવામાં આવતા હતા અથવા આજકાલના રિવાજોથી મુસલમાનોને રોકવામાં આવે છે, તો મોટો જવાબ એ જ અપાય છે કે સાહેબ ! ઉપરથી (વડવાઓથી) આ જ પ્રમાણે થતું આવે છે. સારાંશ કે ખાનદાની-કૌટુંબિક વાતની ઘણી અગત્યતા બતાવાય છે. તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) શોખ-રગબત અપાવવા માટે ફરમાવે છે : 'મિયાં ! કુરબાની તો કોઈ બહારની બાબત નથી, એ તો તમારા પૂર્વજ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) નો તરીકો-પરંપરા છે. એ તો ખાનદાની ધર્મ છે, એને શા માટે છોડો છો ?''

આ હદીસ શરીફથી કુરબાનીની મહાન ફઝીલત માલૂમ થઈ. કેમ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ અલ્લાહ તઆલાની ખુશ્નૂદીના માટે પોતાના ફરઝંદને ઝબહ કરવાનો ઈરાદો કરી લીધો હતો ; બલકે તેના ગળા પર છરી ફેરવી દીધી હતી, પરંતુ અલ્લાહ તઆલાએ તેમના બદલે જન્નતથી એક મેંઢો મોકલી આપ્યો, જે હઝરત ઈસ્માઈલ (અલૈ.) ની જગ્યાએ ઝબેહ થયો. હા, સવાબ મેંઢાને ઝબેહ કરવામાં પણ તે જ મળ્યો, જે બેટાને ઝબેહ કરવાથી મળત, કારણ કે તેઓ તો પોતાના તરફથી બેટાને જ ઝબેહ કરી ચુકયા હતા અને બેટાને રાહે ખુદામાં કુરબાન કરવાનો અતિ મહાન સવાબ છે.

શરીઅતના નિયમોથી આ વાત જણાય છે કે જે વસ્તુને ખુદાપાકના રસ્તામાં કુરબાન કરી છે, તે જેટલી વધારે પ્યારી હશે, તેટલો

વધારે સવાબ મળે છે ; તો જોવું જોઈએ કે બેટાથી માણસને કેટલી મુહબ્બત હોય છે ? આપણે જોઈએ છીએ કે બેટા સાથે પોતાની ઝાતથી પણ વધારે મુહબ્બત હોય છે, કારણ કે માણસ પોતાના માટે જે આરામ ચાહે છે, તે બીજાને માટે કદાપિ નથી ચાહતો ; પરંતુ બેટા માટે એમ ચાહે છે કે દરેક પ્રકારની રાહત તેને મારાથી વધારે મળે. તો સાબિત થયું કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ તે કામ કર્યુ, જેથી વિશેષ થઈ જ નથી શકતું. તો જાહેર છે કે તેનો સવાબ ઘણો જ અઝીમુશ્શાન હશે, બલકે એમ કહો કે બેશુમાર સવાબ હશે !

હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ કુરબાનીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ની સુન્નત ફરમાવી છે, જયારે કે તેમણે તો ફરઝંદના ગળા પર છરી ફેરવી હતી અને કુરબાનીમાં તો જાનવર ઝબેહ કરવામાં આવે છે, તો ફરી કુરબાની હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ની સુન્નત શી રીતે થઈ ? તેમની સુન્નત તો ત્યારે જ થઈ શકે છે, જયારે કુરબાનીમાં આપણને તે જ અજ્ર મળે, જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને બેટાને ઝબેહ કરવામાં મળ્યો હતો. કેમ કે બંનેનો સવાબ એક દરજાનો હતો. એટલે તેને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ની સુન્નત ફરમાવ્યું, જાણે આમ ફરમાવ્યું કે હે ઉમ્મતે મુહમ્મદિયા ! તમને જાનવર ઝબેહ કરવામાં તે જ સવાબ મળશે, જે ઈબ્રાહીમ (અલૈ.) ને બેટાને ઝબેહ કરવામાં મળ્યો હતો.

જુઓ ! આ હદીષ શરીફથી કુરબાનીની કેટલી મોટી ફઝીલત જણાઈ. અલ્લાહુ અકબર ! કેટલું મોટું ઈનામ છે અને ઉમ્મતે મુહમ્મદિયા પર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની બરકતથી કેવો લુત્ફો-કરમ છે ? કુરબાનીની આ ફઝીલત તો એવી છે કે જો કોઈના શિરે કુરબાની વાજિબ પણ ન હોય. તો આ સવાબ કમાવવાના માટે, તે પણ કુરબાની કર્યા વિના ન રહે !

## કુરબાનીનો શોખ અપાવવો

આખિર દુનિયાના ઘણાં બધા કામ વિના જરૂરતે ફકત દિલ ખૂશ

કરવાના માટે કરો છો. જો અલ્લાહ તઆલાની ખૂશનૂદીના માટે થોડોક ખર્ચ કરશો, તો શું નુકશાન થવાનું છે ? અને જો જરૂરત પર જ દારોમદાર રાખો છો, કે જે કામ ફર્ઝ અને વાજિબ છે તેમને જ કરીશું ; અને જે વાજિબ નથી તેને જરૂરત વિના શા માટે કરીએ ? તો દુનિયાના કામોમાં તેના પર શા માટે અમલ નથી કરતા ? જરૂરત તો એટલી છે કે ઝિંદગી બાકી રાખવાના લાયક જવની રોટી પર બસ કરો ! અને તે પણ ફકત એટલી ખાય લીયા કરો, જેનાથી ઝિંદગી બાકી રહે ; અને શરદી ગરમીથી બચવા માટે ખાદીના કપડાં મળી જાય !

ફરી પુલાવ, ઝર્દો, બિરયાની શા માટે ખાઓ છો ? અને મલમલ તથા મખ્મલના (કપડાં) શું કામ પહેરો છો ? એ કયાંનો ન્યાય છે કે નફસ–મનને ખૂશ કરવા માટે તો બિન જરૂરી કામ પણ કરી લો, જ્યારે દીનના કામોમાં એ પૂછો છો કે 'સાહેબ ! શું આ (કામ) ખૂબ જ જરૂરી છે ?" આનો તો મતલબ એ થયો કે જો તેનું છોડવું ઘણો મોટો ગુનાહ હોય, ત્યારે તો કરી લઈશું; નહીતર છોડી દઈશું !

સાહિબો ! એ'તેકાદની દુરુસ્તી માટે તો અવશ્ય પૂછો કે આ (કામ) જરૂરી છે કે નહીં ? કારણ કે જરૂરીને જરૂરી સમજવું, અને બિનજરૂરીને બિનજરૂરી સમજવું વાજિબ છે, પરંતુ અમલ કરવાના માટે તો ખાલી આટલું પૂછો કે શું અલ્લાહ તઆલા એથી ખૂશ થાય છે ? અને જો એમ જ હોય, તો તેને તુરત શોખથી કરો ! ઘણાં લોકો દીનની મુહબ્બતનો દમ ભરે છે અને નમાઝ, રોઝા વગેરેમાં ચુસ્ત હોય છે ; પરંતુ જ્યાં માલ ખર્ચવાનો સમય આવ્યો, કે હીલા–બહાના કરવા લાગે છે ; જ્યારે કે હકીકતમાં તો આપણું કાંઈ પણ ખર્ચ નથી થતું. કારણ કે સદકા–ખયરાતમાં જે કાંઈ ખર્ચ થાય છે, તે કયાંય જતું નથી. તે (હકીકતમાં) પોતાના જ માટે (કામ આવનાર) છે. બલકે કુરબાની તો એવી વસ્તુ છે કે કાંઈ પણ હાથથી જતું પણ નથી ; એટલા માટે કે સવાબના માટે એ અનિવાર્ય નથી કે કુરબાનીના જાનવરનું ગોશ્ત તથા ચામડું વહેંચી (જ) દો, બલકે તમને ઈખ્તિયાર છે, ભલે વહેંચી દો કે

પોતાના ઉપયોગમાં લો. હા, વેચવાની રજા નથી. સારાંશ કે સઘળો ગોશ્ત પોતાની જ પાસે રાખો તો પણ સવાબ મળે છે !

## એક શંકા અને તેનો જવાબ

જો કોઈ કહે કે જયારે ખુદા તઆલા ખર્ચ કરાવીને આપણાથી કાંઈ લેતા પણ નથી, ફરી શા માટે ખર્ચ કરાવે છે ? કુરબાનીથી તેમનો હેતુ શો છે ? જો કહો કે આપણને ગોશ્ત ખવડાવવાનો ધ્યેય છે. તો મીના તથા મક્કા શરીફમાં હજારો જાનવર ઝબેહ થાય છે; જેમનો ગોશ્ત પણ કોઈ નથી ખાતું. જમીનમાં જ દબાવી દેવાય છે. (અત્યારે બીજી રીતે એનો નિકાલ કરાય છે.) તો મૂળ વાત આ છે કે કુરબાની અસલમાં તો એ હતી કે બેટાને ઝબેહ કરે; પરંતુ પ્રથમ તો ફરઝંદ દરેકને હોતા નથી બીજાું, જો એ હુકમ સૌને હોત તો બહુ ઓછા એના પર અમલ કરી શકત. અલ્લાહ તઆલાનો ફઝલ થયો કે બેટાને ઝબેહ કરવાની જગ્યાએ આપણને જાનવર ઝબેહ કરવાનો હુકમ આપ્યો. તો કુરબાનીમાં એક પ્યારી વસ્તુને ખર્ચ કરવાનો (રાહે ખુદામાં) ધ્યેય છે, જેથી આપણી મુહબ્બતનું ઈમ્તિહાન લેવામાં આવે, ખાવું ખવડાવવું મકસૂદ નથી, માટે જાનવરમાં એવી ખૂબીઓ હોવી જોઈએ, જેનાથી તે ખૂબ પ્યારું હોય, ખૂબ મોટું–તાજું હોય, કે તેને ઝબેહ કરવામાં કાંઈક તો દિલ દુઃખે; જાનવર મરીયલ ન હોય કે તેને ઝબેહ થઈ જવાને પણ ગનીમત સમજે કે એ મરવાનું તો હતું જ, ચાલો સારું થયું કે એનાથી કામ નીકળી ગયું. હઝરત ઉમર (રદિ.) એ ત્રણ સો અશરફિઓની કિંમતની ઊંટણીની કુરબાની કરી હતી. આજે તો અમુક લોકો ઓછી કિંમતનું ગમે તેવું જાનવર ઝબેહ કરી દે છે, તો ત્યાં સવાબ પણ તેવો જ મળશે. જયારે તે તમને જ પાછું મળશે તો ફરી મરીયલ શા માટે ઝબેહ કરો છો ? જે કાંઈ ખર્ચશો તે પોતાના જ માટે છે. યાદ રાખો ! 'સદકાથી માલ ઘટતો નથી !'

## સદકાથી માલ કમ ન હોવાનો શું મતલબ ?

ઉપરની વાત હદીસ શરીફની છે, એનો અર્થ એ નથી કે જો દસ રૂપિયા હતા, તો સદકા પછી પણ ખિસ્સામાં દસ જ રૂપિયા રહે છે; બલકે મતલબ એ કે સદકાથી માલમાં બરકત થાય છે. તેને કોઈ બીજે ઠેકાણેથી લાભ થાય છે. તેનો માલ વેડફાતો નથી. તેના જ કામમાં ઉપયોગાય છે ! કુરબાનીનો હેતુ એ છે કે જે મહોબ્બત આપણને અલ્લાહ તઆલા સાથે છે, તે જાહેર થઈ જાય. એ ત્યારે પણ પ્રાપ્ત છે, જયારે ગોશ્ત કોઈ કામમાં ન આવે ; બલકે ત્યારે મહોબ્બતની કસોટી વધારે (થાય) છે કે ખર્ચ પણ થયો અને એથી દુનિયાનું કોઈ કામ પણ ન નીકળ્યું. ફરી માલ વ્યર્થ કયાં ગયો ?

જો કહેવામાં આવે કે જીવ બળે છે કે અમારી ચીજ આમ વેડફાશે. જવાબ આ છે કે એ તમારી ચીજ છે કયાં ? તમે પોતે પોતાના માલિક તો છો નહીં ; ફરી ચીજ તમારી કયાંથી થઈ ? તમે પોતે અલ્લાહ તઆલાના ગુલામ છો અને ગુલામ કોઈ વસ્તુનો માલિક નથી હોતો !

(અલ્લાહ તઆલા આપણ સૌને એના પર અમલની તૌફીક બક્ષે, આમીન. **કમતરીન યાકૂબ ઈખરવી ગુફિરલહૂ**)



પ્રકાશન નં. ૩૦૫

(હઝરત મવલાના અશરફઅલી
થાનવી (રહ.)ની બોધપ્રદ અને
હિકમતપૂર્ણ વઅઝ)

# પાકીઝા ઝિંદગી



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# પાકિઝા ઝિંદગી

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"મન્ અમિલ સાલિહન્ મિન્ ઝકરિન્ અવ્ઉન્ષા વહુવ મુઅ્મિનુન્..."** તરજુમો : "જે માણસ નેક કામ કરે મર્દ હોય અથવા ઓરત, શરત એ કે મો'મિન હોય; તો નિઃશંક અમે તેને પાકિઝા ઝિંદગી આપીશું અને બેશક વિના શંકાએ અમે તેમને બદલામાં અજર આપીશું, તેમના નેક અમલોના કારણે".

## દુનિયામાં કોઈ તલબથી ખાલી નથી

ઉપરની આયતે શરીફામાં અલ્લાહ તઆલાએ પોતાના નેક બંદાઓને બે ઘણી મહાન નેઅમતો આપવાનો વાયદો ફરમાવ્યો છે તથા તેમને પ્રાપ્ત કરવાની રીત પણ બતાવી છે અને એ બન્ને નેઅ્મતો એવી છે કે પૂરી દુનિયા તેમની તલબગાર છે તથા તેમને પ્રાપ્ત કરવા મહેનત પણ કરે છે, પરંતુ તે નેક લોકો સિવાય કોઈને મળી નથી શકતી અને મળી પણ તે જ રસ્તે શકે છે, જે અલ્લાહ તઆલાએ બતાવ્યો છે.

સાંભળો ! તે બે મહાન નેઅમતો આ છે. એક મઝેદાર અને પૂર લુત્ફ

ઝિંદગી અને બીજી આખિરતનો સવાબ, અર્થાત હંમેશાનો ચેન– આરામ. પૂરી દુનિયા તેમને મેળવવા ઈચ્છે છે તથા તેમને મેળવવા ભાતભાતની કોશિષો કરે છે, પરંતુ મેળવી નથી શકતી. કોઈ માલની તલબ–શોધમાં છે, કોઈ ઈઝઝત–કીર્તિ ચાહે છે, કોઈ અવલાદની ખ્વાહિશ ધરાવે છે, કોઈ મકાનો બાંધવાનો શોખ રાખે છે, કોઈને બાગ– બગીચાની લાલચ છે, પરંતુ હેતુ સૌનો એક જ છે કે સદાની રાહત અને મઝેદાર, આનંદદાયક જીવન મળી જાય; જો કે પ્રાપ્તિની રીતો દરેકે જુદી જુદી અપનાવી છે.

કોઈ કાપડનો વેપારી છે, તો કોઈ શાક–ભાજી વેચે છે, કોઈ લખનઉમાં સોદાગરી કરે છે, તો કોઈ કલકત્તા, બમ્બઈમાં, પરંતુ ધ્યેય સૌનો એક છે (રાહો અનેક પણ મંઝિલ એક, 'એક મંઝિલ હઝાર કાંરવા' જેવી વાત) નફો રળવો, મેળવવો અને છેવટે સુખી–સમૃદ્ધ જીવન તથા તેનો આનંદ મેળવવો. પરંતુ આવું જીવન તે જ રસ્તે મળી શકે છે જે ખુદા, રસૂલે બતાવ્યું છે. તે છે સાચા અકીદા–માન્યતાઓ (ઈમાન) તથા સારા અમલો, તેમને અપનાવ્યા વિના કદીયે એ ધ્યેય હાસિલ થઈ શકતો નથી. એ એક એવો દઅવો છે કે જો અમને એની સચ્ચાઈ–સત્યતાનો અનુભવ ન પણ હોત તો પણ અમારે શંકા વિના એને માની લેવો જોઈએ, કારણ કે એવી ઝાતનો ફેંસલો છે જેનો ફેંસલો કોઈ કાળે ય ખોટો ઠરી શકતો નથી. પરંતુ અમને તો અનુભવે પણ એની સત્યતા એ હદે રોશન થઈ ગઈ છે કે તેમાં કોઈ શંકા રહી જ નથી શકતી. કારણ કે દુનિયામાં બે જ પ્રકારના માનવો છે.

(૧) સારા અકીદા ધરાવતા તથા સારા અમલો કરનાર, જેમને 'દીનદાર' લોકો કહે છે. (૨) જે લોકો અલ્લાહ તઆલાની નાફરમાની–વિરુદ્ધાઈ કરે છે, જેઓ 'દુનિયાદાર' કહેવાય છે. હવે વિચારો કે તેઓમાં કોણ ચેન–આરામનું જીવન ધરાવે છે ?

## દુનિયાદારોને કદી ચેન નસીબ નથી થતું

અમે તો જોઈએ છીએ કે દુનિયાદાર હમેશાં પરેશાન હોય છે, કયારેય તેમને ચેન નસીબ થતું નથી. એથી ઉલટુ દીનદાર અને

ફરમાંબરદાર લોકો, ભલે ગમે તે હાલમાં હોય, આરામ અને સંતોષમાં હોય છે. કદાચ દરેક માનવી કહે કે હું દીનદાર, પરહેઝગાર છું એટલા માટે કે હું નમાઝ પઢું છું રોઝા રાખું છું. એની એવી મિસાલ–દાખલો છે કે કોઈ માણસ કહે કે ફલાણાં ભાઈ અતિ–ખૂબસૂરત છે, કારણ કે તેમના ગાલ તો આવા છે અને આંખો તેવી છે. એક માણસે દૂરથી જોયું તો જણાયું કે ભાઈ તો નકતા છે અને નાક ન હોવાથી બધા રૂપ–રંગ નકામાં છે. એ જ પ્રકારનો આપણો દીન છે કે ઈસ્લામની બે ચાર વાતો અપનાવીને પોતાને દીનદાર માનતા–સમજતા થઈ જઈએ છીએ. ઉપરનો વાયદો એવા દીનદારોને માટે નથી. અલબત્ત જેનું ઈમાન અને અમલો કામિલ પરિપૂર્ણ હોય અને જે ખરા અર્થમાં દીનદાર હોય, તો મારો (હઝ. હકીમુલ ઉમ્મત (રહ.) નો) દાવો છે કે મઝેદાર જીવન તથા હંમેશાનો આરામ તેને અવશ્ય મળે છે અને બેચેની, પરેશાની કદી તેની પાસે પણ ફરકતી નથી.

## ફકત નમાઝ, રોઝાની પાબંદીથી દીનદાર નથી થવાતું

ફકત જાહેરને ઠીક કરવાથી કામિલ દીનદાર નથી થવાતું કે નમાઝ, રોઝા વગેરે ઈબાદતોની જ પાબંદીથી પૂરા દીનદાર થઈ જાય, ભલે અખ્લાક–આદતો, સંસ્કાર કેવા જ હોય ? સંપૂર્ણ દીનદાર તે જ માણસ છે જેનું જાહેર–બાતિન બન્નેવ ઠીક હોય. હું કસમ પૂર્વક કહું છું કે આપણામાં જે લોકો દીનદાર ગણાય છે, તેમાં ઘણાં લોકોનો એ હાલ છે કે ઝબાનો તેમની મધથી વધારે મધુર–મીઠી હોય છે, પરંતુ તેમના દિલો વાઘોની જેમ ફાડી ખાનારા છે. નમાઝ, જમાઅતના પાબંદ છે, રોઝાનો પણ ઘણો ખ્યાલ રાખે છે, દાઢી પણ વધારી છે, કુરતો પણ નીચો છે. મતલબ કે જાહેર–બાહયરૂપ, સંપૂર્ણ શરીઅત મુજબ છે. પરંતુ અખ્લાક–આદતો, ગુણો જુઓ તો દિલમાં ગર્વ–આપવડાય, કીનો–કપટ, ગુસ્સો વગેરે બલાઓ મોજુદ છે. અમૂક તો એવા છે કે દિલમાં તેમના અભિમાન છે અને તેઓ પોતાને ઘણાં નમ્ર, ખાકસાર,

આજિઝી પસંદ સમજે છે, જ્યારે કે તેઓ તવાઝુઉ–નમ્રતાનો અર્થ પણ સમજતા હોતા નથી.

તવાઝુઅ, નરમીથી બોલવાને, મહેમાન–અતિથિના સત્કાર તથા ખાતિર–બરદાશને નથી કહેતા, જો કોઈ કહે, તો તેની મિસાલ એવી છે કે કોઈ નકલમાં પાવરધો, નિપૂણ, કોઈ ઓફીસરની નકલ કરી દેખાડે અને કોઈ નાદાન તેને ઓફીસર સમજવા લાગે. નમ્રતાની હકીકત આ છે કે માનવી પોતાના દિલમાં પોતાની ઝાતને સૌથી કમ સમજે. એવા લોકો દુનિયામાં ખૂબ ઓછા છે. હા, એવા ઘણાં છે જે જબાનથી પોતાને બુરા–ખરાબ કહે છે, પરંતુ દિલમાં પોતાને બુરા નથી સમજતા, તેની નિશાની આ છે કે જ્યારે તેઓ પોતાને ખરાબ કહે કે હું ઘણો મોટો નાલાયક છું,'ત્યારે જો કોઈ કહી દે કે હા, સાહેબ ! આપ ઘણાં મોટા નાલાયક છો,' તો પછી જુઓ ! તેમની શું હાલત થાય છે ? સાંભળીને લાલ ચોળ જ થઈ જશે. ભલે, જાહેરમાં નમ્રતા દેખાડવા ચૂપ રહે, પરંતુ દિલમાં તો આવશે કે એને ખાઈ જ જાઉં.

હા, જો દિલમાં સ્હેજ પણ બુરૂ ન લાગે તો, ખરેખર તેનામાં તવાઝુઅ છે. સાર એ કે પૂરો દીનદાર તે છે જેનું ઝાહિર–બાતિન બન્નેવ ઠીક હોય, અને એ ત્યારે જ બની શકે છે કે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પગલે, પગલે ચાલે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'બેશક તમારા લોકો માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઝાતમાં એક આદર્શ નમૂનો છે.' (જેમની પેરવી કરવામાં આવે) એટલે તમારુ ખાવું–પીવું, સૂવું–જાગવું, ચાલવું–ફરવું, સર્વ અમારા મહબૂબ જેમ હોય.

બસ, હવે આપ વિચારો, કે જો એક બાબતમાં પણ કોતાહી થઈ તો, આપણે નમૂના પ્રમાણે ન બન્યા. જેમ કે આપણે દરજી પાસે શિરવાની સીવડાવવી છે અને આપણે એક તૈયાર શિરવાની તેને મોકલી આપી કે આવી જ બનાવજો. હવે કહેવાની જરૂરત ન રહી કે બાંય આટલી રાખજો, સિલાઈ આ પ્રકારની તથા નીચી આટલી હોય. હવે જો દરજીએ બાંય મોટી કરી દીધી તો કહીશું કે ભલા આદમી ! નમૂનો

આપ્યો હતો છતાં તે પ્રમાણે ન સીવી ? આમ કહી અચકન તેના મોઢા પર મારીશું ; નુકશાની લઈશું. ભાઈઓ ! એ જ રીતે જ્યારે આપણે માલિકે હકીકીની સામે રજુ કરવામાં આવીશું અને આપણી નમાઝ એવી ન હશે જેવી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નમાઝ, રીતભાત, રંગ–ઢંગ, પોશાક વગેરે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જેવું ન હશે, તો નવાઈ નથી કે આપણને કાઢી મુકાય. અલ્લાહપાક એનાથી આપણને બચાવે અને પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લલમની જમાઅતમાં આપણો હશ્ર–ઉઠાવ કરે, આમીન.

આ વિષે એક હિકાયત યાદ આવી. જ્યારે આલમગીર (રહ.) બાદશાહ બન્યા તો શાહી નિયમ મુજબ સૌને ઈનામ આપ્યા. બહુરૂપી પણ આવ્યા, પરંતુ આલમગીર એક મોલ્વી માણસ હતા, એટલે તેમને દેવું નાજાઈઝ સમજ્યા, પરંતુ ચોખ્ખું ના ન કહી શકયા અને એવું યોગ્ય સમજ્યા કે કોઈ સુંદર બહાનાથી ટાળી દેવામાં આવે. એટલે એમ કહયું કે જ્યારે એવા વેશમાં આવશો કે અમે ન ઓળખી શકીએ. ત્યારે તમને ઈનામ આપીશું તેઓ જાત–જાતના વેશ બદલીને આવ્યા, પરંતુ બાદશાહે ઓળખી લીધા. અલબત્ત જ્યારે દક્કન–દક્ષિણનો પ્રદેશ ફતેહ કરવા આલમગીર નીકળ્યા તો નિયમ એ હતો કે રસ્તામાં જે કમાલવાળા વિશે કંઈક સાંભળતા, તેની મુલાકાત લેતા. એક ઠેકાણે સાંભળ્યું કે અત્રે એક દરવેશ ઘણાં કમાલવાળા છે.

પ્રથમ વઝીરને મળવા મોકલ્યા. તેણે દરેક રીતે જાંચ કરી, તેઓ બધી રીતે પૂરા ઉતર્યા. આવીને આલમગીરથી ખૂબ વખાણ કર્યા અને કહયું કે તેમની પાસે આપ પોતે જાઓ, તેમને અત્રે બોલાવવા, બેઅદબી–અવિવેક છે. આલમગીર (રહ.) પોતે તશ્રીફ લઈ ગયા. મળીને ઘણાં ખૂશ થયા. વિદાય વેળા સોનામહોરની એક થેલી નઝરાણાંમાં આપી. દરવેશે થેલીને એક લાત મારી અને બાદશાહને કહયું કે મને પણ પોતાની જેમ દુન્યાદાર સમજે છે ? આલમગીર પર એની ગાઢ અસર થઈ અને થેલીને ઉઠાવીને ચાલવા લાગ્યા. રસ્તામાં વઝીર સાથે મોડે લગી દરવેશનો ઝિક્ર રહયો. જ્યારે

લશ્કરના પડાવે પહોંચ્યા તો સામે શું જુએ છે ? કે તે દરવેશ બુઝુર્ગ સામેથી તશરીફ લાવી રહયા છે. નજીક આવીને નમીને બાદશાહને સલામ કર્યા અને ઈનામ માંગ્યું. આલમગીર અચંબામાં પડયા અને ધ્યાનથી જોતા ઓળખી લીધો કે એ તો બહુરૂપી–વેશ ભજવનાર છે. તેને અમૂક ઈનામ આપીને પૂછયું કે મેં માની લીધું કે તું ઘણો મોટો અદાકાર અને ખૂબ હોંશિયાર છે. પણ એનું શું કારણ ? કે તેં ઘણી મોટી રકમ તો નઝરાણા તરીકે ન સ્વીકારી અને ઈનામ તરીકે થોડીક રકમ ખૂશીથી લઈ લીધી ? બહુરૂપીએ જવાબમાં કહયું કે બુઝુર્ગીની નકલમાં પૈસા લેવા, નકલની વિરુદ્ધ હતું, એટલા માટે ન લીધા તો સાહેબો ! આપણે તો એ નકલ કરનાર બહુરૂપીથી પણ ગયા કે આપણાંથી તો દીનની નકલ પણ નથી થતી !

સાર આકે કામિલ દીનદાર તે જ છે, જેનું ઝાહિર–બાતિન બન્ને દીનદાર હોય. ઝાહિરમાં તો નમાઝ, રોઝા, હજ, ઝકાત વગેરેમાં પાબંદ હોવું અને બાતિનમાં શુક્ર, સબ્ર વગેરે સારા અખ્લાક હાસિલ કરવા તથા ખુદાપાકથી હર હંમેશ રાજી રહેવું તથા બુરા અખ્લાક, ગર્વ, કીનો, અદેખાય વગેરેથી બચવું. એવા માણસ માટે હું દા'વા સાથે કહું છું કે તેને આનંદદાયક જીવન જરૂર મળશે તથા પરેશાનીથી જરૂર બચી જશે. જો કોઈ કહે કે અમે તો આંખોથી જોઈએ તથા સાંભળીએ પણ છીએ કે બહુધા અવલિયા અલ્લાહ તથા બુઝુર્ગો મોટી મોટી તકલીફો ઉઠાવે છે. ફરી તેમનું જીવન મઝેદાર કઈ રીતે થયું ? હું કહું છું કે નિઃશંક એ વાત સાચી છે કે તેઓને મોટે ભાગે મુસીબતો, આફતોનો સામનો રહે છે, બીજાઓથી પણ વધારે, પરંતુ તેમને મુસીબતોમાં પણ મઝા પડે છે અને જેનું નામ પરેશાની છે, તે નથી થતી. તેની એવી મિસાલ છે કે એક માણસ કોઈ પર આશિક થઈ જાય અને મહબૂબ તેને લાંબા સમયથી મળ્યો ન હોય અને તે તેની યાદમાં દુબળો થતો ગયો. અચાનક એક દિવસ મહબૂબ આવી પહોંચ્યો. અને તેને ગળે વળગાડીને ખૂબ દબાવ્યો, એટલો દબાવ્યો કે તેની પાંસળીઓ તુટવા લાગી.

જો તે સાચો આશિક હશે તો અલ્લાહના સમ, તેને એટલી ખૂશી

થશે કે આખી દુન્યાની દોલતથી વધારે સમજશે અને કહેશે કે મહબૂબના માટે તો ઉમ્ર બરબાદ કરી દીધી અને ધન–દોલત, આબરૂ, સૌ તેના માટે કુરબાન કરી દીધા. જો પ્રિય તેને કહે કે દબાવવાથી જો તકલીફ–દર્દ થતું હોય તો છોડી દઉં. તો આશિક કહેશે કે ખુદા કરે, તે દિવસ કદી ન આવે કે તમે મને છોડી દો. શે'ર :

**'સર બવક્તે ઝબ્હ અપના ઉસ્કે ઝેરે પાએ હૈ,**
**ક્યા નસીબ અલ્લાહુ અકબર લૌટનેકી જાએ હૈ'.**

## મોત આશિકો માટે નિઅમત છે

જુઓ ! લોકો મોતને સૌથી મોટી આફત ગણે છે ; પરંતુ આશિકોના નજીક તે જ મોત મહાન ઈન્આમ છે કે તેની તેઓ તમન્નાઓ કરે છે અને જ્યારે મોતનો સમય આવે છે તો, તેઓ ઘણાં જ હરખાય છે. જેમ કે એક બુઝુર્ગનો કિસ્સો છે કે જ્યારે તેમના મૃત્યુનો સમય થયો, આઠેવ જન્નતો તેમને નઝર આવી. તેમણે જોતા જ મોં ફેરવી લીધું અને કહેવા લાગ્યા કે, 'જો મારું સ્થાન પ્રેમમાં આપની પાસે આ જ છે તો, મેં મારો સમય ફુઝૂલ જ વેડફી નાંખ્યો. અર્થાત મારો ધ્યેય તો ઈલાહી, આપની ઝાતે પાક છે. જો આપની પાક ઝાત ન હોય તો, જન્નતને લઈને શું કરીશ?' પછી અલ્લાહ તઆલાનું નૂર, તજલ્લી તેમની સામે જાહેર થઈ અને તૂરત જ તેમની રૂહ શરીરમાંથી નીકળી ગઈ. સુબ્હાનલ્લાહ, હવે કહો ! કે જે બુઝુર્ગો મોતથી પણ પરેશાન નથી થતા, તે ગરીબી અને તંગ–દસ્તીથી શું પરેશાન થવાના !

## પરેશાની બે કારણે થાય છે

વાત અસલમાં એ છે કે પરેશાનીના બે કારણો હોય છે. પ્રથમ એ કે જેની સાથે પોતાનો મુઆમલો હોય, તેનાથી પ્રેમ ન હોય ત્યારે પરેશાની થાય છે. જો મહોબ્બત હોય તો પ્રિયની સાથે તડકામાં ઊભા રહીને બે કલાક વાતો કરવી, હજાર આરામથી બહેતર છે. પરેશાનીનું

બીજાુ કારણ એ હોય છે કે ઉમ્મીદની વિરુદ્ધ કોઈ કામ થઈ જાય. વિચાર્યુ હતુ શું ? અને થઈ ગયું શું ? દા.ત. તંદુરસ્ત રહેવા ચાહતા હતા અને તાઉન–પ્લેગમાં સપડાયા ! અથવા વેપારમાં નફો ચાહતા હતા અને આવી ગઈ ખોટ, અથવા અવલાદની તમન્ના હતી, પરંતુ ન મળી, ત્યારે પરેશાની થશે. એના વિરુદ્ધ જે માણસ પોતાની ઈચ્છા–ઈરાદાને, મવલાની રઝા, ખૂશીમાં મીટાવી ચૂકયો હોય તો તેને પરેશાની ન સતાવશે. હઝરત બેહલોલ (રહ.) થી કોઈએ કહયું કે 'અનાજ ઘણું મોઘું થઈ ગયું છે. ફરમાવ્યું કે 'કોઈ ચિંતા નથી, અમારી ઝિમ્મેદારી ઈબાદત–બંદગી કરવાની છે અને તેમના (અલ્લાહ તઆલાના) ઝિમ્મે, વાયદાનુસાર રોઝી આપવી છે'.

## એક બુઝુર્ગની તવબાનો કિસ્સો

એક બુઝુર્ગ પોતાની તવબાની વીતક આ રીતે વર્ણવે છે કે એક વર્ષ પુષ્કળ દુકાળ હતો. લોકો ખુબ પરેશાન–ચિંતીત હતા. એવી પરિસ્થિતિમાં એક ગુલામને જોયો કે બિનધાસ્ત હસતો, ગાતો હાલ્યો જાય છે. કોઈએ તેનાથી પૂછયું કે લોકો તો ખૂબ પરેશાન છે એવી હાલતમાં તારી બે–ફિકરી અને સંતોષનું રહસ્ય શું છે ? ગુલામે કહયું કે, 'મારે ચિંતાનું શું કામ ? મારા આકા તો બે ગામનાં માલિક છે' બસ આ સાંભળતા જ દિલ પર જાણે એક તીર વાગ્યું અને વિચાર્યુ કે 'હે નાદાન નફસ–મન ! જેનાં માલિકનાં બે ગામ છે તે તો નચિંત–બેફિકર છે અને તારા માલિકનાં કબજામાં તો ઝમીન, આસ્માન અને આખી દુન્યા છે, ફરી તું શા માટે પરેશાન છે ?'' બસ, આ તીર એવું સોંસરૂં દિલમાં ઉતરી ગયું કે તુરત સદા યાદે ઈલાહીમાં તલ્લીન થઈ ગયા.

## દુન્યાદાર કોઈનો ખયર–ખ્વાહ નથી થઈ શકતો

આજ–કાલ દુન્યા સમેટવા અને રાત–દિન એની જ ધૂનમાં રહેવાને પ્રગતિ અને બુલંદ–હિંમતી સમજવામાં આવે છે અને સંતોષ તથા ખુદા તઆલા પર તવક્કુલ–ભરોસાને કમ હિંમતી કહેવામાં આવે

છે અને નવાઈ એ કે એવા લોકો પોતે કોમનાં હમદર્દ, ભલુ કરનાર હોવાનો દેખાવ કરે છે. જે માનવી રાત–દિવસ મનેચ્છાઓમાં લીન–મશ્ગુલ રહે અને જેનો દુન્યા ભેગી કરવા સિવાય બીજો ધંધો ન હોય, તે બીજાની ખયરખ્વાહી–ભલાઈ કઈ રીતે કરી શકે છે ? હકીકતમાં મખ્લૂકનાં હિતેચ્છુ તો અમ્બિયા (અલૈ.) અને બુઝુર્ગાને દીન છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ! આપ જે રાત–દિન તેમની ચિંતામાં પીગળો છો તો એમ જણાય છે કે તેઓના ઈમાન લાવવાની, ચિંતામાં આપ પોતાની જાનને હલાક કરી નાખશો. આ હતી કાફિરો સાથે પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હમદર્દી–લાગણીની શાન !

## શાહ ઈસ્હાક સા. ની લાગણી તથા નમ્રતાનો અજીબ બનાવ

હઝ. શાહ ઈસ્હાક (રહ.) નો કિસ્સો છે કે તેમની સેવામાં એક માણસ હાજર થયો કે હઝરત ! ફલાણાંના નામે એક ચીટ્ટી લખી આપો ! તેનાથી મારે એક કામ છે. આપની ચીટ્ટી હશે તો તે કરી આપશે. તે માણસ હઝરતનો ઘણો વિરોધી હતો, છતાં આપે ખુશ–અખ્લાકીથી ચીટ્ટી લખી આપી. પેલા ભાઈએ તે માણસને ચીટ્ટી આપી. તે બે–અદબે ચીટ્ટીની બત્તી બનાવીને પાછી આપી અને કહયું કે શાહ સા. ને કહેજે કે 'આ બત્તીને પોતાના પાછલા ભાગમાં મૂકી આપે.' પેલા ભાઈએ એજ શબ્દોમાં શાહ સા. થી કહયું કે તે તો આવું કહે છે. શાહ સા. (રહ.) એ કહયું કે, 'ભાઈ ! જો એમ કરવાથી તારું કામ થતું હોત તો મને એમાં પણ ઈન્કાર ન હોત.' આ જવાબ જ્યારે તે અવિવેકી માણસે સાંભળ્યો તો તડપી ઉઠયો અને તેના પર એટલી અસર થઈ કે તે ગુસ્તાખે શાહ સા. (રહ.) ની ખિદમતમાં આવી માફી માંગી. તેને એવી હિદાયત થઈ કે દસ વર્ષ રિયાજત કરત તો તે વાત ન પેદા થાત, જે શાહ સા. ની એક વાતથી થઈ ગઈ.

હવે બતાવો કે આવી લાગણી અને લાભ પહોંચાડવાની વૃત્તિ,

આજકાલ કોનામાં છે ? આજના પ્રગતિના દાવેદારો એને કમ–હિંમતી કહે છે. એક બુઝુર્ગથી કોઈએ પૂછયું કે તમે કયાંથી ખાવ છો ? તેમણે ફરમાવ્યું કે 'દુનિયા અલ્લાહ તઆલાનું ઘર છે, અને આપણે તેના મહેમાન, અને હદીસ શરીફમાં છે કે 'મહેમાની ત્રણ દિવસ કરવી જોઈએ.' હવે અલ્લાહ પાકને ત્યાં એક દિવસ એક હઝાર વર્ષનો છે, એટલે ત્રણ હઝાર વર્ષ સુધી તો અલ્લાહ પાકને ત્યાં દઅવત છે. ત્યાર પછી પૂછજો કે કયાંથી ખાઓ છો ? આ હિકાયતોનો હેતુ આ નથી કે પૈસા ન કમાઓ અને ઘર, જાગીર લુંટાવી દયો ! બલકે હેતુ ફકત એટલો જ છે કે તેમાં એવા ખપી ન જાઓ કે ફરઝોની પણ પરવા ન રહે, ન હલાલ–હરામની તમીજ. બીજું કે જરૂરતથી વધારે માલ હોય તો તેનાથી મખ્લુકને ફાયદો પહોંચાડો ! બુઝુર્ગો પેઠે દોલતના પોતાને માલિક ન સમજો, બલકે ખજાનચી સમજો.

જુઓ ! હઝરત સુલેમાન (અલૈ.) ને બાદશાહત મળી. હઝરત અબૂબકર (રદિ.) ને ખિલાફત મળી અને હઝરત યૂસુફ (અલૈ.) ને મિસરની શાહી મળી, પરંતુ જ્યારે ઈજિપ્તમાં દુષ્કાળ પડયો તો યૂસુફ (અલૈ.) પેટ ભરીને જમતા ન હતા. અને બુઝુર્ગોમાંથી જો કોઈ સારું ખાય, પહેરે છે, તો તે પણ અલ્લાહની ખૂશનૂદી માટે હોય છે. દા.ત. એક માણસને એહસાસ છે કે તેના શિરે ખલ્ખૂકની હિદાયત–રાહદર્શનની ઝિમ્મેદારી છે. તે માટે તેણે વઅઝો–નસીહતનો, પઢાવવાનો, કિતાબો લખવાનો, સિલસિલો ચાલુ કર્યો છે. હવે જો તે દુધ, વગેરે પોષ્ટિક ખોરાક ન ખાશે તો મગજે ખુશ્કી ચડી જશે અને દીની ખિદમતનું કામ તેનાથી ન થશે અને જો દિમાગની સાચવણી રાખશે તો બધા કામો થતા રહેશે. આ નફસ મજુર પેઠે છે અને દિમાગ સરકારી (ખુદાઈ) મશીન છે. જો મજુરને મજુરી મળતી રહે અને મશીનની સાચવણી, રીપેરીંગ થતી રહે તો, બન્નેવ કામ આપતા રહેશે.

## નફસને આરામ આપે તો, દીનના કામ માટે

જો નફસની ખિદમત કરવામાં આવે તો, સરકારી (ખુદાઈ) કામ

લેવાના હેતુથી કરવામાં આવે, ન કે ફકત આરામના માટે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે, 'તમારા નફસનો પણ તમારા પર હક છે.' વળી ફરમાવે છે કે, 'તાકતવર મુસલમાન, કમઝોર મુસલમાનથી બેહતર છે.' આ સઘળી ફઝીલતો ત્યારે છે, જ્યારે કે નફસને આરામ પહોંચાડીને, તેનાથી દીનનું કામ લ્યો. અમુક બુઝુર્ગોથી ખિદમતના કામો સંકલિત નથી હોતા, તેમને પોતાના જ નફસને ઠીક કરવાની ચિંતા હોય છે. એ કારણે તેઓ સારું ખાતા, પહેરતા નથી, એટલું જ નહી, તેઓ કોઈ પ્રકારની બદનામીથી પણ નથી ડરતા. તેમને કામથી કામ હોય છે, બીજાઓથી કોઈ ગરજ નથી હોતી. સાર આ કે, અવલિયા અલ્લાહ વિવિધ રંગના હોય છે. જેમની આ હાલત હોય, ઈન્સાફથી કહો ! તેમને કદી કોઈ પરેશાની હોય શકે છે ?

કોઈ કહે કે અમે તો અમ્બિયા (અલૈ.) ના ગમની હિકાયતો સાંભળી છે. હઝરત યાકૂબ (અલૈ.) એક મુદત સુધી યૂસુફ (અલૈ.) ની જુદાઈ–વિયોગમાં રંજીદા, ગમગીન રહયા. હઝરત અય્યુબ (અલૈ.) એ સખત મુસીબતો વેઠી. હઝરત યૂસુફ (અલૈ.) એ ભાઈઓથી મોટી મોટી તકલીફો ઉઠાવી. જવાબ આ છે કે એ હઝરાતે, તકલીફો ઉઠાવી, પરંતુ તેઓ પરેશાન નથી થયા, કારણ કે ગમ બીજી વસ્તુ છે, પરેશાની બીજી વસ્તુ. ગમ બુઝુર્ગીના વિરુદ્ધ નથી, બલકે બહુધા બુઝુર્ગોને થયો છે. જ્યારે રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સાહબઝાદા હઝરત ઈબ્રાહીમ (અલૈ.) નો ઈન્તિકાલ થયો તો હઝરત સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ખૂબ રંજ થયો તો આપે અલ્લાહ તઆલાનો પણ હક અદા કર્યો અને અવલાદનો પણ. સબ્ર કરીને અલ્લાહ પાકનો હક અદા કર્યો અને રંજ કરીને અવલાદનો.

અલ્લાહવાળાઓને જે રંજ આપવામાં આવે છે, તેમાં એ જ મસ્લિહત હોય છે કે સબ્રનો સવાબ મેળવે. કારણ કે રંજ વિના સબ્ર નથી થઈ શકતી, ખુલાસો એ કે, એ હઝરાતને ચાહે મુસીબત હોય, રંજ હોય, ગરીબી, ભૂખ હોય. હર હાલતમાં તેઓ ખૂશ હોય છે. જુઓ ! બીમારીથી સારા થવા, કડવી દવાઓ ખૂશીથી આમ લોકો પણ પી જાય છે. જ્યારે કે કડવી દવા તબીયતથી વિરુદ્ધ હોય છે, પરંતુ તંદુરસ્તીની

આશામાં એક પ્રકારની ખૂશી થાય છે કે હવે સારું થઈ જશે એ જ પ્રમાણે બુઝુર્ગોને, કેમ કે અલ્લાહ તઆલાની સાથે મહોબ્બત હોય છે, એટલા માટે તેમની મુલાકાતનાં ઈન્તિઝારમાં સર્વ દુ:ખો ખૂશીથી સહે છે. દુનિયામાં પણ જોઈ લ્યો કે દુન્યવી (મજાઝી) મા'શૂકોની મહોબ્બતમાં આશિકોને તકલીફો વેઠવી સહેલી થઈ જાય છે. તો પછી હકીકી મા'શૂક (અલ્લાહ તઆલા) ની મહોબ્બતમાં મુસીબતો કેમ આસાન ન થઈ જાય ? એ મહોબ્બતની બરકત તથા કરામત છે.

## બુઝુર્ગોના હાલ પણ અલગ અલગ હોય છે

અંબિયા (અલૈ.), સહાબા (રદિ.), અવલિયા (રહ.) સૌનો રંગ નોખો છે અને દરેકનાં માટે તે જ રંગ મુનાસિબ છે. અમૂક રૂપિયા–પૈસાથી એટલા માટે ગભરાય છે કે મિયાં ! કોણ જંજાળમાં પડે, અમારાથી હકો અદા ન થશે. ઝકાત, સદકએ ફિત્ર, કુરબાની વગેરે સેંકડો પ્રકારનાં હકોનો લાંબો સિલસિલો છે. એવા લોકો સાથે ખુદાઈ મુઆમલો એવો હોય છે કે તેમને કંઈ નથી આપવામાં આવતું. તેઓ હંમેશા તંગદસ્ત રહે છે. જેવી રીતે કે હઝ. ઈબ્રાહીમ અદહમ (રહ.), હઝ. શાહ શુજાઅ કિરમાની (રહ.) જેમણે રાજપાટ છોડી દીધું અને જેવી રીતે હઝ. શાહ અબુલ મઆલી (રહ.) જેઓ હંમેશા ફકીરી તથા ભૂખમાં ગુઝર કરતા રહયા.

## હઝ. શાહ અબુલ મઆલી (રહ.)નો અજીબ બનાવ

એક દિવસે એવું બન્યું કે હઝ. અબુલ મઆલી (રહ.) ના ઘરે તેમના પીરો–મુર્શિદ પધાર્યા. હઝ. ઘરે હાજર ન હતા. આપના બીબી સા. એ ઘણી તા'ઝીમ–પૂર્વક પીર સા. ને ઉતારો આપ્યો, પરંતુ તે દિવસે પણ શાહ સા. ને ત્યાં ખાવા માટે કાંઈ ન હતું. બીબી સા. એ પડોશમાંથી ઉધાર આટો લાવવા ખાદિમા–સેવિકાને મોકલી. પડોશીઓએ ઉધાર પણ

ન આપ્યું કે કયાંથી પાછું આપવાના ? પીર સા. ખાદિમાની વારંવારની આવ–જાથી સમજી ગયા. પૂછયું કે શી ચિંતામાં છો ! બીબી સા. એ (ખુદા પાકના નાયબથી વાત છુપાવવી યોગ્ય ન લાગતા) કહયું કે હઝ. આજ અમારે ત્યાં ખાવાનું કાંઈ નથી. આ સાંભળી પીર સાહેબે એક રૂપિયો આપ્યો અને ફરમાવ્યું કે આ રૂપિયાનું અનાજ મંગાવી મારી પાસે લાવો ! હઝ. ના ઈરશાદ મુજબ એમ જ કરવામાં આવ્યું. હઝ. પીર સા. એ એક તા'વીઝ લખીને અનાજમાં દબાવીને ફરમાવ્યું કે આને કાઢશો નહી ! ફરી પીર સા. તો થોડુંક રોકાઈ, રવાના થઈ ગયા.

હવે રોજ તેમાંથી અનાજ કાઢવામાં આવતું, પણ ઓછું ન થતું. કેટલાય દિવસ થયા, સવાર–સાંજ ખાવું મળતું રહયું. આ જોઈને હઝ. શાહ અબુલ મઆલી (રહ.) ફરમાવા લાગ્યા કે હાય ! કેટલા દિવસ ગુઝરી ગયા અને ફાકો ન થયો. બીબી સા. એ જણાવ્યું કે પીર સા. તા'વીઝ આપી ગયા હતા, એની બરકત છે. શાહ સા. એ ફરમાવ્યું, 'અમે લાચારીથી ભૂખે મરતા નથી, બલકે અમે ખૂશીથી ભૂખ–ફાકાને પસંદ કરીએ છીએ'. પરંતુ મુશ્કેલી એ હતી કે જો તા'વીઝને કાઢે છે તો, પીરના તા'વીઝની બેઅદબી થાય છે અને જો નથી કાઢતા તો, પોતાનો મનપસંદ ફાકો–ભુખ હાથમાંથી જાય છે. આપે વિચારીને ફરમાવ્યું કે પીર સા. નું તા'વીઝ તો મારા સર પર (તાજની જેમ) રહેવું જોઈએ. આમ કહી, અમામા– પાઘડીમાં બાંધી લીધું અને અનાજ ગરીબોમાં વહેંચાવી દીધું સાંજે પ્રિય ફાકો ઘરમાં હાજર. આપે અલ્લાહ પાકનો શુક્ર અદા કર્યો.

આથી ઉલટ, જેમને અલ્લાહ તઆલા જાણે છે કે જો તેમને ન મળશે તો પરેશાન થશે અથવા જાણે છે કે તેઓ માલના હકો અદા કરી શકશે તો, તેમને ખૂબ આપે છે. સાર આ કે બધા અલ્લાહવાળાઓનો હાલ એક સરખો નથી હોતો, પરંતુ જે, જે હાલમાં હોય છે, તેમાં ખૂશ રહે છે.

## બુઝુર્ગી, પ્રાપ્ત કરવી સરળ છે અને તેમાં અવામ–સામાન્યજનોની ગેર–સમજ

હવે કોઈ એમ ન સમજે કે, એ મરતબો કોણ મેળવી શકે છે ?

આપણે તો દુનિયાદાર લોકો છીએ. સેંકડો પ્રકારના ઝઘડા, બખેડા અમારી સાથે લાગેલા છે. આ શયતાની ખ્યાલ છે. એમ સમજી રાખ્યું છે કે જ્યાં સુધી દુનિયાના કામ–ધંધા છોડીને, હુજરામાં બેસીને તસ્બીહ ન ફેરવે, ત્યાં સુધી બુઝુર્ગ નથી થવાતું. આ ખ્યાલ બિલ્કુલ ખોટો છે. કારણ કે દરેકને માટે જુદો રસ્તો છે. જો આ સ્થાને, દરેકની વિગત લખવામાં આવે તો, ઘણો સમય જોઈએ અને છતાં પણ તેનુ સંપૂર્ણ વર્ણન નથી થઈ શકતું.

## આ'માલની દુરૂસ્તી માટે, અતિ ટુંકી અને ઉમદા તદબીર

માટે કોઈ ઝગડાની વાત નથી બતાવતો, એક નાની વાત બતાવું છું. તે આ કે પીરે કામિલના હવાલે થઈ નચિંત થઈ જાઓ. તે કહે તેમ કરો. નફસની સુધારણામાં પોતાની રાયને, બિલ્કુલ દખલ ન આપો. ખુદા પાકે ચાહયું તો, કામ્યાબ થઈ જશો. એક કીડીને આરઝૂ હતી કે કઅબા શરીફ પહોંચે, પરંતુ પોતાની અશકિતને લઈ, માયૂસ–હતાશ થઈ ગઈ હતી. ઈત્તેફાક–અકસ્માતે એવું થયું કે જે જંગલમાં હતી. ત્યાં હરમ શરીફનું કબૂતર આવી પડયું. તે કીડી, કબુતરના પગે ચડી ગઈ. કબુતર ઉડીને કા'બા શરીફ પહોંચી ગયું. કીડીએ આંખ ઉઘાડી તો, કા'બા શરીફ સામે છે.

તો બુઝુર્ગો ! એ જ રીતે આપણે પણ અશકત છીએ, પરંતુ અલ્લાહવાળાઓનું દામન જો થામી લઈશું તો, કદી યે મહરૂમ–અભાગ્ય નહીં રહીએ, ઈન્શાઅલ્લાહુ તઆલા એટલા માટે જ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'કૂનૂમઅસ્સાદિકીન, અર્થ : અને તમે સાચાઓની સાથે રહો ! જેમાં તેમની પેરવી પણ શામિલ છે. અલ્લાહ તઆલા સૌને અમલની તૌફીક આપે, આમીન.



પ્રકાશન નં. ૩૦૬

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# તવબાની જરૂરત



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

## અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# તવબાની જરૂરત

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"યા અય્યુહલ્લઝીન આમનૂ તૂબૂ ઈલલ્લાહિ તવબતન્ નસૂહા"** તરજુમો : "હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાની સામે સાચી તવબા કરો, નજીક છે કે તમારો પરવરદિગાર તમારા ગુનાહોને માફ ફરમાવી દે અને તમને એવી જન્નતોમાં જગ્યા આપે કે જેમના (ઝાડોના) નીચે નહેરો વહે છે.".

## આ આયતથી નીચેનાં વિષયો સંકલિત છે

(૧) આ આયતમાં હક તઆલાએ પોતાના બંદા–બંદીઓને પોતાના રહમો–કરમથી અજીબો–ગરીબ અકસીર કીમિયો બતાવ્યો છે, જેનાથી લોઢું પણ સોનુ બની જાય. જુઓ ! લોકો કીમિયાની શોધમાં પોતાનો માલ અને સમય બરબાદ કરે છે. હાલાં કે–જ્યારે કે મોટા મોટા અક્કલવાનોની તેના વિષે આ રાય–મંતવ્ય છે કે કીમિયો બની જ નથી શકતો. જોકે અમૂક કહે છે કે, બની શકે છે. જો આ વાતને માની લઈએ, તો પણ તમે ભાગ્યે જ કોઈને કીમિયો બનાવતા જોયો હોય. માન્ય રીતે તેની સાબિતી ખૂબ જ મુશ્કિલ છે. એટલા માટે જ આવી શંકાસ્પદ અને વહેમી વસ્તુ માટે ધન અને સમયના દુર્વ્યયને, મસાઈલની કિતાબોમાં નાજાયઝ લખ્યું છે. એટલે સુધી કે જો કોઈ

વકફના મુતવલ્લી વિષે ખબર પડે કે તે કીમિયાની લટે ચડયો છે, તો તેને હટાવી દેવામાં આવશે.

(૨) અમુક (કહેવાતા) રોશન ખ્યાલ ભાઈઓ તો આલિમો સુદ્ધાંને સલાહ આપે છે કે પ્રગતિ ત્યાં સુધી અશકય છે, જયાં સુધી વ્યાજ હલાલ ન થઈ જાય. એ જ રીતે અમૂક લોકો કહે છે કે ઈસ્લામની પ્રગતિને રોકનાર નમાઝ છે કે કેટલાક માણસો ઈસ્લામનું આકર્ષણ ધરાવે છે, પરંતુ જયારે જુએ કે નમાઝ પણ માથે પડશે. તો તેમની હિંમત તૂટી જાય છે અને ઈસ્લામ લાવવાથી અટકી જાય છે. માટે નમાઝને ઈસ્લામની બિરાદરીથી અલગ કરી દેવી જોઈએ.

## મુસ્લિમોની વર્તમાન હાલતથી સખત ખતરો છે

ભાઈઓ ! મને સમયની આ હાલતથી સખત ભય લાગે છે. કારણ કે હું જોઈ રહયો છું, ગેર કોમો તો ઈસ્લામની ખૂબીઓને માને છે અને તેના વિશે લખે છે. કોઈ નમાઝની હિકમત–ગુઢાર્થ વર્ણવે છે, તો કોઈ રોઝાની.

એક ડોકટર લખે છે કે મુસ્લિમોમાં આ જે શિક્ષણ છે કે, 'કોઈ વાંસણને જો કૂતરું ચાટી જાય, તો તેને સાત વાર ધુઓ. જેમાં એકવાર માટીથી પણ માંજો 'એક મુદ્દત સુધી હું વિચારતો રહયો કે એમાં શું હિકમત હશે ? કે માટીથી માંજવા માટે પણ કહયું. છેવટે વિચારવાથી અને માટીના ભાગોને અલગ કરવાથી જણાયું કે મટોડીમાં એક ભાગ નૌશાદરનો પણ હોય છે અને તે કૂતરાના થુંકના ઝેરને મારી નાંખે છે. હવે નૌશાદરનું પ્રત્યેક સમયે તથા સ્થળે મળવું મુશ્કિલ હતું, એટલે મુસ્લિમોના નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ માટીથી સાફ કરવાનું કહયું, જે દરેક સ્થળે મળી શકે છે અને નૌશાદરનું કામ આપે છે.

એક બીજા ઈસાઈએ લખ્યું છે કે, 'ઈસ્લામી શરીઅતનાં સર્વ આદેશો, બુદ્ધિગત છે. એટલે કોઈ હુકમ અક્કલની વિરુદ્ધ નથી. જો કે અમૂક હૂકમોની હિકમત અક્કલથી નથી જણાતી, પરંતુ બુદ્ધિથી વિરુદ્ધ

નથી કે બુદ્ધિ તેમાં કોઈ ખરાબી જણાવતી હોય.' હવે જોઈ લો, કે બીજી કોમોનાં વખાણોનો તો આ હાલ છે. બીજી બાજુ આપણા મુસ્લિમ ભાઈઓનો આ હાલ છે કે ન દીનનો કંઈ ખ્યાલ, ન તેના પર ચાલવાનો કોઈ ઈરાદો, ઉપરથી વાધાં–વચકા કાઢવા તૈયાર કે, રોઝામાં આ ખરાબી છે અને નમાઝ પ્રગતિથી રોકે છે.

જો મુસ્લિમોનો આજ હાલ રહ્યો, તો કયાંક તેઓ પર આ કુરઆની વઈદ–ધમકી ફીટ ન થઈ જાય, લાગુ ન પડી જાય. **વઈન તતવલ્લવ્ યસ્તબ્દિલ્ કવમન ગય્રકુમ...** (એમ ન સમજી લેતા, કે દીનનો આધાર તમારા પર છે અને તમારા વિના તેની પ્રગતિ નથી થઈ શકતી. યાદ રાખી લેજો) "અને જો તમે ઈસ્લામથી મ્હો ફેરવશો તો ખુદા તઆલા બીજી કોમને ઉભી કરી દેશે, જે તમારી જેમ (ના ફરમાન) ન હશે." જો ઉપરોકત ધમકીના વબાલથી મુસ્લિમોએ બચવું હોય તો અલ્લાહ તઆલા સાથે તેમણે એક ગુલામ–સેવક અથવા આશિકની જેમ વર્તવુ જોઈએ. કારણ કે આપણને અલ્લાહ તઆલા સાથે તે જ સંબંધ છે, જે ગુલામને પોતાના માલિક સાથે તથા આશિકને પોતાના મહબુબ–પ્રિય સાથે હોય છે.

હવે આ વાત ત્યાં સુધી શકય નથી, જ્યાં સુધી આપણી આંખો સામેથી દુનિયાની મહોબ્બતનો પરદો ખસી ન જાય અને આપણે આપણી ખૂદી તથા નફસાનિય્યતથી મુકત ન થઈએ. હઝ. બાયઝીદ બુસ્તામી (રહ.) એ ખુદા તઆલાને ખ્વાબ–સ્વપ્નામાં જોયા. અરજ કરી કે પરવરદિગાર ! મને આપ સુધી પહોંચવાનો સૌથી નિકટનો મારગ બતાવો !

સુબ્હાનલ્લાહ ! કેવા સાચા માર્ગદર્શક હતા કે આપણાં માટે કેટલો સરળ મારગ શોધીને મુકી ગયા. આજે જે સરળતાથી લોકો અલ્લાહ પાક સુધી પહોંચવાની મંઝિલો પસાર કરી શકે છે, એ તે જ બુઝુર્ગોનો પ્રતાપ છે.

ખયર, અલ્લાહ તઆલાએ ખ્વાબમાં ઈરશાદ ફરમાવ્યો, 'હે બાયઝીદ ! પોતાના નફસ–મનને ત્યજી દયો અને આવી જાઓ'. પછી મારગ અતિ સરળ અને ટુંકો છે.

(૩) એક ભાઈએ મને પૂછયું કે, નમાઝ પાંચ વાર કેમ નક્કી થઈ ? મેં તેમને પૂછયું કે પ્રથમ એ બતાવો કે તમારી નાક ચેહરા–મોઢા પર કેમ લગાડવામાં આવી ? પીઠ પર કેમ લગાડવામાં ન આવી ? જ્યારે એનું કારણ તમે જાણતા થઈ જાઓ, ત્યારે નમાઝના સમયોની મસ્લિહત પૂછશો. તાત્પર્ય એ કે ઈલ્મથી જેને મુનાસબત–લગાવ નથી હોતો, તેનું બોલવું હંમેશા કસમયનું હોય છે અને એટલા માટે જ તે સારું નથી લાગતું.

એકવાર ઈમામ અબૂ યૂસુફ (રહ.) કંઈક બયાન ફરમાવી રહયા હતા અને લોકો તેને લખી રહયા હતા. તેમનામાં એક માણસ બિલ્કુલ ચૂપ બેઠો હતો. ઈમામ સાહેબે ફરમાવ્યું કે ભાઈ ! તમે પણ કંઈક પૂછો. તે ભાઈએ કહયું કે બહું સારું, પૂછીશ, કોઈ વાર.

હવે ઈમામ સાહેબ એક વાર તકરીર–વકતવ્યમાં મસ્અલો બયાન ફરમાવતા હતા, 'કે જ્યારે સૂરજ અથમાઈ જાય, તો, રોઝો ખોલવામાં મોડું ન કરે'. તે ભાઈ કહેવા લાગ્યા કે, જો કોઈ વાર સૂરજ અથમાયજ ના તો, શું કરીએ ? ઈમામ સાહબ હસીને ફરમાવવા લાગ્યા કે, ભાઈ ! તમારું તો ચુપ રહેવું જ સારું છે.

(૪) બુઝુર્ગો ! શરીઅતના અહકામ–આદેશો સાથે આપણું તે જ વર્તન હોવું જોઈએ, જે આશિકનું મા'શૂક સાથે તથા ગુલામ–દાસનું માલિક સાથે હોય છે. કહે છે કે એક માણસે એક ગુલામ ખરીદયો અને તેને પૂછયું કે તારું નામ શું છે ? તેણે જવાબમાં કહયું કે જે આપ રાખો. ફરી આકાએ પૂછયું કે તું ખાય છે શું ? ગુલામે કહયું કે આપ જે ખવડાવશો, ને ફરી પૂછયું કે પોશાક કયો પસંદ કરે છે ? ગુલામે કહયું, જે આપ પહેરાવો તે.

ભાઈઓ ! શું અલ્લાહ તઆલા સાથેનો સંબંધ ગુલામીનો નથી ? એટલું જ નહી, જો ઉંડાણથી વિચારીશું તો જણાશે. કે દુનિયવી માલિકોની ગુલામી તો નામ પુરતી છે, જયારે અલ્લાહ પાક સાથેની ગુલામી, હકીકી–વાસ્તવિક ગુલામી છે તથા તેની ગુલામી હંમેશાની છે. કોઈ કાળેય માનવી તેમાંથી મુકત થઈ શકતો નથી, તો પછી તેના દરેક હુકમને, એક વફાદાર ગુલામની જેમ ખુશી ખુશી બજાવવો જોઈએ.

જો તેના આદેશો મુશ્કિલ લાગે, તો તેમાં શંકા કરવી તો બિલ્કુલ બેહુદા–અજાુગતુ છે, કારણ કે ખુદા પાકના તરફથી તો તે જ હુકમો નક્કી થશે, જે નફસ–મનને મુશ્કિલ લાગે. ખુદા તઆલા એનું ઈમ્તિહાન કરે છે કે આપણે જે કરીએ છીએ. તે નફસને ખુશ કરવા કરીએ છીએ, કે અલ્લાહ પાકને ? અને અલ્લાહ તઆલાને ખુશ કરવામાં પણ આપણી જ ભલાઈ છે, ન કે તેની. ભાઈઓ ! આટલી વિશાળ સૃષ્ટી–જગત આપણાં જ લાભ માટે બનાવ્યું છે. પ્રત્યેક રીતે આપણાં જ ફાયદાઓ પર તે રહીમ–કરીમની નઝર છે. અલબત્ત, એ જરૂરી નથી કે તે બધી મસ્લિહતો આપણી સમજમાં પણ આવી જાય.

સાર એ કે કેટલાક હુકમોની સખ્તી અને દુશ્વારી, વસ્વસા–શંકાનો ઝરીઓ બને છે, પરંતુ વિચારવાથી જણાય છે કે એ સખ્તી જ, તે હુકમોના ખુદા તઆલા તરફથી હોવાનો પુરાવો છે. જો કોઈ મખ્લુક–સર્જિત તરફથી એ હુકમ આપવામાં આવ્યો હોત, તો તેમાં મુશ્કેલી બિલ્કુલ ન હોત. એ જ કારણે જુઠા, નકલી ધર્મોમાં સહુલતો ઘણી હોય છે, જેથી નફસના બંદાઓ તેને તૂરત કબૂલ કરી લિએ.

અલ્લાહ તઆલાના હુકમોની સખ્તીની મીસાલ–દાખલો, બાળકનું દુધ છોડવવા સમાન છે કે બાળકને તેમાં ખૂબ સખ્તી લાગે છે. તે દુધ માટે ખૂબ જ જિદ્દ અને ધમપછાડા કરે છે, છતાં વહાલ સોઈ માતા, તેની જિદ્દ પૂરી ન કરતાં, સ્તન–છાતીએ કળિયાતું ચોપડીને પણ બાળકને દુધ છોડાવે છે. કારણ કે માં–બાપ જાણે છે કે બાળક પોતાના નફા–નુકસાનને જાણતું–સમજતું નથી. જો તેની હઠ પૂરી કરીશું, તો તે આખો જન્મારો કમઝોર અશકત જ રહેશે. બસ ઈલાહી–આદશોનું પણ એમ જ છે કે આપણે આપણી ટૂંકી દ્રષ્ટિએ તેને મુશ્કિલ–અઘરા સમજીએ છીએ, પરંતુ આપણો લાભ તેમાં જ છે. જેમ કે ખુદાઈ ઈરશાદ–કથન છે કે, "જો અલ્લાહ તઆલા તેમની મનેચ્છાઓની પૈરવી કરે, તો ઝમીન, આસ્માન સર્વ ખરાબ અને બરબાદ થઈ જાય." તો બસ આપણો ફાયદો એમાં જ છે કે બાળકની જેમ આપણી એક સાંભળવામાં ન આવે.

(૫) હુઝૂરે અકરમ (સલ.) ની હાલત જુઓ કે, દુનિયા આખીનાં સરદાર હોવા છતાં, આપની એક એક અદામાં કેટલી બધી સાદગી હતી. બેસવા માટે બંને જહાનના સરદાર (સલ.) એ પોતાના માટે કોઈ ખાસ બેઠક ન બનાવી. એટલે સુધી કે લોકો જ્યારે મુલાકાત માટે આવતા, સહાબા (રદિ.) થી પૂછતા કે તમારામાં મુહંમદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કોણ છે ?

ચાલવામાં આપની એ હાલત કે હમેશાં ટોળામાં મળી–ઝૂલીને ચાલતા. પોતાને વિશેષ વ્યકિત તરીકે જાહેર ન ફરમાવતા. હાલાં કે 'બઅ્દ અઝ ખુદા બુઝુર્ગ તુઈ કિસ્સા મુખ્તસર'–ખુદા તઆલાં પછી કાયનાતમાં સર્વશ્રેષ્ઠ હસ્તી આપ જ છે. તો વાત આ હતી કે અલ્લાહ તઆલાની મોટાઈ, આપની આંખોમાં સમાયલી હતી. એટલા માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નાં કોઈ અંદાજથી, મોટાઈ જાહેર થતી ન હતી આથી વધીને શું હોય ? કે જ્યારે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મક્કાથી હિજરત ફરમાવી, મદીના તશરીફ લઈ ગયા તો, આપની સાદગી અને નમ્રતાને લઈ મદીનાવાસીઓ આપ (સલ.) ને ઓળખી ન શકયા. હઝરત અબૂબક્ર (રદિ.) થી મુસાફહો–હસ્ત મેળાપ કરવા લાગ્યા. કારણ કે તેમના બાલ સફેદ થઈ ગયા હતા. એટલે તેઓ વડીલ લાગતા હતા.

(૬) એ જ રીતે આપ (સલ.) ફરમાવે છે કે, "હું તો ગુલામની પેથે જમુ છું." આપની ટેવ મુબારક અડુગળુ બેસીને ખાવાની હતી. આ કોઈ નાનીસુની વાત નથી. એનું મૂલ્ય ત્યારે જણાશે, જ્યારે પોતાના પર એ કેફિયત–હાલત છવાયલી હોય અને એજ કારણે હુઝુર સ.અ.વ. એ ફરમાવ્યું છે કે, "જો ખાવું ખાવામાં લુકમો–કોળિયો નીચે પડી જાય તો (શકય હોય તો) સાફ કરીને ખાઈ લો." હુઝૂર (સલ.) એ જે આપણને ખાવાના આદાબ–વિવેક શિખવ્યા છે તેનું કારણ એ છે કે જેમ દિલ અંતરની હાલતની, જાહેર–બાહય શરીર પર અસર પડે છે, એ જ રીતે જાહેરી શરીરની અસર, દિલની અંદર સુધી પણ પહોંચે છે જ. જો જાહેરી હાલત પર ગર્વ–અહંકાર વૈરસે છે તો, દિલ સુધી તેના

છાંટા જરૂર પહોંચશે જ અને દિલમાં અભિમાન આવશે જ. એથી ઉલટ જો જાહેરી હાલત પર નમ્રતા હશે તો, દિલ સુધી પણ નમ્રતાની અસર જરૂર પહોંચશે જ.

અને રહસ્ય એનું આ છે કે, જ્યારે કોઈ માનવીએ પોતાના જાહેરને, સુન્નત અનુસાર બનાવી લીધું તો તેણે ખુદા પાકની નઝદીકી પ્રાપ્ત કરવાનો ઈરાદો કર્યો અને તે કરીમ ઝાતનો વાયદો છે કે, 'જે મારા તરફ એક વેંત નજીક આવશે તો હું તેના તરફ એક હાથ નજીક થઈશ અને જે મારા તરફ એક હાથ નજીક થશે તો હું તેનાથી બે હાથ નજીક થઈશ'. હવે ખુદા તઆલાની નઝદીકી, આનાથી વધીને શું હશે ? કે તેનું બાતિન પણ સુધરી જાય અને બાતિની નઝદીકી પણ પ્રાપ્ત થઈ જાય. આથી જણાયું કે જાહેરની દુરૂસ્તગીથી, બાતિની સુધારણા થઈ જાય છે.

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની અતિ ખાકસારીનું કારણ આ જ હતું કે ઝાતે ખુદાવંદીની મોટાઈ હંમેશાં આપની નઝર સમક્ષ રહેતી હતી. એટલા જ માટે આપ (સલ.) હર હાલમાં ગુલામીની રીત અપનાવતા હતા. જ્યારે વસ્તુ સ્થિતી આ છે તો, આપણે પણ ખુદાઈ હુકમોને સાંભળીને ચૂપ–ચાપ માની જ લેવા જોઈએ. તેમાં વાંધા–વચકા ન કાઢવા જોઈએ. ગુલામીની એ જ શાન અને રીત છે તથા ખોદ કુરેદ–વાદ વિવાદ આપણને જ નુકશાનકર્તા છે. જો એમ ન હોત તો, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એનાથી આપણને રોકત નહી.

જુઓ ! સહાબાએ કિરામ (રદિ.) જેમને આપ (સલ.) ની સુહબત–સહવાસ મળ્યો હતો, જેમની અક્કલ (નૂરે ઈમાન અને સુહબતે નબવીથી) કામિલ–પરિપૂર્ણ હતી. જ્યારે તકદીરનાં વિષયમાં ચર્ચા કરવા લાગ્યા, તો હુઝૂર (સલ.) એ બિલ્કુલ રોકી દીધા અને ઘણાં નારાજ થયા તથા ફરમાવવા લાગ્યા કે, 'આગલી ઉમ્મતો આવી ખોટી બહસોને લઈને જ બરબાદ થઈ.' (હઝ. હકીમુલ ઉમ્મત (રહ.) આના કારણમાં ફરમાવે છે કે,) જે રીતે ઘણી વસ્તુઓ, ફકત દલીલથી નથી

સમજાતી, જ્યાં સુધી મુશાહદો ન થાય–પ્રત્યક્ષ ન દેખાય, અને તે આપણને પ્રાપ્ત નથી. પરિણામે એવા વાદ–વિવાદથી આપણે ગારત થઈશું. એને યોગ્ય એક હિકાયત યાદ આવી, જે નીચે મુજબ છે.

એક વિદ્યાર્થીએ પોતાના ઉસ્તાઝની (જે અંધ હતા) દઅવત રાખી અને કહયું કે આજે હું આપને ખીર ખવડાવીશ, ઈન્શા અલ્લાહ. ઉસ્તાઝ આંધળા હોવાથી ખીર કદી જોઈ ન હતી, અને ન ખાવાનો ઈત્તેફાક થયો હતો. તેમણે પૂછયું કે ભાઈ ખીર કેવી હોય છે ? છોકરાએ કહયું કે સફેદ સફેદ હોય છે. ઉસ્તાઝે પૂછયું કે સફેદ કોને કહે છે ? તેણે કહયું કે જેમ બગલો, પરંતુ ઉસ્તાઝ સાહેબે (અંધ હોવાના લઈ) બગલો પણ કયાં જોયો હતો ? એટલે પૂછયું કે બગલો કેવો હોય છે ? છોકરાએ હાથ વાંકો કરીને બગલાની સૂરત બનાવી. ઉસ્તાઝ સાહેબે હાથથી ચપોટીને કહયું કે ભાઈ ! આ ખીર તો ઘણી ટેડી–વાંકી છે. ગળામાંથી કેમ કરી ઉતરશે ?

અંધ ઉસ્તાઝનું ખીરને વાંકી સમજવાનું કારણ આ હતું કે જે વસ્તુ જોવાથી સંબંધ રાખે છે, તેને તેઓ બયાન–વર્ણનથી સમજવા માંગતા હતા. આ જ હાલ આપણો છે. આપણે પણ જોવાની વસ્તુઓને દલીલથી સમજવા માંગીએ છીએ. હા ! જો સમજવા ચાહતા હોય તો, પ્રથમ દિલમાં નૂર–રોશની પેદા કરો. પછી જુઓ કે દરેક વસ્તુની સેંકડો હિકમતો–દાનાઈઓ, રહસ્યો, નજર સામે આવવા લાગશે. જુઓ ! કોઈ સામાન્ય માનવી કોઈ બાદશાહથી માંગણી કરે કે મને શાહી ખઝાનો અને રાઝ–સલ્તનતના રહસ્યો જણાવો તો તેનો હેતુ કદી ન ફળશે. અલબત્ત રાજાથી ખૂબ ગાઢ સંબંધ બાંધે અને તેનો માનીતો બની જાય તો તે સામેથી તેને પોતાનો જાણભેદુ બનાવશે. તો તમે પણ પોતાના દિલને ખુદા પાકની નિકટતાથી નૂરાની–પ્રકાશમય બનાવો. પછી અલ્લાહ તઆલા તરફથી પોતે જ હિકમતો તમારી સામે ખોલવામાં આવશે.

(૭) પ્રખ્યાત છે કે હઝ. લુકમાન (અલૈ.) એ એક બાગના માલિકની નોકરી કરી. એક દિવસ માલિક બાગમાં આવ્યો અને તેમને કહયું કે એક કાકડી લઈ આવો. લુકમાન (અલૈ.) એક કાકડી લઈ

આવ્યા. આકાએ તેમાંથી એક કાશ–ચીરી લુકમાન (અલૈ.) ને આપી. આપ તેને ખાઈ ગયા. ત્યાર પછી બીજી ચીરી આકાએ ખાધી, તો તે અત્યંત કડવી હતી. તેણે હઝ. લુકમાન (અલૈ.) થી કહયું કે તમે આ કડવી કાકડી શી રીતે ખાધી ? મને કહી કેમ ન દીધું કે એ કડવી છે ! હઝ. લુકમાને કહયું કે જે હાથથી મેં હઝારો મીઠી ચીઝો ખાધી છે, જો કોઈ વાર તેનાથી કડવી ચીઝ મળે તો તેની ફરીયાદ શી રીતે કરું ? એ જ રીતે જો કોઈ વાર આપણી મરજી વિરુદ્ધ પણ વર્તાવ માલિકે હકીકી તરફથી થાય, ત્યારે પણ આપણને ના –ગવારી ન થવી જોઈએ અને આપણા વિનય–અદબમાં ફેર ન પડવો જોઈએ.

અને તેની રીત આ છે કે કોઈ બુઝુર્ગ–સંત પુરૂષ, અલ્લાહવાળાથી સંબંધ બાંધવામાં આવે. જો તેમના સહવાસમાં રહો તો ઘણી જ ખૂશ નસીબી, નહીં તો તેમની સાથે કાગળ–પત્રનો વહેવાર જ રાખો અને તેમનાથી પોતાની સંપૂર્ણ હાલત જણાવી ઈલાજ પૂછતા રહો. જો પોતાની રાયથી કોઈ માણસ, પોતાની ઈસ્લાહમાં ચિંતન–મનન કરી દરરોજ ચાર કલાક ગાળે તો તે વાત ન પેદા થશે, મને યાદ છે કે વર્ષાઋતુ–વરસાદની મૌસમ પછી, મને દર વર્ષે તાવ આવતો અને હકીમ સાહેબ લગભગ એક જ નુસ્ખો હંમેશાં લખી આપતા. મેં વિચાર્યું કે લાવ, આ નુસ્ખાને ઉતારી લઉં, જેથી દર વર્ષે હકીમ સાહેબ પાસે જવું ન પડે અને એક જ નુસ્ખો કામ આપતો રહે. બીજા વર્ષે તાવ આવતાં એ જ નુસ્ખો અજમાવ્યો, પરંતુ કશો ફાયદો ન થયો. છેવટે હકીમ સાહેબ પાસે તપાસીને નુસ્ખો લખાવી ઉપયોગ કર્યો, ત્યારે આરામ થયો. તો જેમ શારીરિક બીમારીઓમાં પોતાની બુદ્ધિથી કામ નથી ચાલતું અને તબીબનું માર્ગદર્શન જરૂરી હોય છે. એવું જ નફસાની–મનની બીમારીઓમાં શયખે–કામિલની રાહબરી– માર્ગદર્શન પણ ખૂબ જ અનિવાર્ય છે.

(૮) તાત્પર્ય આ કે અક્કલથી શરીઅતની હિકમતો સમજમાં નથી આવી શકતી. તેની ઈચ્છા હોય તો, ખુદા તઆલાની સાથે સંબંધ જોડો. અનુભવી લોકો કહે છે કે, 'અમે બુધ્ધીથી કામ લીધું તો તે થોડીક દૂર ચાલી અને થાકી ગઈ. છેવટે તેને છોડી અને ઈશ્ક, દીવાનગીનો

સાથ લીધો, તેણે મંઝિલ પર પહોંચાડયા'. આનો હેતુ આ નથી કે બુધ્ધી સંપૂર્ણ નકામી છે. બેશક તે ઉપયોગી છે, પરંતુ તે એક હદ સુધી જ કામ આપી શકે છે. તે ઘોડા સમ છે. જુઓ ! કોઈનો મહબૂબ–પ્રિય પાત્ર, પહાડની ચોટી–શિખર પર રહેતો હોય અને આશિક તેને મળવા ચાહે અને ઘોડા પર સવાર થઈને જાય તો, જાહેર છે કે ઘોડો પહાડની તળેટી સુધી જ કામ લાગશે, આગળ નહીં. હવે જો આશિકને શિખર સુધી પહોંચવું હશે તો તેની સૂરત એ જ છે કે ઘોડાને છોડીને ઈશ્ક–દીવાનગીનો જોશ, પોતામાં જન્માવે અને ચોટી સુધી ચઢતો ચાલ્યો જાય. બુદ્ધિ, બીમારને હકીમની શોધ અને ઓળખમાં મદદ કરી શકે છે, પરંતુ જ્યારે તબીબને પસંદ કરી લીધો તો તેના ઈલાજમાં પોતાની અક્કલ ન ચલાવે, બલ્કે તબીબ પર સંપૂર્ણ વિશ્વાસ રાખી, દવાનું નિયમિત સેવન કરે તથા મના કરેલી–નિષિધ વસ્તુઓથી સંપૂર્ણ રીતે બચે. એમાં જ તેનું શ્રેય–કામ્યાબી છે.

(૯) હવે આ બતાવી દેવું પણ જરૂરી છે કે કેવા માણસને પોતાના મુકતદા–દોરક તથા મુરશિદ–માર્ગદર્શક તરીકે સ્વીકારે તથા સાચા શયખની ઓળખ–નિશાની શું છે ? કારણ કે સામાન્યજનોએ એ માટે અજીબ અજીબ ઓળખો, નિશાનીઓ કાઢી રાખી છે. જેમ કે જો કોઈ વ્યકિત પાસે ઘણાં માણસો આવ–જા કરતા હોય તો લોકો સમજે છે કે એ ઘણાં મોટા બુઝુર્ગ છે. ખાસ કરીને જો અમીરોને તેમનાથી અકીદત હોય ત્યારે તો બુઝુર્ગી રજીસ્ટર્ડ થઈ ગઈ. હાલાં કે એ કોઈ નિશાની નથી. મેં એક મહાન બુઝુર્ગથી સાંભળ્યું છે કે 'જે દરવેશ પાસે દુનિયાદારોની ઘણી ભીડ રહેતી હોય અને આલિમો, દીનદારોની તવજ્જોહ–લક્ષ તેમના તરફ ઓછું હોય તો તમે એવા દરવેશ તરફ લક્ષ ન આપશો, કારણ કે દુનિયાદારોની ભીડ અને દીનદારોનું છેટું રહેવું, નિશાની છે તેના નાકિસ–અધૂરા હોવાની'.

અમુક લોકોના નજીક બુઝુર્ગીની આ ઓળખ છે કે જે વ્યકિતથી, કરામતો–ચમત્કાર જાહેર થતા હોય, છૂપી વાતોની જેમને ખબર થઈ જતી હોય તે સૌથી મોટા બુઝુર્ગ છે. હાલાં કે આ ઓળખ પણ બિલ્કુલ

બેહુદા છે. કારણ કે જે વ્યકિતનું દિલ–દિમાગ તંદુરસ્ત–મજબૂત હોય, દિલમાં પૂરતી શકિત હોય, ફરી તે ખૂબ મહેનત અને પ્રેકટિશ કરે તો તેનાથી એવી એવી વાતો ઝાહિર થવા લાગશે જેને અભણ લોકો કરામત સમજે છે, ભલે તે કાફીર હોય. જુઓ ! દજ્જાલ જેવો (મહા કાફિર) જે ખુદાઈનો દાવો કરશે. તેનાથી કેવા કેવા તમાશા જાહેર થશે ? વરસાદ સુધ્ધાં વરસાવશે. ઝમીનના ખઝાનાં તેની સાથે ચાલશે. આથી જણાયું કે કરામતો–ચમત્કારોનું જાહેર થવું પણ ખરી કસોટી નથી. બુઝુર્ગી જાણવાની ખરી રીત આ છે કે જે મકસદ–ધ્યેયને માટે માનવીને પેદા કરવામાં આવ્યો છે, એટલે બંદગી, ખુદા પાકની મઅરેફત–ઓળખ. તેમાં જે મજબૂત અને સાચો બંદો હોય તે કામિલ–પરિપૂર્ણ છે.

આ ઓળખ વિશે (મહાસૂફી–સંત) મવ. રૂમ (રહ.) ફરમાવે છે કે બુઝુર્ગોનું કામ રોશની અને ગરમી ફેલાવવાનું છે. રોશનીનો આ મતલબ નથી કે અહીં બેઠા–બેઠા, મુંબઈ, કલકત્તા દેખાવા લાગે, બલ્કે આ મતલબ છે કે દિલમાં ખુદા તઆલાની મઅરિફત ઓળખ, પહેચાન થવા લાગે અને ગરમીથી મુરાદ મહોબ્બત હોય છે. સાર આ કે જેને હકીકી મહબૂબથી મહોબ્બત હોય તથા તેની મઅરિફત અને સાચી જાણકારી હોય, તે કામિલ પુરૂષ છે, અલબત્ત મહોબ્બત તો દિલથી સંબંધ ધરાવે છે. બીજાને તેની કઈ રીતે ખબર પડે ? માટે તેની અમુક નિશાનીઓ લખીએ છીએ.

સૌ જાણે છે કે માનવીને જેનાથી મહોબ્બત હોય છે તો, એક તો તેની યાદ કયારે ય દિલથી ઉતરતી નથી. સુવામાં સ્વપ્નાં પણ મહબૂબનાં જ જુએ છે. બીજુ મહબૂબના હુકમોને દિલના કાનોથી સાંભળે છે અને ખૂબ જ ખંતથી તેને બજાવી લાવે છે. કદી એવું નથી બનતું કે આશિકથી, પ્રિયના કોઈ આદેશમાં ભૂલ–ચૂક કે નાફરમાની થાય. કારણ કે ભૂલ તેજ કામમાં થઈ શકે છે જેના તરફ પુરૂં લક્ષ ન હોય અને જે વાત દિલમાં ઠસેલી હોય તેમાં ભૂલ કઈ રીતે થઈ શકે છે ? એ જ રીતે નાફરમાની–હુકમનું ઉલ્લંઘન ત્યારે જ થાય છે જ્યારે હુકમ આપનારની ઈઝ્ઝત તથા મહોબ્બત દિલમાં ન હોય.

સારાંશ કે મુરશીદ–પીર બનાવવાને લાયક તે માણસ છે, કે જરૂરત પ્રમાણે તેને દીનનો ઈલ્મ–જાણકારી હોય, ભલે સનદી આલિમ ન હોય. બીજું આ કે તેને કામિલ વલી, બુઝુર્ગની સુહબત–સહવાસ નસીબ થયો હોય. કારણ કે મુહબ્બતની ગરમી, તેને જ પ્રાપ્ત થાય છે જે કોઈ ગરમીવાળા પાસે રહયો હોય અને તેની હિદાયત–માર્ગદર્શન પ્રમાણે અમલ કર્યો હોય અને જે વસ્તુ બુઝુર્ગોથી સીના–બ–સીના ચાલી આવે છે, જે રીતે રાંધવાનું કામ સીના–બ–સીના ચાલ્યું આવે છે. જો કોઈ પુસ્તકમાં જોઈને રાંધવાની રીતો, તરકીબો યાદ કરી લે તો, તેનાથી કંઈ નથી થઈ શકતું જ્યાં સુધી માહિર–નિષ્ણાંત ઉસ્તાઝની સુહબતમાં ન રહે. એજ રીતે દરજી કામ, લુહારી કામ, સુથારી કામ વગેરે ઉસ્તાઝની પાસે રહયા વિના સારી રીતે આવડી શકતું નથી. ફરી તસવ્વુફ–સૂફીવાદ તથા અખ્લાકની સુધારણાં, ફકત કિતાબોથી (કોઈ કામિલ બુઝુર્ગની સુહબતમાં અમુક સમય રહયા વિના) કઈ રીતે શકય છે ?

ત્રીજું શરીઅતનો પૂરો પાબંદ હોય. આ ત્રણ નિશાનીઓ તો તે માણસની છે જે પોતે કામિલ–પરિપૂર્ણ હોય, હવે જે બીજાને પણ કામિલ બનાવી શકે, તેની ઓળખ બીજી છે અને તેનું જાણવું પણ ખૂબ જરૂરી છે, કારણ કે બીમારને પોતાની બીમારી દૂર કરવા માટે એવા માનવીની જરૂરત હોય છે, જે પોતે તંદુરસ્ત હોય અને હકીમ પણ હોય કે બીજાઓને પણ સાજા કરી શકે. તો તેની ઓળખ આ છે કે તેની પાસે બેસવાથી દિલમાં સંતોષ અને રાહત પેદા થાય તથા ખુદા તઆલાની મુહબ્બત વધે, દુનિયાની મુહબ્બત ઓછી થાય. જો કે આ વાતો ભલે તૂરત ન પેદા થાય, બલકે તેમાં થોડો સમય લાગે.

બીજું, જો તેની સામે પોતાની બીમારી જણાવે તો તેના જવાબથી દિલને સંતોષ થાય અને લાગે કે આપણી બીમારીને તે બરાબર સમજી ગયો છે, જ્યારે એવો માણસ મળી આવે તો જરૂરી છે કે તેની સુહબત અપનાવે, ભલે તેનાથી બયઅત (હાથમાં હાથ દેવું) ન થાય. કારણ કે બયઅત થવું એટલું જરૂરી નથી, પરંતુ એમ પણ ન

સમજે કે તે સંપૂર્ણ વ્યર્થ છે.

વાત ઘણે દૂર નીકળી ગઈ. હું એ કહી રહયો હતો કે અલ્લાહ તઆલા સાથે લગાવ અને મુહબ્બત એવી વસ્તુ છે કે, તે જ્યારે દિલમાં વસી જાય છે તો દિલમાંથી, સર્વ કચરો–પુંજો સાફ થઈ જાય છે. બસ, પછી કોઈ શંકા નથી રહેતી. જ્યારે બધા વસ્વસા દૂર થઈ જશે તો, કોઈ સવાલ ઊભો જ નહી થાય અને જણાય આવશે કે આપણને અલ્લાહ તઆલા સાથે કેવો સંબંધ છે, ત્યારે કોઈ ખુદાઈ હુકમ અણગમતો ન લાગશે, કારણ કે આશિકને મહબૂબનો કોઈ હુકમ નાપસંદ નથી હોતો. બલ્કે એવું ચાહે છે કે કોઈ પણ રીતે પ્રિય તરફથી કોઈ આદેશ મળતો જ રહે.

એક ભાઈનો કિસ્સો છે કે તે એક હકીમ પર આશિક થઈ ગયો હતો. છેવટે બીમાર પડયો તો લોકો તે હકીમને ઈલાજ માટે તેડી લાવ્યા, તો તે બીમાર આશિક એવી આરઝૂ રાખતો હતો કે મને કદી શીફા–સારું જ ન થાય. જેથી બીમારીના લઈ દરરોજ તે હકીમ (જે પ્રિય પણ હતો) મારી પાસે આવતો રહે. ભાઈઓ ! હકીકતમાં એ (ઈશ્ક) ની આગ અજીબ વસ્તુ છે, કે આશિક તો આશિક, મા'શૂકનું ધ્યાન–તવજ્જુહ પણ ખેંચી લે છે. જુઓ, તે બિમારની બીમારી જ હતી, જેણે હકીમને પણ ખેંચી લીધો. આજકાલના (કહેવાતા) બુધ્ધીમાનો એને ન સમજી શકશે, કારણ કે એનો ઝાએકો–ટેસ્ટ, સ્વાદ ચાખ્યા વિના, ફકત બુધ્ધીથી નથી જાણી શકાતો. એટલે એવા લોકોએ મહોબ્બતવાળાઓને ટોણાં મારા બિલ્કુલ અયોગ્ય છે.

સાર એ કે મહોબ્બત અજીબ વસ્તુ છે. જરાક વિચારો કે જો એક પુરૂષ અને સ્ત્રીને મહોબ્બત થઈ જાય છે તો શો હાલ થાય છે કે તેની સખત અને બેહુદા–વાહિયાત વાતો પણ સારી લાગે છે અને અજાુગતી ફરમાઈશો પણ પૂરી કરવામાં આવે છે અને દિલ પર બોજારૂપ નથી લાગતી. તો મા'શૂકે હકીકી અલ્લાહ તઆલાની મહોબ્બત, આશિકે હકીકી–બંદાને કયા મુકામે–સ્થાને પહોંચાડી શકે

છે ? જ્યારે કે મા'શૂકે હકીકી—અલ્લાહ તઆલામાં મહોબ્બતના બધા જ કારણો, જમાલ—ખૂબસૂરતી, કમાલ—પરિપૂર્ણતા, નવાલ—ઈહસાન, ઉપકાર ભેગા છે એટલું જ નહીં, એ ગુણો વાસ્તવ—હકીકતમાં અલ્લાહ તઆલામાં જ છે. મખ્લૂકમાં ફકત એમનો અકસ—પડછાયો જ છે.

ઉપરોકત વિષયો, વઅઝની શરૂઆતમાં જે આયતે કરીમા પઢી છે તેનાથી મુનાસબત—જોડ રાખે છે. તેથી બયાન કરી દીધા છે. આયતમાં તવબાનો હુકમ છે અને તવબા માનવીને ભારે લાગે છે, કારણ કે ગુનાહમાં લઝઝત છે, પરંતુ દુશ્વારીને લઈ તોબાને છોડવી ન જોઈએ, કારણ કે અઘરાપણું શરૂઆતમાં જ હશે, પછી ટેવ પડતા કશી જ દુશ્વારી નહી રહે. આયતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે "હે મુસલમાનો ! અલ્લાહની તરફ રુજુઅ કરો અને ક્ષમા યાચો." જુઓ ! ખુદા તઆલાનું ઈહસાન કેટલું મોટું છે કે એમ નથી ફરમાવ્યું કે જો ગુનાહ થઈ જાય તો તોબા કરો. શરીઅતની આસાની—સહુલત જુઓ કે પ્રથમ તો આ હુકમ છે કે બદપરહેઝી કરીને બીમાર જ ન પડો અને જો બીમાર પડી જાઓ, તો ફરમાવે છે કે દવા પી લો ! અમુક કહે છે કે તવબાથી શું લાભ ? કારણ કે અમારાથી ફરી ગુનાહ થશે. હું જવાબમાં કહુ છું કે એ કાનૂન શારીરિક બીમારીઓમાં કેમ નથી ચલાવતા કે ફરી બીમાર પડીશું તો ઈલાજથી શો લાભ ? અલ્લાહ પાક સૌને અમલની તૌફિક અર્પે, આમીન...



પ્રકાશન નં. ૩૦૮

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# નજાતનો માર્ગ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા



**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# નજાત-મુકિતનો માર્ગ

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"વ કાલુ લવ્ કુન્ના નસ્મઉ અવ્ નઅ્કિલુ મા કુન્ના ફી અસ્હાબિસ્સઈર."** તરજુમો : "આ એક આયત શરીફ છે સૂરએ મુલ્કની. તેમાં હક સુબ્હાનહુ વ તઆલાએ કાફિરોની એક હિકાયત નકલ ફરમાવી છે ; અર્થાત તેમનો આ એક કૌલ-વાત છે ; જેને તેઓ કિયામતમાં કહેશે.

પરંતુ ખુદા તઆલાનો મકસૂદ-હેતુ, હિકાયતોથી ખુદ તે હિકાયત નથી હોતી ; ભલે તે ભુતકાળની હોય કે ભવિષ્યકાળની ; બલકે તેમનો હેતુ, કોઈક પ્રકારની નસીહત-શિખામણ તથા ઈબ્રત-બોધ આપવો અથવા કોઈ વાતનું જતાવવું હોય છે. જેમ કે એક આયતમાં તેને સ્પષ્ટ શબ્દોમાં ઈરશાદ ફરમાવ્યું છે : લકદ્ કાન ફી કસસિહિમ ઈબ્રતુલ્લિઊલિલ્ અલ્બાબ' કે 'અમે જે કુરઆન શરીફમાં આગલી કૌમોના કિસ્સાઓ-કહાણીઓ બયાન કર્યા છે, તેમનાથી સમજદારો-બુદ્ધિવાનોને ઈબ્રત-બોધ મળે છે' સારાંશ કે કિસ્સાઓનાં વર્ણનથી ઈબ્રત અપાવવાનો હેતુ છે.

## ઈબ્રતનો અર્થ

ઈબ્રત હકીકતમાં–મૂળમાં એક પ્રકારનો કિયાસ–તર્ક છે. અર્થાત્ પાછલી કૌમનાં હાલાત પર પોતાની હાલતો એક જેવી હોવાના કારણથી કિયાસ કરવો અને જે અંજામ તેમનો થયો છે, તે જ પોતાના માટે સમજવો. અત્રે પણ આ હિકાયત નકલ કરવાનો એ જ હેતુ છે કે એ હિકાયતને સાંભળીને આપણે વિચારીએ તથા જાંચ–તપાસ કરીએ કે તે કાફિરોને જે કામ પર અઝાબની ખબર દેવામાં આવી રહી છે, તે આપણામાં પણ મોજૂદ છે અથવા નહી ? તથા તેનાથી નજાત–મુકિતનો શું રસ્તો તથા સાધન છે ? જેથી આપણે તે મુજબ અમલ કરી તેના પાબંદ રહીએ.

આયતનો અર્થ આ છે કે, 'કિયામતમાં કાફિરો આમ કહેશે કે : જો અમે સાંભળત અથવા સમજત તો આજે અમે દોઝખવાળાઓમાં ન હોત.' તરજુમાંથી જણાયું કે કાફિરો પોતાની બદહાલી જોઈને કહેશે કે 'અમે ઘણું ચૂકી ગયા કે જે કામ દુનિયામાં કરવાનાં હતા, તે ન કર્યા.' આ હિકાયતમાં કરવાના કામ અલ્લાહ તઆલાએ ફકત બે જ ફરમાવ્યા છે ; એક સાંભળવાને, બીજુ સમજવાને.

તેનું કારણ એ છે કે હક વાત પર અમલ કરવાના બે તરીકા–રીતો છે ; એક તો એ કે હક વાત કોઈથી સાંભળી હોય, બીજી રીત આ કે પોતે તેને સમજી હોય. કાફિરોએ કેમ કે હક વાત ન કોઈથી સાંભળી હતી ન પોતે સમજી હતી ; એટલા માટે તેમને કિયામતના દિવસે આ અફસોસ તથા પસ્તાવો કરવાની નોબત આવી. આ બયાનથી આપ લોકોને આયત શરીફનો સાર સંક્ષિપ્ત–ટુંકમાં જણાય ગયો હશે. હવે હું અસલ મકસૂદ–ધ્યેયને બયાન કરું છું અને આ આયતથી ઈન્શાઅલ્લાહુ તઆલા સાબિત કરીશ ; કારણ કે તે મઝમૂન–વિષય, આ આયતનો મકસૂદ–હેતુ છે.

## જરૂરતનું બયાન

અને તેની જરૂરત આમ–વિશાળ, વ્યાપક છે ; પ્રત્યેક સમયે,

પ્રત્યેક સ્થળે, પ્રત્યેક મુસલમાનને તેની જરૂરત છે. તેવો જ તેનો લાભ પણ વિશાળ અને આમ છે ; અર્થાત્ એ મજમૂન પ્રમાણે અમલ–આચરણ કરવામાં યકીની–ખચિત ફાયદો છે, ઉપરાંત આ વિષય અતિ સરળ તથા આસાન છે. તો ત્રણેવ બાબતો પણ દષ્ટિ રાખીને આ વિષયની જરૂરત–આવશ્યકતામાં સહેજ પણ શંકા તથા વાદ–વિવાદ નથી રહેતો.

## તિબ્બે ઈમાનીમાં પ્રત્યેક બીમારીનો ઈલાજ ખૂબ સરળ છે

(યુનાની તિબ્બમાં જેટલી બીમારી ગંભીર, તેટલો જ ઉપાય પણ સખત) પરંતુ ઈમાની તિબ્બ–ઈલાજમાં કોઈ પણ દરજાની બીમારીમાં નાઉમ્મીદી પણ નથી અને સખ્તી પણ નથી. બલકે અત્યંત સરળ તથા સહેલો ઈલાજ મોજૂદ છે. હું (આ વાત) ઈન્શા અલ્લાહુ તઆલા દલીલથી સાબિત–પ્રુફ કરીશ અને એ દલીલ છે ખુદા તઆલાની કામિલ–પરિપૂર્ણ રહમત–દયાની પોતાના બંદા પર, કે આટલી મોટી બીમારી અને તેનો ઉપાય આટલો સરળ બતાવ્યો છે અને તેનાથી આ આયતનાં અર્થ પણ સ્પષ્ટ થઈ જશે કે : 'યુરીદુલ્લાહુ બિકુમુલ્ યુસ્ર વ લા યુરીદુ બિકુમુલ્ ઉસ્ર.' અને 'મા જઅલલ્લાહુ અલયકુમ ફી દીનિ મિન્ હરજ.' ક્રમવાર તરજુમો : ઈરાદો રાખે છે, અલ્લાહ તઆલા તમારી સાથે સહૂલતનો અને નથી ઈરાદો કરતો તમારી સાથે સખ્તીનો' અને : 'ખુદા તઆલાએ દીનમાં તમારા પર કોઈ તંગી નથી રાખી.'

## આ શંકાનો જવાબ, કે દીનમાં તંગી છે

વચ્ચે એક નફા તથા કામની વાત પેશ કરું છું ; તે આ કે કદાચ કોઈને આ શંકા થાય કે આ બન્નેવ આયતોથી જણાય છે કે દીનમાં કોઈ તંગી તથા દુશ્વારી નથી ; જ્યારે કે અનુભવથી એથી બિલકુલ વિરુદ્ધ જણાય છે. જુઓ, બહુધા દીનદારોને શરીઅત પર ચાલવામાં

ખૂબ તંગી તથા મુશ્કિલ પેશ આવે છે ; અને જે લોકો મઝહબથી આઝાદ છે, તેઓ ખૂબ મજા તથા રાહતમાં છે કે જે દિલમાં આવ્યું, તે કરી લીધું ; તેમને કોઈ કામમાં તંગી નથી થતી.

આથી જણાય છે કે દીન પર અમલ કરવામાં તંગી છે અને આઝાદ રહેવામાં સહૂલત તથા સરળતા. કારણ કે દીનદાર આદમીને કદમ કદમ પર હરામનો ડર રહે છે ; બલકે જે વાત તેમનાથી પૂછો, તેને હરામ જ બતાવે છે અને તેથી તેમને ખૂબ જ પરેશાની તથા તંગી થાય છે. જુઓ, હમણાં આંબાને મોર આવી રહયો છે. જે લોકો આઝાદ છે, શરીઅતનો ખ્યાલ નથી રાખતા ; તેઓ તો ખૂબ ચેન અને મઝામાં રહેશે કે મોસમ શરૂ તથાં જ તેને વેચી દેશે ; ભલે હજુ ફૂલ પણ ન હોય અને અત્યારે તેમના બાગનાં ઘણાં સારા ભાવ આવશે.

જ્યારે જે લોકો દીનદાર છે તેઓ આ ચિંતામાં લાગી રહેશે કે ફૂલ (ફળોનાં) વેચવા હરામ છે. માટે ત્યારે વેચવા જોઈએ, જ્યારે ફળ આવી જાય તથા ફળ મોટા પણ થઈ જાય. એ ફિકરનું પરિણામ એ હશે કે બાગની હિફાઝત–રખેવાળીને માટે કમથી કમ પાંચ રૂા. (અતિ સસ્તા સમયનાં) માસિકનો નોકર રાખશે અથવા પોતે સાચવશે. ફરી આંધી–તોફાનમાં જે કેરીઓ ગળશે તે તેમની ગળશે તથા કમીના કારણે કીંમત ઓછી ઉપજશે.

એ જ રીતે જો એ દીનદાર લોકો વેપાર કરે તો શરીઅત પર અમલ કરવામાં વેપારનો કોઈ પ્રકાર જુગારમાં દાખિલ હોવાનાં કારણે હરામ છે તથા કોઈ લેવદ–દેવડમાં વ્યાજ જરૂરી ઠર્યુ, તે એ કારણથી હરામ છે. સારાંશ કે શરીઅત પર અમલ કરવામાં દરેક પ્રકારે તંગી તથા મુસીબત છે અને જ્યારે શરીઅતની કોઈ વાત પણ તંગીથી ખાલી નથી તો ખુદાપાકની પનાહ ! એ તો કુરઆને પાકની સચ્ચાઈ પર શંકા ઉપસ્થિત થાય છે.

મેં કેટલેય ઠેકાણે વઅઝમાં આ શંકાનો જવાબ દીધો છે. અત્રે પણ તે જ પેશ કરું છું ; પરંતુ ખુલાસા માટે એક દાખલો આપું છું માનીલો કે એક માણસ બીમાર છે અને તે કોઈ હકીમ પાસે ગયો. હકીમ સાહેબે નુસ્ખો લખ્યો ; પરંતુ બીમાર એવી જગ્યાએ રહે છે કે તે

જગ્યાએ કોઈ દવા નથી મળતી. પછી હકીમે પરહેઝ બતાવ્યો અને સંજોગ એવો કે તે નાના ગામમાં તે જ ખાવાની વસ્તુઓ મળે છે જેનો પરહેઝ બતાવ્યો છે, બાકીની વસ્તુઓ નથી મળતી.

હવે આ બીમાર, નુસ્ખાને જોઈ તથા પરહેઝને સાંભળીને કહેવા લાગે કે ઈલાજમાં ઘણી દુશ્વારી, તંગી છે, કારણ કે દવાઓ તે બતાવી, જેમાંથી એક પણ નથી મળતી. ખાવામાં તે વસ્તુઓ ઠરાવી, જે આખા ગામમાં નથી મળતી, અને જે મળે છે, એની મનાઈ કરી દીધી. એટલું જ નહી, પોતાની જહાલતથી હકીમ સા. ને પણ બુરૂં—ભલુ કહેવા માંડે, તો એવા માણસને અક્કલવાન શું જવાબ આપશે ?

આ જ જવાબ આપશે કે ઈલાજમાં તો કોઈ તંગી નથી, તેના ગામમાં જ તંગી છે, કારણ કે ઈલાજમાં તો ત્યારે જ તંગી સમજાત, જ્યારે તબીબે બે—ચાર વસ્તુઓની રજા આપી હોત અને બાકીની બધી જ વસ્તુઓની મનાઈ કરી હોત ; પરંતુ જ્યારે ખાવાની વીસ (૨૦) વસ્તુઓની રજા છે અને ફકત ચાર વસ્તુઓની ના છે તો ઈલાજમાં તંગી તથા મુશ્કેલી બીલકુલ નથી, બલકે તેની વસ્તીમાં તંગી છે કે તેમાં ફકત તે જ વસ્તુઓ લાવવામાં આવે છે, જે બીમારને સરાસર નુકસાનકારક છે. તો એનો ઈલાજ એ નથી કે હકીમનો નુસ્ખો બેકાર કરી દેવામાં આવે બલકે એવા ગામમાં વેપારને તરક્કી દેવામાં આવે ; દરેક પ્રકારની ખાવા—પીવા તથા દવાઓની દુકાનો ખોલવામાં આવે. પછી જુઓ, ઈલાજ કેટલી સરળતાથી થાય છે. તંગી, દુશ્વારીનું નામ પણ નહી રહે.

જ્યારે આ મિસાલ સમજી ગયા તો હવે ઈન્સાફથી કહો, કે મુશ્કેલી શરીઅતમાં છે અથવા તમારા મુઆમલાઓમાં ? સાહિબો, શરીઅતને ત્યારે તંગ કહી શકાત, જ્યારે લેવડ—દેવડની ફકત બે—ચાર સૂરતોને જાઈઝ બતાવી હોત, અને તે સિવાયની સઘળી સૂરતોને હરામ ઠરાવી હોત. આથી ઉલટ જ્યારે શરીઅતે બે—ચાર રીતોને હરામ ઠરાવીને બાકી બધી સૂરતોને જાઈઝ કરી છે તો, શરીઅતને તંગ તથા મુશ્કિલ હરગીજ નથી કહી શકતા.

હવે શરીઅત એનો શું ઈલાજ કરે ? કે તમારા વેપારીઓએ બદકિસ્મતીથી વેપારની તે જ રીતો અપનાવી રાખી છે, જેને શરીઅતમાં હરામ ઠેરાવવામાં આવી છે. તંગી દેખાવાનું આ કારણ છે. તો આ તંગીથી બચવાનો ઉપાય આ છે કે તમે સૌ ભેગા મળીને પોતાના વેપાર ઠીક કરો, લેવડ–દેવડ શરીઅત મુજબ બનાવો અને તે બે–ચાર સૂરતોને જે હરામ છે, સૌ ભેગા મળીને છોડી દો તથા તે સેંકડો રીતોને જે શરીઅતે જાઈઝ બતાવી છે, (અપનાવી લ્યો)

એમ નહીં કે શરીઅતને તંગ અને દુશ્વાર કહીને તેના પર અમલ કરવો છોડી દો અને વગર નકીલ–દોરીના ઊંટ પેઠે આઝાદ થઈ જાઓ. અત્યારે શરીઅત પર તંગીનો એ'તેરાજ વાસ્તવમાં પોતાના પર એ'તેરાજ છે કે સેંકડો જાઈઝ સૂરતોને છોડી બે–ચાર હરામ સૂરતોને અપનાવી.

એક હિકાયત છે કે એક હબશી જઈ રહયો હતો, રસ્તામાં એક આયનો પડેલો મળ્યો. તેને કદી આયનામાં પોતાની સૂરત જોવાનો પ્રસંગ આવ્યો ન હતો, તે આયનાને ઉઠાવીને જોયું તો પોતાની કાળી સૂરતને આયનાની સૂરત સમજીને કહેવા લાગ્યો કે, આવો કદરૂપો હતો તેથી જ તો તેને કોઈએ ફેંકી દીધો. આ જ હાલ હૂબહૂ આપણાં લોકોનો છે કે એબ ખૂદ પોતાનામાં છે અને તેને શરીઅતમાં બતાવીએ છીએ.

ભાઈઓ ! શરીઅત આપની લોંડી–ગુલામ નથી બની શકતી, બલકે આપ પોતે શરીઅતના ગુલામ બની જાઓ ; ફરી જુઓ, કે શરીઅતમાં કેટલી સહૂલતો અને આસાની છે. હાલમાં દીનદારોને જે તંગી પેશ આવે છે તો તે શરીઅતનાં કારણે નથી ; બલકે તેનું મોટું કારણ આ બદ્દીન લોકો છે, જેઓ દીનથી સંપૂર્ણ આઝાદ છે ; જેમણે પોતાના સઘળા મુઆમલા બગાડી નાંખ્યા છે. તો જો એક માણસ શરીઅત પ્રમાણે મુઆમલો કરવા ચાહે તો તેને નિઃશંક દુશ્વારી પેશ આવવી જોઈએ ; પરંતુ એ કૌમની તંગી છે, ન કે શરીઅતની.

તો આપ લોકોએ બે રીતે પોતાની દુરૂસ્તી કરવી જોઈએ ; એક તો એ રીતે કે શરીઅત પર કદી કોઈ પ્રકારનો આક્ષેપ ન લગાડો. બીજી

એ કે આલિમોથી આ વાતની આશા ન રાખો કે, તેઓ નાજાઈઝ કામને આપના માટે જાઈઝ કહી આપે અથવા કરી આપે.

## કાનૂનને, કાનૂન બનાવનાર સિવાય કોઈ નથી બદલી શકતું

સાહિબો ! શરીઅત ખુદા તઆલાનો ધારો છે અને સૌ જાણે છે કે કાનૂન કોઈ માણસની રાય તથા મનેચ્છાથી નથી બદલી શકાતો ; અલબત્ત કાનૂન બનાવનાર પોતે જ બદલી કાઢે તો બીજી વાત છે, અને એ જ રીતે જો સઘળા લોકો કાનૂન પર અમલ કરવાનું છોડી દે, તો તેમના અમલ ન કરવાથી કાનૂન નથી બદલાઈ શકતો ; સવિશેષ ખુદાઈ ધારો. કારણ કે ખુદા તઆલાની હૂકુમત–સત્તાનો આધાર, બંદાઓની તાબેદારી પર નથી ; તેની ફરમાંબરદારી કોઈ કરે અથવા ન કરે, હર હાલમાં તે સૌનો બાદશાહ છે. તો પછી તેનો કાનૂન શી રીતે બદલાઈ શકે છે ?

જો કોઈ શંકા કરે કે, વહી ઉતરતી વેળા ખુદા તઆલા પોતે જ અમારા આ યુગની મસ્લિહતોનો લિહાજ રાખીને કોઈ બીજો કાનૂન નક્કી ફરમાવી દેત, કારણ કે શરીઅતમાં પ્રત્યેક યુગની મસ્લિહતોનો લિહાઝ હોવો જોઈએ તો એનો જવાબ આ છે કે કાનૂન ઘડવામાં સામાન્ય–જનોની મસ્લિહતોનો લિહાઝ રાખવામાં આવે છે, વિશેષ વ્યકિતઓની મસ્લિહતનો તેમાં ખ્યાલ નથી રાખી શકાતો.

તેને આ મિસાલથી સમજો કે સરકારી કાયદો સાંભળીને કે, કોઈ માણસ લાયસન્સ વિના, બંદૂક, બારૂદ, ગોળીઓ નથી વેચી શકતો, આ કાયદો સાંભળીને જો કોઈ મૂર્ખ કહેવા લાગે કે સરકારી કાયદામાં ઘણી તંગી તથા સખ્તી છે ; અમારૂં દિલ ચાહે છે કે અમે એ વસ્તુઓ ખુબ વેચીએ, પરંતુ લાયસન્સની જંઝટના કારણે અમે તેને નથી વેચી શકતા. તો સમજદાર તેને એ જ જવાબ દેશે કે, કાયદામાં આમ લોકોની મસ્લિહત તથા ફાયદાનો લિહાઝ રાખવામાં આવે છે, ન કે ખાસ વ્યકિતના ફાયદાનો.

કારણ કે જો કોઈ ખાસ માણસની રિઆયત કરીને, દરેકને બંદૂક

તથા બારૂદ રાખવાની રજા આપવામાં આવે તો સામાન્યજનોની શાંતિ છિનવાઈ જાય ; રોજના કેટલાય ખૂન થવા લાગે.

## શરીઅતમાં તંગી દેખાવાનું રહસ્ય

સાર આ કે શરીઅતમાં તંગી દેખાવાનું રાઝ આ છે કે લોકો ખાસ પોત પોતાના લાભોને જુએ છે અને જ્યારે શરીઅતના કાયદા પર અમલ કરવામાં પોતાનો લાભ નથી દેખાતો તો શરીઅતને સંકૂચિત માને છે ; હાલાં કે શરીઅત કે દુનિયવી કાયદો ખાસ મસ્લિહતોને પૂરો કરવાનો ઝિમ્મેદાર નથી હોતો અને ન હોય શકે છે. કારણ કે પ્રત્યેક માનવીનાં ખાસ–વિશેષ લાભો, બીજાનાં લાભોથી વિરુદ્ધ હોય છે ; જેમનું ભેગું થવું પણ મુશ્કિલ છે ; ફરી તે બધા કયા કાયદાથી કઈ રીતે પૂરા થઈ શકે છે ? બલકે કાનૂન આમ લોકોની મસ્લિહતો–લાભોનું રક્ષણ કરે છે ; ખુદા પાકનો શુક્ર છે કે શરીઅતનો સામાન્ય–કાયદો, સામાન્ય લાભથી વિરુદ્ધ નથી.

## અક્કલની તજવીઝો સખત છે અને દીન સહૂલતની તાલીમ આપે છે

અલબત્ત બુદ્ધિની અમૂક તજવીઝો સખત છે. જેમ કે એ જ વાત જેનું ઉપર વર્ણન હતું કે અક્કલ સખત બીમારીનો ઈલાજ પણ સખત ઠરાવે છે. જ્યારે શરીઅત સખત બીમારીનો પણ આસાન ઈલાજ બતાવે છે. કેટલો ફેર છે શરીઅત તથા અક્કલના કાયદામાં.

## મુસલમાનોમાં શું બીમારી છે અને કેટલી સખત છે ?

હવે જોવાનું આ છે કે મુસલમાનોમાં શું બીમારી છે ? જેનો આ આયતમાં ઈલાજ બતાવ્યો છે અને મુસલમાનોની ખુસૂસિય્યત–વિશેષતા આ કારણે નથી કે બીજાઓમાં તે બીમારી નથી. બીજાઓમાં તો એવી

સખત બીમારી છે કે, ખુદાપાકનો શુક્ર છે કે મુસલમાન તેમનાથી બચેલ છે ; બલકે મુસલમાનોને ખાસ એટલા માટે કર્યા છે કે બીજાઓથી આપણને શું ગરજ ? ઉપરાંત બીજા કુરઆન શરીફની વાતો પર કાન જ કયારે ધરે છે ?

## લીડરોનો ખ્યાલ કે દુનિયાની દુરુસ્તીથી દીનની દુરુસ્તી થઈ જાય છે, તેનો રદીયો

ખાસ કરીને અત્યારના આગેવાનોની રાય છે કે, જો મુસલમાનોની દુનિયાની ઈસ્લાહ–દુરુસ્તી ન કરવામાં આવી તો દીનની શું દુરુસ્તી થઈ શકે છે ? અફસોસ, આ ઈસ્લાહ કરનારાઓએ જેટલી ઈસ્લાહની કોશિશ કરી, તેટલી જ મુસલમાનોની બીમારી વધી ગઈ. કારણ કે બીમારી ઓર છે અને ઈલાજ કાંઈ ઓર કરવામાં આવ્યો, જેમાં બીમારીનું વધવું અનિવાર્ય છે. અત્યારના લીડરો, મુસલમાનોનો સૌથી મોટો રોગ, રૂપિયા ન હોવાને સમજે છે કે જો રૂપિયા હોત તો આ થઈ જાત, તે થઈ જાત !

સાહિબો ! જ્યાં રૂપિયા ખૂબ છે, ત્યાં શું નૂર વરસી રહયું છે ? જરા, અમીરોનો હાલ જુઓ, તેમનામાં દીન વધારે છે અથવા ગરીબોમાં ? પોતે હક તઆલા તેના વિશે ફેંસલો ફરમાવી રહયા છે : 'કલ્લા ઈન્નલ ઈન્સાન લયત્ગા અંરઆહુસ્તગ્ના' તરજુમો : ખરેખર અલબત્ત માનવી જરૂર ભટકી–ગુમરાહ થઈ જાય છે, જયારે કે તે પોતાને માલદાર જુએ છે, તો હાલ તો અમને એ કહેવાનો હક છે કે દુનિયાની પ્રગતિ દીનની તરક્કીને રોકે છે ; જેમ કે અનુભવ તથા આ આયત તેની ગવાહી આપે છે.

પરંતુ અમે પોતાના ભાઈઓની ખાતિર આ કહીએ છીએ કે રૂપિયા–પૈસા પોતાની ઝાતમાં ન નુકશાનકારક છે, ન લાભકારક. જો અમારા ભાઈઓ પાસે આ પ્રકારની કોઈ દલીલ તથા ગવાહી હોત તો તેઓ બિલકુલ અમારી રિઆયત ન કરત. તો અમે પોતાના આ દાવાથી કે, રૂપિયા પૈસા દીનની પ્રગતિને રોકે છે ; હાથ ઉઠાવી લઈએ છીએ, પરંતુ કોઈ એ પણ સાબિત નથી કરી શકતુ કે રૂપિયા–પૈસા પોતાની ઝાતમાં દીનના માટે લાભકર્તા છે.

## દીનના બારામાં લાભદાયક સારૂ દિલ છે અને સારા દિલની મિસાલ

ઉપરની વાતથી જણાયું કે હકીકતમાં દીનનાં માટે લાભદાયક વસ્તુ બીજી છે અને તે બીજી વસ્તુ સારુ દિલ છે. જો દિલ સારુ છે, તો રૂપિયાનું ન હોવું તો ઓછું નુકસાનકર્તા છે ; રૂપિયાનું હોવું વધુ નુકસાનકર્તા છે. રૂપિયા તથા સારા દિલની મિસાલ પૂરેપૂરી તલવાર અને હાથ જેવી છે કે તલવાર કાપે છે ; પરંતુ ત્યારે, જયારે કે હાથ પણ હોય અને હાથમાં શકિત પણ હોય તથા તલવાર ચલાવતા પણ આવડે ; અને જો હાથ નથી અથવા હાથ તો છે, પરંતુ તેમાં શકિત નથી અથવા તલવાર ચલાવતા નથી આવડતું, તો નરી તલવાર શું કામ આપી શકે છે ? બલકે અમુક વખત પોતાને જ ઝખ્મ–ઘા થઈ જાય છે. એ જ પ્રમાણે જો દિલ સારુ નથી તો (ગમે તેટલા) રૂપિયા શું કામ આપી શકે છે ? અસલ–મુળ વસ્તુ સારુ દિલ છે.

## માલ કોના માટે લાભકારક છે ?

જો એવા માણસ પાસે માલ છે તો બેશક એ માલ તેના દીન માટે લાભકર્તા છે, કારણ કે હદીસ શરીફમાં છે : 'સારો છે હલાલ માલ, દીનદાર માણસની પાસે ; માલ તથા સારા દિલની મિસાલ નાવડી તથા પાણી જેવી છે કે જો કશ્તીનાં બહાર અને નીચે રહે તો તેને સહાયક બને છે. એ જ રીતે જો માલ દિલનાં અંદર ઘુસી જાય તો તે દિલના માટે હલાક–બર્બાદ કરનાર છે અને જો દિલની બહાર રહે તો તેના માટે મદદકર્તા છે.

અને એ ત્યારે બને છે, જયારે સારા દિલવાળા પાસે રૂપિયા હોય. મતલબ કે રૂપિયાનું હોવું–ન હોવું બરાબર થયું, માટે એ દાવો ગલત છે કે દુનિયાની તરક્કી પર દીનની તરક્કીનો આધાર છે. સાહિબો ! પોતાના બુઝુર્ગોને જોઈ લ્યો કે તેમની પાસે કેટલો રૂપિયો હતો ? ફરી દીનદારીમાં તેમની શું હાલત હતી ?

## આલિમોથી મસ્અલા પૂછવા એ કોઈ શરમની વાત નથી

જુઓ, તમે ઘણી બધી દુન્યવી જરૂરતોમાં જુદા જુદા લોકોથી પૂછો છો તથા મદદ લ્યો છો ; (ડોકટરો, વકીલો, એન્જિનિયરો વગેરેથી) તો જો શરીઅતના અહકામ આલિમોથી પૂછવા, દર્દ સરી–માથાકૂટ છે, તો સરકારી કાનૂનો પૂછવામાં માથાકૂટ કેમ નથી ? જો શરીઅતના કાનૂન પર અમલ કરવામાં આઝાદી છિનવાય છે તો સૌથી મોટી આઝાદી તો એમાં છે કે કોઈ કાનૂન પર અમલ ન કરે અને ડિકાયતી શરૂ કરી દે, શું કોઈ અક્કલવાન તેને આઝાદી કહેશે ? તો જણાયું કે જે સરકારના દેશમાં રહો, તેના કાયદાઓ પર અમલ કરવો ખૂબ જરૂરી હોય છે. તો એ કાયદા મુજબ યા તો ખૂદા તઆલાનાં મુલ્કથી નીકળી જાઓ અને કોઈ બીજો મૂલ્ક ઢૂંઢી લો અને ખુદા તઆલાનાં મુલ્કમાં રહેવા ચાહો છો તો નવાઈની વાત છે કે દુનિયાની બધી સરકારોનાં કાનૂન પર અમલ કરો, ન અમલ કરો તો ખુદા તઆલાના કાનૂન પર. સારાંશ કે દુનિયાના કામ આપ લોકો પોતે જ કરો તથા આલિમોથી પૂછીને કરો !

## આલિમો દીનની વાતો શિખવાડનાર છે. દુનિયાનાં કામનાં નથી અને એ જ તેમનો કમાલ છે

બાકી આલિમોથી એની આશા ન રાખો કે તેઓ દુનિયવી કામોમાં આપની મદદ કરે અને તેની આપને તદબીરો–ઉપાયો બતાવે એ તેમનું કામ નથી. તેમનાથી એની આશા રાખવી એવી છે, જેમ કોઈ ચમાર કોઈ ખ્યાતનામ તબીબથી જોડા સાંધવામાં મદદ ચાહે ; તો આલિમોને પણ તબીબની જેમ સમજવા જોઈએ કારણ કે તેમનું કામ બીમારીઓનાં નુસ્ખા આપવાનું છે, ન કે દુનિયવી કામોમાં તજવીઝો– ઠરાવો બતાવવાનું.

## દીનની દુરુસ્તી સાથે દુનિયાની દુરુસ્તી પણ થાય છે, નહી તો પરેશાની છે

હવે હું પ્રગતિ કરીને કહું છું કે ગેહરાઈથી જોવામાં આવે તો જણાશે કે આલિમો દુનિયા પણ શિખવાડે છે, તેનું કારણ એ છે કે તારીખ–ઈતિહાસ આ વાતની ગવાહી આપે છે કે મુસલમાનોની દુનિયા, દીનની સાથે દુરુસ્ત થાય છે ; એટલે જ્યારે તેમનાં દીનમાં તરક્કી થાય છે, તો દુનિયામાં પણ તરક્કી થાય છે ; અને જ્યારે તેમના દીનમાં કમી–કોતાહી થાય છે તો દુનિયા પણ બગડે છે. તો જ્યારે અમે દીન શિખવાડીએ છીએ તો જાણે દુનિયાની પ્રગતિના ઉપાયો પણ બતાવીએ છીએ, અલબત્ત અમારી તથા બીજાઓની તદબીરોમાં થોડો ફેર છે ; તે એ કે બીજાઓની તદબીરોમાં પરેશાની વધારે હોય છે ; સૂતાં–જાગતાં હર વખત દુનિયાની જ ફિકર તેમના પર સવાર રહે છે. ખુદા પાકની કસમ, જે લોકો ઝાહિરમાં ખૂબ એશોઆરામમાં દેખાય છે. તેમની અંદરની હાલત જો જોવામાં આવે તો જણાશે કે સઘળી પરેશાનીઓનાં નિશાન તેઓ જ છે. એટલા માટે કે દુનિયાનો હાલ એ છે કે એક આરઝૂ પૂરી નથી કે બીજી શરૂ થઈ જાય છે અને તકદીર પર રાજી નથી; તો પ્રત્યેક કામમાં એવું દિલ ચાહે છે કે આ પણ થઈ જાય અને તે પણ થઈ જાય અને સઘળી ઉમ્મીદોનું પૂરૂ થવું મુશ્કેલ છે; એટલે નતીજો તેનો પરેશાની જ પરેશાની છે. ભલે ઝાહીરમાં અવલાદ તથા માલ બધું કંઈ છે.

## માલ તથા અવલાદ દુનિયામાં પણ અઝાબનું સાધન છે, જેમ કે તેનો અનુભવ થઈ રહયો છે

પરંતુ એ વસ્તુઓ તેમના માટે અઝાબ તથા તકલીફનું સાધન અને ઝરીઓ છે. તેને ખુદા તઆલા કુર્આને પાકમાં ફરમાવે છે : **'ફલા તુઅ્જિબ્ક અમ્વાલુહુમ્ વ અવલાદુહુમ્'** કે 'ઝાહિરમાં એ દુનિયાદારોની પાસે ભલે માલો દોલત, અવલાદ બધું કાંઈ છે ; પરંતુ તે તેમના માટે અઝાબ છે'. તેનું રહસ્ય પણ એ જ કે દુનિયાનાં બનાવો

તો પોતાના અધિકાર તથા કુદરતમાં હોતા નથી અને હવસ વધારે હોય છે. એટલા માટે હંમેશા મુસીબતમાં ગુઝર (બસર) થાય છે.

## દીનદારોને પરેશાની નથી થતી, ભલે કોઈ મુસીબતથી ફીતરી ગમ થાય

એથી વિરૂદ્ધ તે માણસ જે દીનદાર હોય, તેને દુનિયાના બનાવોમાં પરેશાની નથી થતી, કારણ કે તેને અલ્લાહ તઆલાથી મુહબ્બત હોય છે અને મુહબ્બતનાં કારણે આ હાલત હોય છે કે, ખુદા તઆલાના તરફથી જે કાંઈ તેને પેશ આવે છે તે મીઠું અને ખૂશ ગવાર લાગે છે. મોટા પીર સા. (રહ.) ની હિકાયત છે કે આપને કોઈએ એક ચીનીનો આયનો ઘણો કીંમતી લાવીને આપ્યો. આપે તે આયનો ખાદિમ–સેવકને સોંપ્યો, કે જ્યારે અમે માંગીએ ત્યારે આપ્યા કરજો !

એક દિવસ અકસ્માતે સેવકનાં હાથથી છૂટીને તૂટી ગયો, ખાદિમ ડર્યો અને આવીને અરજ કીધી કે, 'હઝરત ! ખુદા તઆલાનાં હુકમથી તે ચીનીનો આયનો તૂટી ગયો' આપ (રહ.) એ ખૂબ ખૂશ થઈને ફરમાવ્યું : બહું સારુ થયું પોતાના પર દ્રષ્ટિ કરવાનો સામાન તૂટી ગયો.' માલ તો શું વસ્તુ છે એ હઝરાત તો અવલાદનાં મરવાથી પણ પરેશાન નથી થતા ; એ જુદી વાત છે કે ફિતરી તોર પણ ગમ થાય ; તો એ કોઈ ખરાબ હાલત નથી, અંબિયા (અલ.) ને પણ ફિતરી સદમો થયો છે. સારાંશ કે દીનની સાથે જો દુનિયા હશે તો, તે પણ મઝેદાર હશે.

## બુઝુર્ગોને દીન ફાકા–ભૂખમાં પણ મજામાં છે. હઝ. શેખ અ. કુદુસ (રહ.) ની ભૂખની એક હિકાયત

હઝરત શેખ અ. કુદુસ (રહ.) પર ત્રણ ત્રણ દિવસનાં ફાકા ગુઝરી જતા હતા, જ્યારે બીબી (સા.) પરેશાન થઈને અરજ કરતાં કે, 'હઝરત ! હવે તો ભૂખ વેઠવાની શકિત નથી રહી. તો ફરમાવતા : થોડી

હજુ સબર કરો, જન્નતમાં આપણાં માટે ઉમદા ઉમદા પકવાન તૈયાર થઈ રહયા છે.' બીબી પણ એવા નેક મળ્યા હતા કે તેઓ ઘણી જ ખૂશીથી ભૂખ પર સબ્ર કરી લેતા.

## બુઝુર્ગોનાં હાલાતને ઈન્કારની નજરે જોનારાઓની મિસાલ તથા તેનો તસલ્લી બક્ષ જવાબ

સાહિબો ! આપે એ બુઝુર્ગોની આવી હાલત પર હેરત ન કરવી જોઈએ. જો જરાક પણ મુહબ્બતનો ચસ્કો હોય તો માણસ સમજી શકે છે કે ખુદા તઆલાની મુહબ્બતનો શું આલમ હોઈ શકે છે. મુહબ્બત તો ભલે કોઈની હોય, તેનો આ હાલ હોય છે કે, જો મહબૂબને એક હજાર (આજના લાખ) રૂપિયા આપો અને તે લાત મારી દે, તો તમારા દિલમાં પણ તે રૂપિયાની કદર નથી રહેતી. જ્યારે મજાઝી (મખ્લૂકની ફાની) મુહબ્બતમાં આ હાલ થાય છે તો હકીકી (ખાલિકની બાકી રહેનાર) મુહબ્બતનું શું પૂછવું ?

જુઓ, જો કોઈ દુનિયાનો મહબૂબ–પ્રિય પોતાની પાસે બેસવાની રજા આપે, એ દરમ્યાન ખાવાનો સમય આવી જાય અને મહબૂબ કહે કે જો ભૂખ લાગી હોય તો જઈને ખાઈ લ્યો ! તો કોઈ માનશે કે આશિક ત્યારે ઉઠીને ખાવા જશે ? કદીયે નહી. તો જ્યારે મજાઝી મુહબ્બતનો આ હાલ છે ? તો શેખ (રહ.) નાં ફાકા પર શું નવાઈ છે ? તેઓ હઝરતે હક મહબૂબે હકીકીનો સાથ તથા નઝદીકી રાખતા હતા. સારાંશ કે દુનિયાદાર આપને બેમઝા–સ્વાદ વિનાની દુનિયા શિખવે છે અને અમે મઝેદાર દુનિયા શિખવીએ છીએ અને તે તે જ દુનિયા છે જે દીનની સાથે હોય, કારણ કે તે ઘણી પુર લુત્ફ અને મઝેદાર હોય છે.

## જે રીતે દુનિયા બરબાદ છે, એજ રીતે આપણી દીનના એ'તેબારથી પણ હાલત ખરાબ છે

અકીદાઓ–માન્યતાઓ તથા તૌહીદ–એક અલ્લાહને

માનવામાં આપણે આ ગરબડ કરી રાખી છે કે, અવલિયા અલ્લાહને નબીઓનાં મરતબાથી આગળ વધારી દીધા અને નબીઓને ખુદાપાકના દરજાથી આગળ વધારી દીધા, અને આ હાલત છે કે જે માણસ શરીઅતથી જેટલો દૂર છે, તેટલો જ તે માણસને ખુદા તઆલાનો મુકર્રબ—વલી કહેવામાં આવે છે ; જેનું પરિણામ આ છે કે ફાસિક, બદ્દીન લોકો અવલિયા અલ્લાહમાં ગણાવા લાગ્યા છે.

## ઈબાદતોની શું ગત બની છે ?

શરીઅતના બીજા ભાગ—ઈબાદતોના વિશે ખબર છે કેટલા લોકો નમાઝ પઢે છે અને કેટલા લોકો રોઝા રાખે છે ? ઝકાત કેટલા લોકો કાઢે છે ? (અને હજ કેટલા લોકો પઢે છે ?)

## મુઆમલાત—લેવડ—દેવડને પણ દીનથી તદ્દન બહાર સમજીએ છીએ

શરીઅતનો ત્રીજો ભાગ મુઆમલાત છે, લોકોએ તેમને શરીઅતથી જુદા જ માની લીધા છે. તેમને ત્યાં ન મઅદૂમનું (જે વસ્તુ વેચતી વખતે હાજર ન હોય) ખરીદ વેચાણ હરામ છે, ન વ્યાજના મુઆમલા હરામ છે. તેમનો મૂળ હેતુ આ છે કે જે રીતે થઈ શકે, ખૂબ રૂપિયા ભેગા કરી લ્યે ; ખૂબ મોજમઝા કરી શકે, કોઈની ઝમીન (અથવા બીજો કોઈ હક) તેમની પાસે દબાયેલ છે તો, તેની કોઈ પરવા નથી. વ્યાજ વિગેરેની પણ કોઈ ગમ ચિંતા નથી.

## આપણી મુઆશરત—રહેણી કરણીની શું હાલત છે ?

શરીઅતનો ચોથો ભાગ મુઆશરત છે, તેની જે ગત બનાવી રાખી છે ; તેને બધા જ જાણે છે. શાદી—ગમીમાં જે રીતે દિલ ચાહે છે,

કરે છે ; ન તેમને કોઈથી પૂછવાની આવશ્યકતા છે, ન ફતવો લેવાની જરૂરત. જે કાંઈ બીબી સાહીબાએ કહી દીધું તે કરી લીધું. જાણે તે જ શરીઅતની મુફતિયા–ફતવા દેનાર છે. હદીસ શરીફમાં આવ્યું છે કે 'તે કોમ કદી સફળ ન થશે, જેની સરદાર–આગેવાન ઔરત હશે.'

## આપણી રીતભાત અને પોશાકનો શો હાલ છે?

એજ રીતે આપણો રંગ–ઢંગ અને શકલો સૂરતને જુઓ તો, તેનો આ હાલ છે કે સૂરતથી એ ખબર નથી પડતી કે એ મુસલમાન છે અથવા કાફિર ? દાઢી સફાચત અને માથા પર વહશીયોની જેમ વધેલા વાળ.

## દાઢી રાખવી મુસલમાનોની નિશાની છે અને તેની અત્યારે પરવા નથી

ભાઈઓ ! આજે કોમ કોમનું રટણ કરવામાં આવે છે અને (જાણે) એ શબ્દની પૂજા કરવામાં આવે છે અને તેનો વઝીફો પઢાય છે, પરંતુ અફસોસ છે કે આપને કૌમી ઈમ્તિયાઝ–વિશેષતાની પણ પડેલી નથી. જો આપ પર દાઢી રાખવાનું ફર્ઝ પણ ન હોય, ત્યારે પણ કૌમી ઓળખ જ સમજીને તેને રાખવી જોઈતી હતી ; છેવટ કૌમી ઓળખ–તશખ્ખુશ પણ તો કોઈ વસ્તુ છે. કેટલા દુઃખની વાત છે, કે મુસલમાન તો હિંદુઓની નિશાની અપનાવે અને હિંદુ મુસલમાનોની.

જો કોઈ કહે કે દાઢી મુંડાવવાથી રૂપ વધે છે ; તો હું કહીશ કે એ સંપૂર્ણ ખોટું છે. એક ઉમ્રના બે માણસોને રજુ કરવામાં આવે, જેમાં એક દાઢી મુંડાવતો હોય અને બીજાના મોઢા પર દાઢી હોય ; બન્નેવને સરખાવી જોવામાં આવે કે કોના મોઢા પર હુસ્ન–રૂપ વરસે છે અને કોના પર ફિટકાર ? હદીસ શરીફમાં છે કે ફરિશ્તાઓની એક જમાઅત એવી છે જે હર ઘડી આજ તસ્બીહ પઢે છે : તરજુમો 'પાક છે તે ઝાત, જેણે ઝીનત–શોભા દીધી પુરૂષોને દાઢીયોથી અને સ્ત્રીઓને માથાનાં વાળથી.'

કલકત્તામાં એક બેદીન માણસે હઝરત શાહ ઈસ્માઈલ શહીદ

(રહ.) ને કહયું કે મનન કરવાથી જણાય છે કે દાઢી ફિતરતનાં વિરૂદ્ધ છે ; જો ફિતરત–પ્રકૃતિ મુજબ હોત, તો પેદાઈશ વખતે પણ હોત. મવ. શહીદ (રહ.) એ જવાબમાં ફરમાવ્યું, કે જો ફિતરતની વિરૂદ્ધ હોવાનું એ જ કારણ છે તો દાંત પણ ફિતરતનાં વિરૂદ્ધ છે ; તેમને પણ તોડી નાખો. કારણ કે પેદા થયા ત્યારે તે પણ ન હતા. સારાંશ કે દાઢીનું મુંડાવવું ઘણું ખરાબ અને બેહૂદા હરકત છે. મેં અત્યારે ઈરાદા પૂર્વક દાઢીનો ઉલ્લેખ નથી કર્યો, બલ્કે આપણાં રોગો અને ખામીયોનુ વર્ણન કરતો હતો, વચ્ચે એનો તઝકેરો પણ આવી ગયો. સાહિબો ! ખુદાપાકની કસમ, અમુક વખત દાઢીનાં તઝકેરાથી શરમ આવે છે કે કદાચ કોઈને બુરૂ લાગે ; પરંતુ મુંડાવનારાઓને એટલી પણ શરમ નથી આવતી અને હવે તો ગજબ આ છે કે અમુક લોકો દાઢી મુંડવવાને હલાલ પણ સમજવા લાગ્યા છે, અને જ્યારે તેમનાથી આ વિશે વાતચીત થાય છે, તો કહે છે કે કુર્આન શરીફમાં (દાઢી મુંડાવવી) હરામ હોવાનું બતાવો !

## પ્રત્યેક વાતની દલીલ કુર્આન શરીફથી માંગવી

અને આ પ્રશ્ન આજકાલ એટલો આમ–વ્યાપક છે કે દરેક માણસ પ્રત્યેક વાતને કુર્આન શરીફથી (સાબિત કરવાનું) માંગી રહયો છે. હું આ સવાલનો એક નિર્ણયાત્મક ઈલ્મી જવાબ આપી રહયો છું. આ કોઈ લતીફો–ચુટકુલો નથી, બલકે તહકીકી–સંશોધનાત્મક જવાબ છે મનનપાત્ર. પરંતુ પ્રથમ એક શરીઅતનો અને એક તમદ્દુન–કલ્ચરનો નિયમ બયાન કરૂં છું.

દુનિયાનો વ્યવસ્થાકિય નિયમ છે, કે જો કોઈ માનવી કોર્ટમાં એક હજાર રૂપિયાનો દાવો કરે અને પુરાવામાં બે ગવાહ એવા રજુ કરે જેમનામાં આરોપી કોઈ એબ અને બુરાઈ ન કાઢી શકે, તો આરોપી પર ડિગ્રી થઈ જાય છે અને પછી આરોપીને આ હક નથી રહેતો કે તે એ ગવાહોને ન માને અને કહે કે હું તો આ દાવાને ત્યાં સુધી નથી માની શકતો જ્યાં સુધી પોતે જજ તથા કલેકટર આવીને ગવાહી ન દે, તો અદાલત તેને કહેશે કે દાવાની સાબિતી માટે બે મોઅતબર–માન્ય

ગવાહોની જરૂરત છે, ભલે તે કોઈ પણ હોય ; કોઈ ખાસ વ્યકિતની ગવાહી જરૂરી નથી, તો, યા તો આ સાક્ષીઓ પર વાદવિવાદ કરો અથવા તેમને માની લ્યો ! આ કાયદો તમામ હુકૂમતોનો છે અને શરીઅતનો પણ.

બીજો કાયદો શરીઅતનો છે કે શરીઅતના મસાઈલની ચાર દલીલો છે; (૧) કુર્આન શરીફ, (૨) હદીસ શરીફ, (૩) ઈજમાઅ-ઉમ્મતની એકમતિ, (૪) કિયાસ-કુર્આનો હદીસના ઉસૂલ પર આધારિત મુજતહિદ ઈમામોનો તર્ક. જાણે આ ચાર શરીઅતના હુકમોના ગવાહ છે. તો જે માણસ આ દાવો કરે કે આ શરીઅતનો હુકમ છે, તો મતલબ એનો એ હોય છે કે આ મસ્અલો આ ચારેવ દલીલોમાંથી કોઈ એક દલીલથી સાબિત છે અને એ દાવો એવોજ હોય છે જેવો કોઈ એક હજાર રૂપિયાનો દાવો કરે, તો એ માણસની જેમ તેને પણ અધિકાર છે કે જે દલીલથી ચાહે તેનાથી સાબિત કરી દે; ચાહે હદીસ પેશ કરે, ચાહે ઈમામ અબૂ હનીફા (રહ.) નો કોલ-કથન.

આ બન્નેવ કાયદાઓ જાણ્યા પછી હવે આ સવાલનો જવાબ સાંભળો કે દાઢી કતરાવવી અથવા મુંડાવવી હરામ છે. એ હદીસ શરીફથી સાબિત-પ્રુફ છે અને હદીસ પણ શરીઅતની દલીલોમાંથી એક છે ; ભલે કુર્આન શરીફ તેનાથી મોટું છે ; તો કુર્આન શરીફથી દલીલ માંગવી એવી છે, જેમ કોઈ માણસ ખાસ મેજિસ્ટ્રેટની ગવાહી પર દાવાની સાબિતીનો આધાર રાખે. અલબત્ત આ હક દરેક માણસને છે કે જો શકય હોય તો હદીસ શરીફના સુબૂત-સાબિતી તથા રિવાયત કરનારાઓ પર ચર્ચા કરે ; પરંતુ જો હદીસમાં કલામ ન થઈ શકે તો, આગળ ગુંજાઈશ બાકી નથી રહેતી. કુર્આન શરીફથી તો, દા.ત. મગરિબની ત્રણ રકાતો, વિત્રની નમાઝનું વાજિબ હોવું અને તેની ત્રણ રકાતો પણ સાબિત નથી થઈ શકતી. માટે જવાબ દેનારાઓએ પણ કુર્આન શરીફથી સાબિતી માંગનારને તકલ્લુફથી જવાબ દેવાની જરૂરત નથી.

## આપણાં અખ્લાક-સંસ્કારનો હાલ

શરીઅતનો પાંચમો ભાગ અખ્લાક છે. તેની બાબત સૌ જાણે

છે, કે અખ્લાકની ખરાબીથી આપણાં આલિમો અને તલબા પણ ખૂબ જ ઓછા બચેલા છે. મહદઅંશે દીનદારોને એની તો ચિંતા હોય છે કે દાઢી પણ હોય, પાયજામો પણ ઘુંટીથી ઉચો હોય, સઘળો પોશાક શરીઅત મુજબ હોય ; પરંતુ અખ્લાક અને આદતો જુઓ તો એટલા ખરાબ કે જાણે શરીઅતની હવા પણ કદી લાગી નથી.

ઘણાં લોકો આપણી પારસાઈ—પરહેઝગારીની સૂરત જોઈ ધોકો ખાય જાય છે અને સમજે છે, કે આ લોકો અલ્લાહ તઆલાના ખાસ મકબૂલ બંદાઓમાંથી છે ; હાલાં કે આપણામાં અખ્લાક—જે દીનમાં એક ખૂબ ઉચ્ચ દરજાની વસ્તુ છે—નું નિશાન પણ નથી હોતુ. આપણી બધી હરકતો તથા સઘળા કામ બનાવટથી થાય છે. તો આ બીમારીઓ તથા એબ—દુર્ગુણ આપણી અંદર છે, જેનો ઈલાજ ખૂબ જરૂરી છે અને જેના કારણે આપણો હાલ અતિ ખરાબ છે.

## આપણી બીમારીનો ઈલાજ અને તેના બે પ્રકાર

હવે હું ઉપચાર બતાવું છું, પ્રત્યેક બીમારીનો ઈલાજ બે પ્રકારે થાય છે, એક આંશિક, વિભાગિય તથા બીજો સંપૂર્ણ, આંશિક ઈલાજ તેને કહે છે કે પ્રત્યેક શિકાયત તથા રોગનો અલગ અલગ ઈલાજ કરવામાં આવે, અને સંપૂર્ણ ઈલાજ તેને કહે છે કે સર્વ રોગોની જડ, જે સઘળી બીમારીઓનું કારણ છે ; તેનો ઈલાજ કરી દેવામાં આવે કે જેથી સર્વ રોગો આપ મેળે મટી જાય. શરીઅતમાં બન્નેવ પ્રકારના ઈલાજ છે, પરંતુ પ્રથમ પ્રકારના ઈલાજની આજકાલ લોકોમાં હિંમત નથી.

અલબત્ત પહેલાનાં લોકો એ ઈલાજ કરતા હતા. ઈલાજ કરનારને પણ એ જ રીત સરળ છે. હા, રોગીને એમાં દુશ્વારી છે. શરીઅતને કુરબાન જાઓ, કે તેણે એવો ઈલાજ બતાવ્યો કે એક જ ઉપચારમાં સર્વ રોગોનો ઈલાજ થઈ જાય છે અને રહસ્ય તેનું આ છે કે અનેક રોગોમાં મૂળ રોગ એક જ હોય છે ; બાકી રોગો હંગામી, આડપેદાઈશી હોય છે.

જેમ કે એક માણસનો કિસ્સો છે કે તેણે એક તબીબથી ફરીયાદ

કરી કે મને ઉંઘ નથી આવતી. તબીબે કહયું કે ઘડપણના કારણે. બીમારે કહયું કે માથામાં દરદ રહે છે. હકીમે કહયું કે એ પણ ઘડપણના લઈને. બીમારે બીજી પણ શિકાયતો કરી. હકીમે બધાના જવાબમાં ઘડપણને જ કારણ બતાવ્યું. તો અસલ બીમારી આ શિકાયતોમાં ઘડપણ અને બાકી તેનાં જ કારણે થયેલ રોગો હતા. તો આપણી પાક શરીઅતની ખૂબી આ છે કે તેણે બધી તકલીફોમાંથી મુળ બીમારીને છાંટીને તેનો ઈલાજ બતાવી દીધો.

આપણી સઘળી રૂહાની બીમારીઓનું મૂળ બે વાતો છે ; દીનના ઈલ્મની તાલીમ ન હોવી અને બીજી વાત બુઝુર્ગોની સુહબત–સહવાસથી મહરૂમી. દીનની તાલીમના બે દરજા છે. એક તો જરૂરત મુજબ ઈલ્મેદીન પ્રાપ્ત કરવો, એ તો સૌના જ માટે અતિ આવશ્યક છે અને બીજો દરજો છે, અરબી ભાષા શિખીને દીની ઉલૂમમાં માહિર–નિપૂણ બનવું ; એ સૌનાં માટે અનિવાર્ય નથી. (પ્રથમ દરજાના ઈલ્મને ફર્ઝે ઐન બીજા દરજાના ઈલ્મને ફર્ઝે કિફાયહ કહેવામાં આવે છે.)

**તમામ લોકોને મોલ્વી બનાવવા એ આલિમોનો હેતુ નથી, બલ્કે એ જાઈઝ પણ નથી**

એટલું જ નહી કે સૌનું આલિમ બનવું જરૂરી નથી, બલ્કે તરક્કી કરીને કહું છું કે અમે સૌનું આલિમ બનવું મુનાસિબ–યોગ્ય પણ નથી સમજતા. કારણ તેનું એ છે કે જો સૌના સૌ આલિમ બની જાય અને તેમાં જ મશગૂલ રહે તો કમાઈ અને રોઝીનાં તરીકા તદ્દન ખત્મ થઈ જાય અને તેમને બાકી રાખવું, શરીઅતનો ધ્યેય છે. હવે ઓર તરક્કી કરીને કહું છું, સૌને આલિમ બનાવવું જાઈઝ પણ નથી. એ પર કદાચ લોકોને નવાઈ લાગે, પરંતુ વાત આ છે કે મોલ્વી થવાથી મુરાદ, પેશવા થવું છે અને તેના માટે અમૂક શરતો છે.

એમાં સૌથી મોટી શરત આ છે કે તે માણસમાં હક પરસ્તી હોય, નફસ પરસ્તી ન હોય, લાલચ ન હોય કે પોતાની લાલચને લઈ

મસ્અલો બદલી કાઢે. બની ઈસ્રાઈલ (હઝરત યાકૂબ અલ. ની અવલાદને કહે છે આમ બોલચાલમાં યહૂદીઓ કહેવાય છે,) જે એક આગળની ઉમ્મત છે, તેના મોલ્વીઓમાં એ જ વાત હતી; જેનાં કારણે તેઓ ગુમરાહ થઈ ગયા.

બુઝુર્ગોનું કહેવું છે કે 'નાઅહલ–નાલાયકને દીનનો ઈલ્મ શિખવાડવો એવું છે જેવું ડાકુને હથિયાર દેવું અને આજકાલ એ આંખે જોઈ શકાય છે, કે મહદ અંશે લોકોની તબીયતમાં લાલચ છે ; તો ધારો કે એક માણસમાં લાલચ તથા નફસાનિયત છે અને તેને પેશવા બનાવી દેવાયો, તો તે શું કરશે ? દેખીતું છે કે કોમની દુરૂસ્તીને બદલે તેને તબાહ કરશે અને પોતે ઘડીને મસ્અલા લખશે. (બતાવશે પણ.)

મેં એક માણસનો ફતવો જોયો છે કે તેણે એક હજાર રૂપિયા (સસ્તા સમયના) લઈને સાસુથી નિકાહ કરવાને હલાલ કરી દીધું હતું એક બાદશાહ વિશે મશહૂર છે કે તેને એક વખત રેશમી પોશાકનો શોખ થયો. અમૂક પગારદાર મોલ્વીઓએ તેના હલાલ હોવાનો ફતવો આપી દીધો અને ઘણી દલીલો જાઈઝ હોવાની લખી દીધી. બાદશાહે કહયું કે મુલ્લા જીવન (રહ.) પણ તેના પર સહી કરી દે તો હું પહેરી લઈશ.

મુલ્લાજી (રહ.) ની પાસે ફતવો ગયો આપે કહેડાવ્યું કે હું દિલ્હી આવીને જવાબ આપીશ જુમ્આ મસ્જિદમાં આવ્યા, અને જામિઅ મસ્જિદના મિમ્બર પર બેસીને, સવાલ જવાબ નકલ કરીને ચેતવણી આપતા ફરમાવ્યું : 'ફતવો આપનાર તથા લેનાર બન્નેવ કાફિર છે.' બાદશાહ આ સાંભળીને ખૂબ ગુસ્સે થયો અને તેમના કતલનો હુકમ આપી દીધો. બાદશાહના એક ફરઝંદને જાણ થઈ, તો દોડયા મુલ્લાજી (રહ.) પાસે અને કહ્યું કે આપના કતલની તદબીરો થઈ રહી છે. મુલ્લાજીએ સાંભળ્યું તો ખૂબ ખફા થયા અને ફરમાવ્યું કે 'મેં કયો એવો ગુનોહ કર્યો છે ? અને ફરમાવ્યું કે વુઝૂ માટે પાણી લાવો, હું પણ હથિયાર સજી લઉ'. કારણ કે વુઝૂ મુસલમાનનું હથિયાર છે.

હકીકતમાં એ હઝરાતને એકલા ન સમજવા જોઈએ. હદીસ શરીફમાં છે : 'જે કોઈએ મારા દોસ્તથી દુશ્મની રાખી તો, ખચિત હું તેને

લડાઈનું એઅલાન આપું છું, શાહઝાદાએ જ્યારે આપનો જવાબ જોયો તો દોડતો બાપની પાસે ગયો કે અબ્બા જાન ! આપ શું ગજબ કરી રહયા છો ? મુલ્લાજી આપના સામના માટે વુઝૂ કરી રહયા છે. આ સાંભળીને બાદશાહ કાંપી ઉઠયો, બોલ્યો કે 'હવે શું થાય ? હું તો હુકમ આપી ચૂકયો છું.' શાહઝાદાએ કહયું કે બધાની હાજરીમાં મારા હાથે શાહી પોશાકની ભેટ મોકલાવો. એમ થયું ત્યારે મુલ્લાજીનો ગુસ્સો ઉતર્યો. આ પ્રકારના લોકો અલબત્ત પેશવા થવા યોગ્ય છે અને એવા ઘણાં થયા છે. આથી ઉલટ લાલચી લોકો ફસાદ ફેલાવવા સિવાય બીજું શું કરશે ?

જેમ કે એવા જ એક બુઝુર્ગવારનો બનાવ છે. મેં તેમને જોયા છે કે એક ઓરતે જેની બીજા માણસ સાથે સાંઠગાંઠ હતી, તેમને કહયું કે હું પોતાના ખાવિંદ સાથે રહેવા નથી ચાહતી અને તે મને તલાક નથી દેતો, તેમણે કહયું કે 'તું કાફિર થઈ જા ! (ખુદાપાકની પનાહ) તેનાથી નિકાહ તૂટી જશે.' કહો, જ્યારે આવા લોકો પેશવા થશે તો કોમનો શો હાલ થશે ? અજબ નહી, જો આવા લોકોના કારણે તેમને પઢાવનારાઓથી કિયામતમાં પડપૂછ થાય, જો ચિહ્નોથી સ્પષ્ટ હોય કે તેઓ આવા ફસાદી બનશે. એ જ કારણથી આપણાં બુઝુર્ગો તલબાને તારવીને પઢાવતા હતા. ગમે તેને પેશવાના દરજા સુધીનો ઈલ્મ પઢાવતા ન હતા. આજે જે આલિમોનો વર્ગ બદનામ થાય છે તે આવા જ લાચુઓના કારણે છે.

## આલિમોને ઈસ્તિગના-બેનિયાઝીની તાલીમ

ખુદા પાકની કસમ, જો આજે આલિમો હાથ ખેંચી લ્યે ; (કનાઅત-મળે તેના પર સંતોષ રાખે,) લોકોથી બેનિયાઝ થઈ જાય ; જેમ કે અલ્લાહના ફઝલો કરમથી અહલે હક છે. તો આ મોટા મોટા અભિમાનીઓ તેમની સામે જુકી જાય, બલ્કે આલિમો માટે તો એ યોગ્ય છે કે જો કોઈ દુનિયાદાર તેમની સામે કોઈ વસ્તુ (હદયા રૂપે) રજુ કરે, તો પણ લેવાની ના પાડી દે, સાહિબો ! આલિમોની તો તે ઉચ્ચ દરજાની શાન-આબરુ હતી કે જો કોઈના ઘરે પહોંચી જાય તો તેની ઈદ થવી જોઈતી હતી ; હાલાં કે આજે તે દિવસ મુસીબતનો થઈ જાય છે ;

અને કારણ તેનું આ છે કે આ લાલચીઓના કારણે દરેક આલિમની સૂરત જોઈને એ ખ્યાલ થાય છે કે તે કાંઈક માંગવા આવ્યો હશે. સાહિબો ! એમાં તો આલિમોની એ શાન અને તરીકો હોવો જોઈએ કે માલ તથા આબરુ બન્નેવને આગ લગાડી છે. જો તમે આવા અમીરોના દરવાજે જવાનું છોડી દો, તો તેઓ પોતે તમારા દરવાજે આવશે. તો આવા લોકોની મોજૂદગીમાં અમે સંપૂર્ણ તાલીમને આમ કરવા નથી ચાહતા ; અલબત્ત જરૂરી ઈલ્મ શિખવવો પ્રત્યેક માણસને જરૂરી છે.

## બુઝુર્ગોની સુહબત–સંગ, સહવાસની જરૂરત

અને સંપૂર્ણ–કામિલ તાલીમનો બદલ–વિકલ્પ એક બીજી વસ્તુ છે અને તે બુઝુર્ગોની સુહબત છે. એનાથી પણ તે જ લાભ થાય છે. બલ્કે એ એવી વસ્તુ છે કે કામિલ (દરજાની) તાલીમ પછી પણ તેની (બુઝુર્ગોની સુહબતની) આવશ્યકતા રહે છે. જુઓ, ઘણાં સહાબી (રદિ.) એવા હતા કે તેઓ કાંઈ જ પઢયા ન હતા અને એ જ હાલત પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ગર્વ ફરમાવે છે કે અમે બે પઢેલા લોકો છે, ન લખવું જાણીએ છીએ, ન હિસાબ–ગણિત. પરંતુ કેમ કે તેમને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુહબત–સાથ મળ્યો હતો, તે જ સંપૂર્ણ કાફી થઈ ગયો અને એટલો કાફી કે દુનિયામાં જેની મિસાલ–જોડ નથી.

## સુહબતની જરૂરતને દુનિયાના ઈન્તિઝામી પહેલુથી સાબિત કરવી

હવે હું વ્યવસ્થાકિય પેહલૂથી નેક સુહબત–સત્સંગની અનિવાર્યતા અને તેના વિના કામિલ–પરિપૂર્ણ તાલીમની ખરાબીઓ બતાવું છું. એ તો બધા જ જાણે છે કે તમદુન–કલ્ચરની સઘળી મસ્લિહતો શાંતિસહિત પરિપૂર્ણ રીતે ત્યારે પૂરી થઈ શકે છે જ્યારે તમામ લોકોના જીવનમાં અતિ સાદગી અને રહેણી–કરણીમાં બેતકલ્લુફી હોય ; બનાવટ–ડોળદંભ તથા મક્કારીની સાથે સઘળી મસ્લિહતોનું પૂરું થવું શકય નથી.

ફરી એનો અનુભવ છે કે જો કોઈની પાસે ઈલ્મ પણ હોય અને તેની તરબિયત તથા ઈસ્લાહ ન થઈ હોય તો, તેનામાં ધોકાબાજી મક્કારીનો માદ્દો પેદા થઈ જાય છે ; એ જ રીતે જો સંપૂર્ણ જાહિલ હોય અને તરબિયત ન થઈ હોય, ત્યારે પણ આ જ હાલત થાય છે. હવે તરબિયત તથા ઈસ્લાહ જ્યાં સુધી જરૂરત પ્રમાણે ઈલ્મ ન હોય, શકય નથી. સારાંશ કે તમદ્દુદની જરૂરતો પૂર્ણ થવા માટે જીવન સાદુ હોવું આવશ્યક છે અને સાદગી પેદા થવા માટે તરબિયત તથા આવશ્યક ઈલ્મ–જ્ઞાન જરૂરી છે, અને કેમ કે તરબિયત વિના ઈલ્મ મક્કારી પેદા કરે છે અને એ તમદ્દુદની મસ્લિહતોને હાનિકર્તા છે અને પ્રત્યેક માણસ તરબિયતનો ઈન્તિઝામ કરતો નથી ; માટે દરેકને કામિલ ઈલ્મ (પેશવાના દરજાનો) પઢાવવો લાભકર્તા નથી, બલ્કે ઘાતક છે.

પરંતુ એથી અભણો ખૂશ ન થાય કે અમારુ ન પઢવું, એક એ'તેબારથી બહેતર છે. વાત આ છે કે આપની બેઈલ્મી તો હદથી આગળ છે કે નેક સુહબતથી પણ મહરૂમ છો અને ઈલ્મથી પણ ; એટલે એ કોઈ રીતે પણ બેહતર નથી હોઈ શકતી. તો યા તો કામિલ તાલીમ સુહબતની સાથે હોય અથવા નરી સુહબત જ હોય. કારણ કે (તરબિયત) વિનાની તાલીમ કાફી નથી. હા, એકલી સુહબત કાફી છે ; પરંતુ એક શરત કે જે બુઝુર્ગની પાસે જાય, તેમને પોતાની દુનિયાના કિસ્સાઓ (બખેરાઓ) માં ન લગાવે અને પોતાની રૂહાની બીમારીઓ પૂરેપૂરી તેમની સામે બયાન કરી દે અને તેઓ જે કહે, તેના પર અમલ કરે.

અમે એવો એક માણસ પણ નથી જોયો કે પૂરો આલિમ હોય એને સુહબત ન મળી હોય અને ફરી તેનાથી લોકોને હિદાયત થઈ હોય, અને એવા ઘણાં જોયા છે જેમનો શીન અને કાફ પણ સહીહ નથી, પરંતુ દીનની ખિદમત કરે છે. તો નર્યો ઈલ્મ શેતાન તથા બલ્અમ બાઊરના જેવો ઈલ્મ છે, પરંતુ આ છતાં પણ એક એવી જમાઅતની જરૂરત છે, કે તેઓ આ બધા માટે મુકતદા (જેની પેરવી કરવામાં આવે) તથા પેશવા હોય ; એટલે બધા તો પૂરા આલિમ ન હોય ; પરંતુ અમુક લોકો એવા હોય કે જરૂરત વેળા આ બધા લોકો તેમની તરફ રુજૂઅ કરી શકે અને દીનના મસાઈલ જાણી શકે.

## ઈસ્લાહના માટે કામિલ ઈલ્મ, જરૂરી ઈલ્મ તથા નેક સુહબતની જરૂરત છે અને દરેકને પ્રાપ્ત કરવાની રીત

સારાંશ કે મુસલમાનોને એક તો એવી જમાઅત—વર્ગની જરૂર છે, જે આલિમ હોય. બીજી જરૂર છે, પ્રત્યેક માણસને અમલ કરવા માટેના ઈલ્મની. ત્રીજી જરૂર છે, દરેક માણસને બુઝુર્ગોની સુહબતની. હવે હું દરેકની તદબીર બતાવું છું, તે એ કે મુસલમાનોમાંથી અમુક હોશિયાર બાળકો લેવામાં આવે જેમની તબીયતમાં સલામતી હોય ; તેમને કાયદેસર તાલીમ દેવામાં આવે અને તેમના માટે પ્રાથમિક તાલીમનો મદ્રસો હોય ; જેમાં શરહે વકાયા, નૂરુલઅનવાર સુધીની તાલીમ હોય ; પછી તેમને કોઈ મોટા મદ્રસામાં મોકલી દેવામાં આવે, જ્યાં તેમની બાકી કિતાબો પૂરી થઈ જાય.

## અમલ કરવાનાં માટે જરૂરી મિકદાર-પ્રમાણમાં ઈલ્મ પ્રાપ્ત કરવાની રીત

દીન પર અમલ કરવાની તદબીર આ છે, કે મદ્રસામાં જે આલિમ હોય. તેમનાથી દીનના તમામ જરૂરી મસાઈલ પૂછીને અમલ કરવામાં આવે તથા તેમની વઅઝો—નસીહત સાંભળવામાં આવે, તો ઈન્શાઅલ્લાહુ તઆલા એક જ વર્ષમાં કેટલી હાલત બદલાય જશે. ઓરતોમાં જે પઢવા લખવાનું જાણે છે, તે તો પોતે કિતાબો પઢતી રહે અને જે નથી જાણતી તે જાણકારથી કિતાબો સાંભળ્યા કરે.

## નેક સુહબત-સહવાસની જરૂરત તથા ફાયદા અને ખરાબ સુહબતના નુકસાનો

ત્રીજી તદબીર બુઝુર્ગોનો સહવાસ—સત્સંગ છે, એના વિના ઉચ્ચ

દરજાની તાલીમ પણ કાફી નથી અને નીચલા દરજાની પણ ; એટલા માટે જ આલિમો તથા તલબાને પણ એની જરૂરત છે. પહેલાના જમાનામાં બધા લોકો એના કારણે જ સારા હતા. અત્યારે તાલીમ પાછળ નાણાં તથા સમય તો ખર્ચાય જ છે ; પરંતુ બુઝુર્ગોની સુહબતમાં, વર્ષ દીઠ મહીનાનો સમય પણ દેવામાં નથી આવતો. ખુદાપાકની કસમ ! જો નેક સુહબત તરફ સહેજ પણ ધ્યાન આપત તો મુસલમાન સઘળી તબાહીઓથી બચી જાત.

જો કોઈને એમાં શંકા હોય તો, ઈમ્તિહાન, અખતરો કરી જુઓ અને પોતે તથા પોતાની અવલાદને બુઝુર્ગોથી ફયઝયાબ કરી જુએ, હું ઈન્શાઅલ્લાહુ તઆલા પાંચ વર્ષ પછી દેખાડીશ ; કે સૌના કથન વર્તન અમલ કેટલા ઠીક થયા. ત્યારે સભ્યતાના વ્યાપક થવાથી કોઈને કોઈથી તકલીફ નહી પહોંચે અને આ દુનિયા જન્નત જેમ થઈ જશે. રહસ્ય તેનું આ છે કે ઈલ્મના શિખવાથી નેક વાતો માલૂમ થશે તથા સારા સંગાતથી ખરાબ ટેવો દૂર થશે અને આ જ બન્નેવ વાતો અર્થાત જહાલત અને ખરાબ અખ્લાક સઘળી ખરાબીઓની જડ છે.

કારણ કે જો કોઈમાં તકબ્બુર—અભિમાન હોય અને તેનાથી કોઈ ભૂલ થઈ જાય તો તેનું અભિમાન હક વાત કબૂલ કરવાની કદી રજા ન આપશે ; બલ્કે સદા તે ભૂલ પર બાકી રહેશે અને હજારો માનવી તે ભૂલથી ગુમરાહ થશે અને જ્યારે તકબ્બુરનો ઈલાજ થઈ જશે તો એ વાત ન રહેશે અને તેની અસર એ થશે કે પોતાની પ્રત્યેક ભૂલ માની લેશે.

સાંભળ્યું છે કે હઝ. મવ. મુહમ્મદ કાસિમ સા. (રહ.) મીરઠમાં તશરીફ રાખતા હતા, કે એક માણસે ઈશાંના સમયે એક મસ્અલો પૂછયો ; આપે જવાબ આપી દીધો. તેના જવા પછી એક શાગિર્દે કહયું કે 'મને મસ્અલો આમ યાદ છે' આપ (રહ.) એ ફરમાવ્યું કે, 'તમે ઠીક કહો છો' અને પૂછનારને ઢુંઢવો શરૂ કર્યો. લોકોએ કહયું કે, 'અત્યારે રાત વધારે થઈ ગઈ છે, આપ આરામ ફરમાવો ; અમે લોકો સવારે તેને બતાવી દઈશું.' પરંતુ આપે કબૂલ ન ફરમાવ્યું અને તેના ઘરે જઈને બતાવ્યું કે 'અમે ત્યારે મસ્અલો ગલત બતાવી દીધો હતો ;

તમારા ગયા પછી આ માણસે અમને સહીહ મસ્અલો બતાવ્યો, અને તે આ પ્રમાણે છે.' જયારે આ ફરમાવી ચુકયા તો ચેન પડયું અને પાછા આવીને આરામ ફરમાવ્યો.

તો આ બેચેનીનું કારણ શું નર્યો ઈલ્મ હતો ? કદાપી નહી, એ ફકત તે હાલની અસર હતી જે બુઝુર્ગોની સુહબતથી પેદા થયો હતો. અમૂક લોકો જેમની તરબિયત, ઈસ્લાહ નથી થતી અને પેશ્વા બની જાય છે ; તેમનાં અખ્લાક–સંસ્કાર ઘણાં ખરાબ હોય છે અને કારણ તેનું એ જ છે કે તેઓ નાના બનવા પહેલા મોટા બની જાય છે. સાહિબો, દિકરા બનવાથી પહેલા બાપ બની જવું, ઘણી જ ખરાબીઓનું કારણ છે ; માટે સખત જરૂરત છે કે પ્રથમ નાના બનીને અખ્લાક સુધારવામાં આવે ; એટલા માટે કે તેનાથી આ'માલ પણ ઠીક થઈ જશે.

તેની તદબીર–ઉપાય એ છે કે, જેમને અલ્લાહ પાકે (માલી) ફરાગત આપી છે. તેઓ તો કમથી કમ છ માસ કોઈ બુઝુર્ગની ખિદમતમાં રહે ; પરંતુ એ રીતે કે પોતાનો સંપૂર્ણ હાલ તેમની પાસે રજુ કરી દે અને તેઓ કહે, તેના પર અમલ કરે. જો તેઓ ઝિક્રો–શુગ્લ તજવીઝ કરે તો, તેમાં લાગી જાય. જો તેનાથી મના કરીને બીજા કામમાં લગાડે તો, તેમાં લાગી જાય અને તેમની સાથે મુહબ્બત વધારે તથા તેમના તરઝને જોતો રહે કે, કોઈથી કોઈ વસ્તુ લેતી વખતે તેઓ શું વર્તાવ કરે છે અને દેતી વખતે શી રીતે પેશ આવે છે !

તેની અસર એ થશે કે સારી આદતો તેમાં પેદા થઈ જશે અને પછી તેની ઝાતથી બીજાઓને સરાસર લાભ જ થશે. હવે જે લોકોને ફરાગત નથી, તેઓ જયારે તેમને બે–ચાર દિવસની મુહલત મળે, તો કોઈ બુઝુર્ગની પાસે રહી આવ્યા કરે, અને પોતાની અવલાદના માટે એ કરો, કે દરરોજ જેમ પ્રત્યેક કામનો સમય નક્કી છે ; એમ જ આના માટે પણ એક સમય નિયત કરી દો. કે ફલાણી મસ્જિદમાં ફલાણા બુઝુર્ગની પાસે જઈને થોડી વાર બેસ્યા કરે.

સાહિબો ! કેટલા અફસોસની વાત છે, કે ક્રિકેટ (ટી.વી.) માટે

સમય હોય અને અખ્લાકની દુરુસ્તી માટે સમય ન નીકળી શકે ? અને જો પોતાના શહેર, (ગામ) માં કોઈ એવા માણસ ન હોય તો, રજાઓમાં કોઈ બુઝૂર્ગની ખિદમતમાં મોકલતા રહો. એ જમાનામાં તો એમને કોઈ કામ પણ નથી હોતું. કમબખ્ત રાત દિવસ માર્યા માર્યા ફરે છે ; ન નમાઝનાં, ન રોઝાનાં ; માં બાપ ખૂશ છે કે અમે નમાઝના ખૂબ પાબંદ છીએ ; હાલાં કે તેમને ખબર નથી કે કિયામતમાં અવલાદના કારણે તેઓ તેમની સાથે દોઝખમાં જશે.

હદીસ શરીફમાં છે : તરજુમો, કે 'તમારામાંથી દરેક માણસ નિગેહબાન–દેખરેખ રાખનાર છે અને દરેકથી તેના હાથ નીચેનાઓ વિશે સવાલ–પૂછ થશે.' આજકાલ લોકો પોતાની અવલાદની એવી પરવરિશ કરે છે, જેમ કસાઈ ભેંસની, કે તેને ખવડાવે–પિવડાવે છે ; ત્યાં સુધી કે ખૂબ તાજી–માજી થઈ જાય છે ; પરંતુ નતીજો એ આવે છે કે તેના ગળા પર છૂરી ફેરવવામાં આવે છે. એ જ રીતે લોકો પોતાની અવલાદને ખૂબ શણગાર તથા એશ–આરામથી પરવરિશ કરે છે ; અને અંજામ એ આવે છે, કે તેઓ દોઝખનો કોળિયો બને છે અને તેમના લઈને માં–બાપની પણ ગરદન મપાય છે, કારણ કે આ એશો–આરામના લઈ અવલાદને ન નમાઝની ખબર છે ન રોઝાની, અમૂક નાદાનોને તો ઈસ્લામની કોઈ વાતની પણ ખબર નથી હોતી.

એક નવ યુવાન વિશે સાંભળ્યું, કે તે બેરિસ્ટરી પાસ કરીને આવી રહયા હતા. તેમના બાપે એક દોસ્તને લખ્યું, કે મારો ફરઝંદ લંડનથી આવી રહયો છે ; તમારા શહેરથી તે પસાર થશે ; જો તમે સ્ટેશન પર મળી લ્યો તો સારૂં ; જેથી તેને કોઈ પ્રકારની તકલીફ ન થાય. તેમના લખવા પ્રમાણે આ ભાઈ સ્ટેશન પર ગયા અને બેરિસ્ટર સાહબથી મળ્યા ; તેઓ ત્યારે જમી રહયા હતા. રમજાનનો મહીનો હોવાથી તેમને નવાઈ લાગી ; પૂછયું કે સાહિબ ! 'આજકાલ રમજાન શરીફ છે, શું તમે રોઝો નથી રાખ્યો '? તેમણે કહયું, કે' રમઝાન શું ચીઝ છે' ? તેમણે કહયું કે 'એક મહીનાનું નામ છે.' તેમણે જાન્યુ. ફેબ્રુ. માર્ચ વગેરે છેવટ સુધી ગણીને કહયું, કે 'આમાં તો રમજાન કયાંય

નથી આવ્યો. બેરિસ્ટરનો આ હાલ જોઈ તેમને ખૂબ દુઃખ થયું અને ઈન્ના લિલ્લાહ....પઢીને ચાલ્યા આવ્યા.

સાહિબો ! સુહબતથી તે વાત પ્રાપ્ત થશે, કે તેની બદોલત ઈસ્લામ દિલમાં રચી પચી જશે અને એ જ મઝહબની રૂહ છે કે દીનની બડાઈ–મોટાઈ, દિલમાં જમી જાય. જો દિલનો એ હાલ નથી તો, આ ઝાહિરી નમાઝ રોઝા ખાસ કામ નથી દેતા. જે તાલીમની દિલ પર અસર નથી હોતી, મુસીબત વેળા તે કાંઈ કામ નથી આપતી. જો દીનની મુહબ્બત દિલમાં રચી વસી ન હોય તો, કુરઆન શરીફનો હાફિઝ હશે તો પણ આટા, દાળનો ભાવ દિલામાં લઈને જ મરશે. તો ખુદા તઆલાના વાસ્તે પોતાની અવલાદ પર રહમ કરો અને તેમને ઈસ્લામ પર ચલાવવાની ચિંતા રાખો.

## શેખ–પીર કેવા હોય ? અને કામિલ હોવાના ચિહ્નો

તેની નિશાનીઓ આ છે, (૧) જરૂરત મુજબ દીનનાં ઈલ્મનો જાણકાર હોય. (૨) શરીઅતનો પૂરી રીતે પાબંદ હોય. (૩) જે વાતો ન જાણતો હોય તે, આલિમો–જાણકારોથી પૂછી લેતો હોય. (૪) આલિમોથી વહશત, નફરત ન હોય. (૫) રોક–ટોકની આદત હોય, મુરીદો, સંબંધીઓને તેમના હાલ પર ન છોડી દેતો હોય. (૬) તેની સુહબતમાં બરકત હોય કે તેની પાસે બેસવાથી દુનિયાની મુહબ્બત ઓછી થતી હોય. (૭) તેની તરફ દીનદાર અને દીનને સમજનારા વધારે રુજૂઅ થાય અને એ કમાલની મોટી નિશાની છે.

જેમાં આ નિશાનીઓ હોય તે (અલ્લાહના ત્યાં) મકબૂલ–કબૂલ થયેલ તથા કામિલ–પહોંચેલ છે ; તેની પાસે જાઓ અને તેની સુહબતથી ફયઝ હાસિલ કરો !

## નેક સુહબત-સહવાસ, સંગનો બદલ-વિકલ્પ

જે લોકો અપાહજ હોય અથવા ઓરતો તો, તેમના માટે નેક સુહબતનો બદલ એ છે કે આવા બુઝુર્ગોના મલ્ફૂઝાત–બોધવચનોની કિતાબો પઢયા અથવા સાંભળ્યા કરે, તેમના માટે તવક્કુલ, સબ્ર, શુક્ર, તહારત–પાકીની હિકાયતો–બનાવોનું પઢવું, સાંભળવુ પણ સત્સંગનો લાભ આપે છે ; પરંતુ એ વસિય્યત કરું છું, કે મસ્નવી શરીફ તથા દીવાને હાફિઝ ન જુએ ; કારણ કે બહુધા અજાણ લોકો તેમનાથી બરબાદ અને ખરાબ થયા છે ; કારણ કે તેમની ઊંડી વાતો સામાન્યજનોની સમજથી બહાર હોય છે.

## શરૂઆતમાં તસવ્વુફ-સુફીવાદની કઈ કિતાબો જોવાલાયક છે અને કઈ નથી

જ્યારે હાલવાળાઓ (અહલે હાલ) ની કિતાબો જોવામાં આટલા નુકસાનનો ભય છે તો જે જાહિલ, બેશરઅ, બદલગામ છે; તેમની કિતાબો તો કેટલા દરજે નુકશાનકર્તા હશે. એ જ રીતે જે લોકો બુઝુર્ગોની વાતોની નરી નકલ સમજ્યા વિના કરે છે, તેમના લખાણ તથા બયાનથી પણ એ કારણે કે તે અસલથી બદલાયેલી હોય છે; કાંઈ લાભ નથી થતો. હા ! ઈહયાઉલ ઉલૂમ નામી કિતાબનો તરજુમો જુઓ, ઈન્શા અલ્લાહુ તઆલા બધી રીતે ફાયદો થશે. બયાન પૂરું થયું, એમાં તમે જોયું કે અલ્લાહ તઆલાએ એવો નુસ્ખો બતાવ્યો છે કે તેના ઉપયોગમાં ન રોઝી કમાવામાં વાંધો આવે છે, ન કોઈ બીજું નુકશાન છે; ઉપરાંત મુસલમાનોને એની ઘણી જરૂરત છે. આયતે શરીફામાં એના જ વિશે ઈરશાદ છે, 'નસ્મઉ' માં બીજાની તકલીદ–પેરવી કરવાનો, અને 'નઅકિલુ' માં પોતાની અકલથી સમજવાનો ઝિક્ર–વર્ણન ફરમાવ્યું છે. હવે અલ્લાહ તઆલાથી દુઆ કરો કે તે (કરીમ ઝાત) અમલની તૌફીક અર્પે; આમીન..

પ્રકાશન નં. ૩૦૯

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# દુનિયાની પૂંજી



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા

بسم الله

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# દુનિયાની પૂંજી

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"યા અય્યુહલ્લઝીન આમનૂ માલકુમ્ ઈઝા કીલ લકુમુન્ફિરૂ ફી સબીલિલ્લાહિસ્સાકલ્તુમ ઈલલ્અરદિ અરઝીતુમ્ બિલ્ હયાતિદ્દુનિયા મિનલ્ આખિરહ ફમા મતાઉલ્ હયાતિદ્દુનિયા ફીલ્ આખિરતિ ઈલ્લા કલીલ્."**

**તરજુમો** : હે ઈમાનવાળાઓ ! તમને શું થઈ ગયું ? કે જ્યારે તમને કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાની રાહમાં (અર્થાત્ જિહાદ માટે) નિકળો તો, તમે ઝમીનથી લાગી જાઓ છો. (અર્થાત્ ઉઠતા અને ચાલતા નથી) શું તમે આખિરતના બદલે દુનિયાની ઝિંદગી પર કનાઅત–સંતોષ કરી લીધો, જ્યારે કે દુન્યવી ઝિંદગીનો ફાયદો, આખિરતના મુકાબલામાં (કંઈ પણ નથી) અતિશય થોડો છે.

આ એક આયત છે, જેમાં હક તઆલાએ દીનના એક ખાસ–વિશેષ, કામ પર સુસ્તી કરવા પર મુસલમાનોને મલામત કરી છે. જેમ કે તરજુમાથી માલૂમ થયું કે તે જિહાદ છે, પરંતુ હાલમાં તે ખાસ કામનાં જ વિશે બયાન કરવાનો ધ્યેય નથી ; બલ્કે એ મલામત–

લાનતાનનું જે મૂળ કારણ છે એટલે દુનિયાની ઝિંદગી પર સંતોષ માની લેવો, જેનું વર્ણન 'અરઝીતુમ્' થી શરૂ થયું છે, અત્યારે તેનું બયાન મકસૂદ છે. જેથી આ વિષય આમ–સામાન્ય થઈ જાય અને પછી અમલની કોતાહિ તથા આળસ–પ્રમાદને શામિલ થઈ જાય.

ફરમાવે છે : તમે જે દીનના કામોમાં આળસ કરો છો, તો શું દુન્યવી ઝિંદગી પર રાજી થઈ ગયા છો ? અને આ સુસ્તી જે તમારામાં આવી ગઈ છે તો, શું આખિરતની જરૂરત તથા ખ્યાલ તમને નથી રહયો ? ફરી ફરમાવે છે : આખિરતના મુકાબલામાં દુનિયાની ઝિંદગીનો ફાયદો તો બહું જ મામૂલી છે, અતિ નગણ્ય છે. તે છતાં તમે ફરી દુનિયા પર રિઝેલા છો, અર્થાત્ તેનાથી એટલી મહોબ્બત છે કે તેને જ પોતાનું રહેઠાણ સમજો છો અને એટલા જ માટે દીની કામોથી, હુકમોથી ગભરાઓ છો કે કદી દુન્યવી ઝિંદગી, તેમના કારણે હાથોમાંથી ન જતી રહે. તો અલ્લાહ તઆલા તે લોકો પર મલામત કરી રહયા છે, જેમણે દુનિયા પર સંતોષ માની લીધો છે તથા આખિરતને ભૂલી ગયા છે. દુનિયાને પ્રિય તથા રહેઠાણ સમજે છે અને આખિરત પર લક્ષ નથી આપતા. હવે એવો તો કોઈ મુસલમાન નથી હોઈ શકતો, જેનો આ અકીદો–માન્યતા હોય કે, આખિરતનું અસ્તિત્વ નથી કે તે લક્ષપાત્ર નથી.

## આજે મુસ્લિમોનો વર્તાવ, તેમને આખિરતના ઈન્કારી બતાવી રહયો છે

પરંતુ તેમની હાલત જરૂર એવી છે કે તેમના વર્તાવ તથા મુઆમલાતથી એવું જણાય છે કે જાણે આખિરતના ઈન્કારી હોય. કારણ કે જેટલી મહેનત તથા શોખ દુનિયાનો છે, તેટલો આખિરતનો નથી. દિલોને ટટોલી જુઓ કે દુનિયાના વિશે લોકો કેવા કેવા વિચારો કર્યા કરે છે કે આમ કરીશું ને તેમ કરીશું, વહુ આવશે, અવલાદ થશે, ડિગ્રી મેળવીશું, મામલતદાર, કલેકટર, ઓફીસર થઈશું, બંગલો બંધાવીશું, ઝમીન, જાગીર વસાવીશું, વગેરે વગેરે–હવે ઈન્સાફથી કહો, શું

આખિરત વિશે પણ આવી ઉમંગો જાગી છે કે મરીશું, ખુદા પાકની સામે જઈશું, આવી જન્નત હશે, તેમાં મહેલો અને બગીચાઓ હશે, આવી હૂરો હશે. બહુધા, કદી પણ આવી ઉમંગો પેદા નથી થતી. ઉમંગો તો દૂર રહી, તેમનો વિચાર સુધ્ધાં પણ ખૂબ જ ઓછો આવે છે.

તો દુનિયાની જેટલી મહોબ્બત છે, ન આખિરતની તે મહોબ્બત, ન ત્યાં જવાનો એટલો શૌખ. જો મહોબ્બત હોત તો, જેવા અહીંની ઝિંદગી વિશે દિલમાં વિચારો પેદા થાય છે, ત્યાંની ઝિંદગી વિશે પણ પેદા થાત, અને જેમ દુનિયાના કારોબારમાં રાત-દિવસ લાગ્યા રહે છે તથા એની ખૂશીઓમાં ખૂંપ્યા રહે છે, એવો જ આખિરતના કામો વિશે પણ કંઈક શૌખ થાત. તો અમૂક લોકો તો એવા છે, જેઓ દુનિયાની ખૂશીઓ મનાવે છે અને આખિરતની ઉમંગ તેમને કદી સ્વપ્નામાં પણ નથી દેખાતી, અને અમૂક એવા છે જેમની પાસે દુનિયામાં ખૂશીનો સામાન નથી, એટલા માટે તેઓ સદા વ્યથિત-ગમગીન રહે છે અને તેમને કદી યે ખૂશી પ્રાપ્ત નથી થતી.

તેઓ કદાચ મારા જવાબમાં એમ કહે, કે સાહિબ ! અમે દુનિયાની ખૂશીઓ નથી મનાવતા. બલકે અમે તો આ વિચાર્યા કરીએ છીએ અને આ ગમમાં રહીએ છીએ, કે કોઈ વાલી, વારસ નથી, કાંઈ એવો રૂપિયો-પૈસો નથી, ફરી દુનિયાની ઝિંદગી, રાહતથી કઈ રીતે વિતશે ? તો હું જવાબમાં કહીશ, કે મને એ લોકોથી આ શિકાયત છે, કે જે રીતે તમે દુન્યવી જીવનને વિચાર્યુ, કદી આખિરતના જીવનને પણ વિચાર્યુ ? ત્યાંની તકલીફને પણ વિચારતા રહો, કે તે જીવન શી રીતે વિતશે ? દોઝખમાં જવું પડયું તો, તે મુસીબત શી રીતે વેઠાશે ? ફરી જે રીતે અહીંની તકલીફો દૂર કરવા પ્રયાસો કરો છો, કદી આખિરતની મુસીબતો માટે પણ કર્યા છે ; બલકે વિચાર્યા પણ છે ? જ્યારે કે દુનિયાની અમૂક તકલીફો તો એવી છે કે તેનો ઈલાજ જ નથી અને તેથી તેના વિશે વિચારવું પણ વ્યર્થ છે, છતાં વિચારો છો. જ્યારે આખિરતની તો કોઈ મુસીબત એવી નથી, જે લા ઈલાજ હોય, બલકે પ્રત્યેક

મુસીબતની તદબીર છે, છતાં ન તેની ચર્ચા, ન ચિંતા.

**આખિરત, ખાલી ચર્ચાથી ઠીક નથી થતી, તેની તદબીર કરવી જોઈએ !**

અને થોડાક એવા લોકો પણ છે, જે કયારેક આકસ્મિક રીતે આખિરતની યાદ કરી લે છે અને તેથી માને છે કે અમને દીન તથા આખિરતની ચિંતા છે, પરંતુ ફકત તેનાથી શું થાય છે ? જુઓ ! જો કોઈની પાસે આટો પણ છે, તવો પણ છે અને ચૂલો પણ છે, પરંતુ પકાવે નહી, ફકત તે સામાનોનું વર્ણન કરતો રહે, તથા વિચારતો રહે તો, એથી શું લાભ ? તદબીર તો એ છે કે ઉઠે અને પકાવવાનું શરૂ કરી દે તથા ભૂખ લાગતાં ખાય લે !

તો આખિરતની ફિકર તથા તદબીર આ છે કે વિચારે કે હું મરીશ, ખુદા પાકનો સામનો થશે, આ રીતે વિચારીને અઝાબનાં કાર્યોથી બચે તથા કરવાના કામો કરવા લાગે. આ છે લાભદાયક રીત, ન કે કયારેક આખિરતની વાતો કરી લીધી અને વધુ પ્રગતિ કરી તો કોઈ મોલ્વી સાહેબ પાસે જઈને ઝઘડાના બે–ચાર મસ્અલા પૂછી લીધા અને બસ, બાકી અમલના નામે મીંડુ–શૂન્ય.

શયતાને ઘણાં લોકોને બેહકાવી રાખ્યા છે કે કયારેક તેમને આ પ્રકારનાં વિચારો આવી જાય છે અને શયતાન દિલમાં નાંખી દે છે કે તેમને દીનની ઘણી ચિંતા છે, જયારે કે તેઓ અમલથી કોરા છે.

ભાઈઓ ! જો તમારી પાસે આખિરતનો સામાન ન હોત, તો એટલું જ ગનીમત–કાફી હતું ; પરંતુ જયારે અલ્લાહ પાકે ઈરાદો આપ્યો, હિંમત આપી, ભલા–બુરાની ઓળખ દીધી. ફરી શું કારણ કે દુનિયાના મુઆમલાતમાં તો ખાલી ફિકર પર બસ નથી કરતા, અને દીનના કામોમાં ફકત ચિંતનને જ કાફી સમજવામાં આવે છે. એથી જણાયું કે આ ખાલી વાતો જ વાતો છે. હકીકતમાં આખિરતની ફિકર જ નથી.

## દુનિયાની ખૂશી-રંજ લક્ષપાત્ર નથી, જ્યારે આખિરતની બન્ને ચીઝો, ફિકર કરવા જેવી છે

ખુલાસો એ કે જો કોઈ દુનિયાની ખૂશીઓ મનાવે છે તો આ શિકાયત છે કે આખિરતની ખૂશીઓ કેમ નથી મનાવવામાં આવતી ? અને જો દુનિયાના ગમમાં રહે છે તો, તેનાથી આ શિકાયત છે કે આખિરતનો ગમ કેમ નથી કરવામાં આવતો ? અને જો કોઈ ખૂશી મનાવનાર કહે કે આખિરતની ખૂશી કયાંથી મનાવીએ ? તેની અમને ઉમ્મીદ જ કયાં છે ? અમે તો ગુનેહગાર છીએ. જ્યારે દુનિયાની ખૂશી તો અમારી આંખો સામે છે, તેને કેમ ન મનાવીએ ? તો આ શયતાનનો ફરેબ છે. એમાં બે દા'વા છે અને બન્નેવ ખોટા છે. પ્રથમ પણ ખોટો, કે આખિરતની ખૂશી કયાં છે ? બીજો પણ ખોટો, કે દુનિયાની ખૂશી અમારી સામે હાજર છે. પ્રથમ દા'વો તો એટલા માટે ગલત છે કે આખિરતની ખૂશી પ્રાપ્ત થવી તથા ખુદાઈ વાયદાઓનું પૂરું થવું, તમારા સંપૂર્ણ અધિકારમાં છે.

## દુનિયાની ખુશી ઈખ્તિયારમાં નથી અને આખિરતની ઈખ્તિયારી છે

દુનિયાની ખૂશી તો કોઈકવાર પ્રાપ્ત પણ નથી થતી, કે આખી ઉમ્ર ઢૂંઢો છતાં ન મળે. જ્યારે આખિરતની કોઈ રાહત પણ એવી નથી કે તે ઈખ્તિયારમાં ન હોય. ખુદા પાકની રહમત છે કે આખિરતની કેટલીય મોટામાં મોટી તમન્ના હોય, (તે વાતો સિવાય જેના પ્રાપ્ત ન થવાની કુરઆન, હદીસમાં ખબર આપી છે, જેવી રીતે નુબુવ્વતનો મરતબો.) પરંતુ તે તેના સાધનોના અપનાવવાથી દરેક માણસના માટે જરૂર પૂરી થાય છે. દા.ત. જો નાના દરજાનો માણસ, (જેવો નાફરમાન, ગુનેહગાર,) મોટો દરજ્જો ચાહે. (દા.ત. હઝરત જુનૈદ (રહ.) નો) તો તે દરજામાં જઈ શકે છે, એ રીતે કે પોતાના નેક અમલોમાં તરક્કી કરે.

તો ત્યાં તો બસ ખૂશી જ ખૂશી છે જે સંપૂર્ણ પોતાના અધિકારમાં છે તો તેની ફિકર કરો અને તેની ઉમંગો પેદા કરો તથા તેની તદ્બીરો–કોશિશ કરો કે નાફરમાની અને ગુનાહ છોડી દો, નમાઝો પઢો, છૂટેલી નમાઝોની કઝા પઢો, ઝકાત આપો, રોઝા રાખો, હજ કરો. એ પછી સઘળી ખૂશી તમારા જ માટે છે. ત્યાર પછી હક છે કે ખૂશી મનાવો.

અને બીજી વાત કે દુનિયાની ખૂશી તમારી સામે હાજર છે, તો આ જે કહેવામાં આવે છે કે એમ દિકરો થશે, આમ અમન–ચેન કરીશું, તો એ તમારા કબ્જામાં કયાં છે ? હજારો માનવી એવા છે કે તે વિચારે છે શું અને થાય છે શું ? ફરી જો કોઈને ખૂશી થાય છે તો, તેની સાથે સો ગમ હોય છે. કારણ કે અનુભવની વાત છે કે માણસની તમન્નાઓ હમેશાં વધારે હોય છે અને પૂરી થાય છે થોડી, અને ઉઘાડી વાત છે કે તમન્ના પૂરી ન થવાથી જ ગમ થાય છે. તો જેની તમન્ના જેટલી વધારે હશે, તે તેટલો જ વધારે ગમમાં રહેશે.

## અલ્લાહવાળા હંમેશા ખૂશ રહે છે

અલબત્ત, અલ્લાહવાળા (હર હાલમાં) ખૂશ રહે છે, એટલા માટે કે તેઓ દુનિયાની કાંઈ તમન્ના જ નથી કરતા. અવલાદ થઈ તેના પર ખૂશ છે, ન થઈ, તો પણ ખૂશ છે. હર હાલમાં (ખુદાઈ ફેંસલા પર) રાજી છે. જ્યારે દુનિયાદારોને ખૂશી કયાં ? જાહેરમાં ખૂશીનાં અસ્બાબ તો તેમની પાસે ઘણાં–બધા હોય છે, પરંતુ જેનું નામ, રાહત–ચૈન છે, જો તે ન મળી, તો ફરી તેનો જેટલો સામાન હશે, તે વધુ ઈઝા દેનાર, હસરતનું કારણ બનશે.

## રાહત, રૂપિયા–પૈસાનું નામ નથી

લોકો રૂપિયા, પૈસાને રાહત સમજે છે, જ્યારે કે રાહત તેનું નામ નથી, નહીં તો તિજોરીને (જેમાં રૂપિયા રાખેલ હોય) વધુ રાહત,

લઝઝત મળત; પરંતુ એ લોકો તિજોરીથી વધારે બદતર–બુરા હાલમાં છે. કારણ કે તેને તકલીફ, દર્દનો એહસાસ–સંવેદના નથી, અને એ લોકો ભાત–ભાતની મુસીબતોમાં ફસાયેલા છે. તો જણાયું કે દુનિયાદાર ઘણાં જ થોડા, આરામમાં છે. સાર આ કે દુનિયામાં કોઈ ખૂશી એવી નથી, જેની પ્રાપ્તિ, સંપૂર્ણ પોતાના કાબૂમાં હોય અને આખિરતની ખૂશી, સંપૂર્ણ પોતાના કબ્જામાં છે. આ તો આખિરતની ખૂશી વિશે, શંકાનો જવાબ હતો.

## દુનિયાની તકલીફ, એહતિમામના લાયક નથી

એ જ રીતે જો કોઈ દુખિયારો કહે, કે અહીંની મુસીબત તો અમારી સામે હાજર છે. એટલા માટે તેની ફિકર અને પ્રબંધ છે અને ત્યાં તો અલ્લાહ ગફૂરો રહીમ છે, પછી શા માટે ચિંતા કરીએ. તો જાણી લો, કે એ પણ શયતાની ફરેબ છે. ગફૂર અને રહીમે એ વાયદો કયારે કર્યો છે ? કે ભલે તમે ગમે તે કરો, હું તમને વિના અઝાબે પ્રથમથી જ જન્નતમાં દાખલ કરી દઈશ. મતલબ કે ન આખિરતની નેઅ્મતને કોઈ વિચારે છે, ન ત્યાંની મુસીબતને. જેનાથી સાફ જણાય આવે છે, કે લોકોએ દુનિયાને જ ઘર સમજી રાખ્યું છે.

મુસલમાનો ! તમારું વતન આખિરત છે, પરંતુ તમે દુનિયાને જ પોતાનું વતન બનાવી લીધું છે અને પોતાના માટે તથા સ્નેહીઓ માટે ફકત દુનિયા જ ચાહો છો. મારા કુટુંબની એક ડોશીએ, મને એક વાર આ દુઆ દીધી હતી કે અલ્લાહ કરે, એનો પણ દુનિયામાં ભાગ હોય. જેનો મતલબ આ કે હમણાં તો એની પાસે દીન જ દીન છે, ખુદા કરે દુનિયામાં સપડાય. એથી જણાય છે કે તેમની નઝરમાં દુન્યા જ મોટી વસ્તુ હતી. માટે એ ચાહયું કે અમારા પ્યારા પણ એમાં ફસાય. લા હવ્વલ વલા કુવ્વહ, કેવા ગઝબની વાત !

# દુનિયાની મિસાલ દ્રષ્ટાંત અને આખિરતની તરગીબ

અને એની સાથે આ પણ સમજી લ્યો, કે સઘળા રંજ એથી છે કે દુનિયાને ઘર બનાવી રાખ્યું છે. જો એને ઘર ન માનત તો, કોઈ રંજ પણ ન થાત. જુઓ ! જ્યારે કોઈ મુસાફરીમાં જઈએ છીએ અને કોઈ મુસાફરખાનામાં મુકામ હોય છે તો, તેના પલંગ (પથારીમાં) કેવા માંકડ હોય છે. (અથવા રૂમમાં મચ્છર વગેરે હોય છે.) કદી પલંગ પણ તુટો–ફુટો હોય છે, પરંતુ વિચારો છો, કે એકાદ રાત જ તો કાઢવાની છે, જે રીતે હોય, વિતાવી દો. એક રાતની તકલીફ જ શું ? પછી તો ઘરે પહોંચી જઈશું. સારાંશ કે સરાયની તકલીફ એટલા માટે તકલીફ નથી જણાતી, કે તેને ઘર નથી સમજતા !

એ જ હાલ દુનિયાની તકલીફોનો છે, જો તમે દુનિયાને પોતાનું ઘર (વતન) ન સમજત, તો એ જ વર્તાવ તેની સાથે પણ કરત. કદીયે તેના વિશે પ્રત્યેક સમયે તઝકેરો ન હોત, ન તેનો આટલો સિલસિલો લંબાવત, ન તેનો રંજ થાત, બલકે દરેક બાબતમાં ઝબાન પર હોત, કે આપણું ઘર (વતન) તો આખિરત છે. ત્યાં પહોંચીને ચૈન–આરામ કરીશું અત્રેની નાની સરખી તકલીફ શું વસ્તુ છે ? મરતાં જ મટી જશે. આપણી આ હાલત હોવી જોઈતી હતી. હાલાં કે આપણને કયારે ય આવો ખ્યાલ નથી આવતો, ખાસ કરી ઓરતોને કે જો કોઈ ગમ તેમના પર આવી જાય, તો તે હાલત થાય છે, કે જાણે કદી ખુદા તઆલાની કોઈ નેઅ્મત તેમને મળી જ નથી અને ત્યારે મુસીબતના તઝકેરા સિવાય તેમનું બીજુ કોઈ કામ, કિસ્સો નથી હોતો. જાણે એ જ એમનો દીન છે, એ જ દુનિયા છે.

અને થોડે–ઘણે અંશે, પુરુષો પણ એમાં મુબ્તલા–સપડાયેલા છે, કે તેમને પણ મુસીબત સમયે આખિરત યાદ નથી આવતી. નહી તો જો આખિરત યાદ હોય તો, દુનિયાની કોઈ તકલીફ પણ, સરાયની

બે દિવસની તકલીફથી વધારે નથી સતાવી શકતી અને પોતાના અસલી વતનને યાદ કરીને રાહત થઈ જ્યા કરત, ભલે કેટલી મોટી મુસીબત હોત. જેવી રીતે તે માણસનું કોઈ વહાલું બાળક મરણ પામત, ત્યારે પણ તેને પરેશાની ન થાત.

તેનું એવું ઉદાહરણ છે, જેમ કોઈ માણસ સફરમાં હોય અને તેનું કોઈ બાળક તેની પાસેથી ગુમ થઈ જાય અને તેને ખબર મળે, કે બાળક ઘેર પહોંચી ગયુ છે. જ્યાં પોતે પણ બે–એક દિવસમાં પહોંચનાર છે તો શું તે રડશે કુટશે, કે હાય ! મારું બાળક ગુમ થઈ ગયું, હું બરબાદ થઈ ગયો ! હરગિઝ નહી, બલ્કે ખબર સાંભળીને તેને સંતોષ થઈ જશે અને કહેશે કે બે–એક દિ'માં હું પણ પહોંચીને મળી જઈશ. તો જો આખિરતને પોતાનું વતન સમજત તો, અવલાદના જતા રહેવા પર આટલો મોટો કિસ્સો લઈને ન બેસત. હા, જુદાઈનો રંજ થાય છે, તો તેનો વાંધો નથી, ઈજાઝત છે, પરંતુ જે રીતે વિયોગનો ગમ થાય છે, આશ્વાસન પણ તો થવું જોઈએ, કે તે પોતાના રાહતનાં ઠેકાણે–ઘેર પહોંચી ગયો. અમે પણ પહોંચીને મળી જઈશું.

ખુદા તઆલાએ આ જ વિષય આ આયતમાં શીખવ્યો છે, "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈયહિ રાજિઉન." એટલે જે વસ્તુ ગઈ તે, અલ્લાહ પાકની પાસે ગઈ અને અમે પણ તેની પાસે જનાર છીએ અને સઘળા ત્યાં એકત્ર થઈ જઈશું અને ફરી જુદા ન થઈશું. તો આ વિચારીને તસલ્લી થવી જોઈતી હતી, જો આખિરતને ઘર સમજત ; પરંતુ હવે તો તે મારધાડ થાય છે કે જાણે ખુદા તઆલાએ તેમની જાગીર ખૂંચવી લીધી. સાર એ કે થવું એવું જોઈતું હતું, જેવું દુનિયવી મિસાલમાં સમજાવ્યું ; પરંતુ નથી થતું.

**દુનિયાદારોને મોતનો ઘણો ડર હોય છે, અને અલ્લાહવાળા તેનાથી ખુશ થતા હોય છે**

તો આથી સમજમાં આવ્યું હશે, કે અવલાદના મરવાનો આવો

ગમ પણ એટલા માટે જ થાય છે, કે દુનિયાને પોતાનું ઘર સમજીએ છીએ. તો મહાન ભારે ભૂલ આપણી એ સાબિત થઈ કે આપણે દુનિયાને પોતાનું ઘર સમજી રાખ્યું છે. માટે જ અહીંથી જુદા થવાનો રંજ–ગમ થાય છે. નહીં તો જ્યારે માણસ મુસાફરીમાં જાય છે તો, જેટલો ઘરથી નજીક થતો જાય છે, ખૂશી વધતી જાય છે. જ્યારે અહીં આ હાલ છે કે જેમ મરવાના દિવસ નજીક આવતા જાય છે, રૂહ ફના થતી જાય છે. આ હાલ દુનિયાદારોનો છે. જેઓ દુનિયાને પોતાનું ઘર–વતન સમજે છે. આથી વિરુદ્ધ અલ્લાહવાળાઓને સહેજ પણ પરેશાની નથી થતી, ન પોતાની મૌતની, ન અવલાદની મોતની ; (કારણ કે તેઓ દુનિયાને પરદેશ અને આખિરતને ઘર–વતન સમજે છે.)

પરંતુ આથી કોઈ એમ ન સમજે કે અલ્લાહવાળાઓને પોતાના અમલો પર અથવા પોતાના મકબૂલ હોવા પર ગર્વ હોય છે, માટે પકડનો ડર ન હોવાથી ખૂશ રહે છે. ખુદાપાકની પનાહ ! ગર્વની મજાલ કોને છે ? તેમને પણ (આખિરતની પકડનો) અંદેશો હોય છે, બલ્કે સામાન્યજનોથી વધુ હોય છે ; પરંતુ સાથે જ રહમતે ખુદાવંદીથી આશા પણ હોય છે કે અલ્લાહ તઆલા ચાહશે તો, ફરી છૂટી જઈશું. જેવી રીતે કોઈનું ઘર ભાંગ્યું–તૂટયું હોય અને મુસાફરખાનું ઘણું આલિશાન હોય, તો પણ માનવી ઘરને જ પસંદ કરશે તથા વિચારશે, કે હાલમાં ભલે મારું મકાન ભાંગ્યું તૂટયું છે ; પરંતુ ઈન્શાઅલ્લાહુ તઆલા ફરી તેને પાકું કરી લઈશ.

એ જ રીતે અલ્લાહવાળાઓને (આખિરતની પકડનો) ડર તો હોય છે ; પરંતુ જાણતા હોય છે કે ઈમાનની સલામતી છે તો જરૂર રહમત થશે. મતલબ કે વતનથી ફિતરી મહોબ્બત હોય છે, ભલે ત્યાં કાંઈક તકલીફ પણ હોય. તો કોઈ આ શંકા નથી કરી શકતો કે તેમને પોતાના આ'માલ પર નાઝ હોય છે, માટે તેમને ડર નથી હોતો !

## દુનિયાની હકીકત સમજ્યા પછી ઘણાં ગમ ઓછા થઈ જાય છે

સારાંશ કે દુનિયાની હકીકત એ જ છે, જે ઉપર વર્ણવાય. જો તેને કોઈ સમજી લે તો, (તેના) હજારો ગમ કમ થઈ જાય તથા દુનિયાની સઘળી હવસો ફના થઈ જાય. આપણે જે દુનિયામાં ચાહીએ છીએ, કે આ પણ કરી નાખીએ, તે પણ કરી નાખીએ. એ એવું છે કે જેમ કોઈ સરાયમાં તમન્ના કરે કે એમાં ઝાર, ફાનૂસ વગેરે લગાવી દેવામાં આવે અને પોતાની કમાઈમાંથી લગાવી પણ દે તો, દેખીતું છે કે કેટલી મોટી મૂર્ખાઈ છે. ખાસ કરીને જ્યારે કે એ આદેશ હોય, કે ચાર દિ'થી વધારે કોઈ આ સરાયમાં રોકાણ નહી કરી શકે. ત્યારે તો પોતાની કમાઈ, ત્યાંની શોભામાં લગાડવી, પૂરી મૂર્ખાઈ છે.

દુનિયા પણ એક સરાય જેવી જ છે, કે તેનું રોકાણ પણ મર્યાદિત જ છે, કે હદ–મહેતલ પૂરી થતાં જ અત્રેથી વિદાય થવું પડશે. પ્રથમ તો ધર્મશાળાનું રોકાણ અધિકારમાં હોય તો પણ તેની સાથે ઘર જેવો વર્તાવ ન કરવો જોઈએ. ઉપરાંત જ્યારે અધિકારમાં પણ ન હોય, ત્યારે તો કદીયે તેમાં દિલ પરોવવું ન જોઈએ, બલકે તેનાથી વહશત જ હોવી જોઈએ અને એ જ અર્થઘટન છે મારું, આ હદીસનું, કે ''અદ્દુનિયા સિજ્નુલ મુઅ્મિન્'' અર્થ : દુનિયા ઈમાનવાળાઓ માટે જેલખાનું–કાળગૃહ છે.

લોકોએ આ હદીસ શરીફનાં વિવિધ અર્થઘટન કર્યા છે. પરંતુ મારું માનવું છે, કે દુનિયાને કારાવાસ, તકલીફ વગેરેને કારણે નથી ફરમાવ્યું, કારણ કે અમૂક મુસલમાનોને દુનિયામાં સહેજે તકલીફ નથી થતી, બલકે એટલા માટે ફરમાવ્યું કે જેલમાં દિલ નથી ચોંટતું, ભલે તેમાં કેવો જ આરામ કેમ ન હોય. તો મુસલમાનની શાન એ છે કે દુનિયામાં તેનો જીવ ન લાગે, ભલે તેમાં ગમે તેટલો એશ–આરામ હોય.

**શે'ર :** *દિલ લગાનેકે કાબિલ યે દુનિયા નહી હે,*
*યે ઈબ્રતકી જા હે, તમાશા નહી હે.*

કારણ કે જીવ લાગવાની જગ્યા ઘર છે અને દુનિયા, ઘર–કાયમી રહેઠાણ નથી. ફરી જ્યારે દિલ નહીં લાગે તો શા માટે હવસો થશે કે આ પણ થઈ જાય અને તે પણ, બલકે હવે આ વિચારશે કે દુનિયા તો પરદેશ છે, અહીં તો ગમે તેમ દિવસો પસાર થઈ જાય તેની સોંચ તો આખિરતની હશે કે તેના માટે આ તૈયારી થવી જોઈએ, નફસને સુધારવો જોઈએ. જો આ સામાન થઈ ગયો તો આખિરતમાં આવી બહાર–વસંત હશે, આવો લુત્ફ–મઝા અને આવો એશ હશે, નહીં તો આવી મુસીબત, આવી પરેશાની હશે. દુનિયાદાર તો ઠિક, દીનદારોને પણ ન આવી ઉમંગો પેદા થાય છે, ન ડર, જ્યારે કે ખુદાતઆલા સાફ–સાફ ફરમાવે છે : " યા અય્યુહલ્લઝીન આમનૂત્તકૂલ્લાહ વલ્ તનૂઝૂર નફસુમ્મા કદમત્ લિગદિંવત્તકૂલ્લાહ" અર્થ : હે ઈમાનવાળાઓ ! ડરો અલ્લાહથી અને પ્રત્યેક નફસ વિચારે કે તેણે અગાઉથી શું (સામાન) તૈયાર કર્યો છે કાલના દિવસ (આખિરત) ના માટે, (અને ફરી તાકીદ કરતા ફરમાવેલ છે) અને અલ્લાહથી ડરો !"

જુઓ, એક દિવસનો સફર હોય તો પણ નાસ્તો પણ સાથે લેવામાં આવે છે, અને સર–સામાન પણ. જ્યારે આખિરતનો આટલો મહાન સફર સામે છે, તેના માટે શું ભાથું અને સામાન તૈયાર કર્યો છે. ખાસ કરીને જ્યારે કે તે વતન અને ઘર પણ છે, ત્યારે તો તેના માટે ઘણો જ સામાન ભેગો કરવો જોઈએ. એટલે રસ્તા માટે નાસ્તો વગેરે અને ઘર માટે કમાઈ અને સંગ્રહ ; પરંતુ જ્યારે આખિરતને ઘર અને વતન ન સમજવામાં આવે તો, મૌતના ખ્યાલથી એ હાલત હોય છે, જાણે કોઈને જેલમાં લઈ જઈ રહયા હોય.

અમારા હઝરત (હાજી ઈમ્દાદુલ્લાહ સા.) (રહ.) ની પાસે એક ડોસા આવ્યા અને કહેવા લાગ્યા કે 'મારી ઓરત મરી રહી છે.' હઝરત ફરમાવવા લાગ્યા : 'સારૂ થયું, જેલખાનામાંથી છૂટી રહી છે.' ફરી ફરમાવ્યું

કે રંજ શા માટે કરો છો ? તમે પણ ચાલ્યા જશો.' ડોસા કહેવા લાગ્યા, 'રોટી કોણ પકાવશે'? હઝરતે ફરમાવ્યું, 'શું માંના પેટથી તે જ રોટી પકાવતી આવી છે ?'

એક અસર આખિરતને ઘર સમજવાની આ થવી જોઈએ કે કોઈથી દુશ્મની અને કીનો ન થાત, ભલે કોઈ વાત પર ઝઘડો પણ થઈ જાત. જુઓ, ટ્રેન (બસ)માં મુસાફરોમાં લડાઈ, ટંટો તો થઈ જાય છે, પરંતુ એવું નથી બનતું, કે પોતાના સર–સામાનને ભૂલીને કોઈથી બાખડવા લાગે, કારણ કે જાણે છે કે એથી મુસાફરી ખોટી થશે, સામાન પણ વેડફાશે, પરંતુ એ જ પ્રમાણે દુનિયાના ફુઝૂલ ઝઘડાઓમાં કોઈએ વિચાર્યુ છે ? કે તેમાં ઉલઝવાથી આખિરતનો સફર ખોટી થશે.

એ જ રીતે આખિરતને પોતાનું ઘર સમજત, તો દુનિયાના માલ સામાન પર ગર્વ ન કરત. જે રીતે મુસાફરને ઉમદા પલંગ મળે તો ઈતરાતો નથી, ન ગર્વ કરે છે, કારણ કે જાણે છે કે આ તો પારકી અને માંગેલી વસ્તુ છે, જેની છે તે લઈ લેશે. એ જ પ્રમાણે આપણે પણ જો દુનિયામાં પોતાને મુસાફર–વટેમાર્ગુ સમજત, તો અહીંના માલ–અસ્બાબ પર ગર્વ ન કરત. હાલાં કે આપણો આ હાલ છે કે ચાર પૈસા પર ઈતરાવા લાગીએ છીએ. આથી જણાયું કે આપણે દુનિયાને ઘર (વતન) સમજીએ છીએ અને એ જ મોટી બુરાઈઓની જડ (જનેતા) છે. એથી જ આખિરતનાં કામોમાં આળસ તથા લાપરવાઈ પેદા થાય છે.

આથી વિરુદ્ધ સહાબા (રદિ.) નો હાલ જુઓ કે તેમણે આખિરત માટે કેવી કેવી સખ્તીઓ ઉઠાવી અને મુસીબતો વેઠી. ભૂખા તે રહયા, વતનથી બેવતન તે થયા, પોતાના પ્યારાઓ, સ્નેહીઓને તેમણે છોડયા, છતાં તેઓ કદી ગભરાયા નહી અને આ મુસીબતોની તો તેમના પર શું અસર થાત ? જે સૌથી મહાન મુસીબત છે મૌત, તેઓ તેના પર મુશ્તાક રહેતા હતા, કે કયારે અત્રેથી છૂટશું ? તેઓ કમાતા હતા, તે પણ ઉતરેલા દિલથી, જાણે ઝબરદસ્તી કોઈ કામ કરે છે. હવે હું જે કહું છું કે દુનિયાને ઘર ન સમજો, તેનો આ અર્થ નથી કે કમાવું છોડી દો.

# દુનિયાથી કેટલો સંબંધ રાખવો જોઈએ

દુનિયા કમાવાનો વાંધો નથી. જરૂરત મુજબ કમાઓ, પરંતુ તેમાં ખૂંપી ન જાઓ, જેમ આપણી હાલત છે. જાણે ખુદા પાકથી આપણે કોઈ નાતો જ નથી. દા.ત. કપડું પસંદ કરવા બેસીશું તો, જણાશે કે જાણે એ જ દીન અને એ જ ઈમાન છે. જ્યારે દાગીના પાછળ મંડીશુ તો, એ રીતે કે બસ તે જ દિલમાં વસ્યા હશે. હું કહુ છું ફરી વાર, કે દુનિયાના કામોથી મનાઈ નથી કરતો, પરંતુ એ કહું છું કે તેમાં દિલ ન લગાડો. દિલનું દુનિયામાં ખૂંપાવી દેવું, એ જ ઝેર છે. આ તે બલા છે કે તેનાથી અંદેશો છે કે મરતી વેળા તે જ ગાલિબ ન આવી જાય અને અલ્લાહ તઆલા, રસૂલ (સલ.) થી બે–તઅલ્લુકી ન થઈ જાય.

માટે કોશિશ કરો કે દુનિયામાં દિલ ન પરોવાય, હાથથી કામ કરો તેનો વાંધો નથી. હદીસ શ. માં છે કે પોતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઘરમાં બધા કામ કરી લેતા હતા, પરંતુ જ્યારે અઝાન થતી તો, આપની આ હાલત થતી, 'કામ કઅન્નહુ લા યઅ્રિફુના.' એટલે આપ (સલ.) સૌને છોડીને એ રીતે ઊભા થઈ જતા, જાણે અમને ઓળખતા જ નથી.' જ્યારે આપણી સવિશેષ ઓરતોની આ હાલત છે કે કામ વખતે ન નમાઝની ફિકર છે, ન કોઈ બીજા અમલની.

અફસોસ ! શું દીન આવી બેફિકરીની વસ્તુ છે ? એ મુઆમલો તો દુનિયા સાથે હોવો જોઈએ. દુન્યાના ગમની તો, એવી મિસાલ છે જેવો સ્વપ્નાનો ગમ. જો ખ્વાબમાં કોઈ માણસ જુએ, કે મને સાંપે કરડયો છે અને ત્યારે જ જાગી જાય અને જુએ કે એક આલીશાન મહેલમાં ઉમદા પલંગ અને શાહી પથારી પર આરામ કરી રહયો છે, લોકો હારબંધ ઝુકી ઝુકીને સલામી આપી રહયા છે. તો શું સાંપ કરડવાનું સપનું તેને યાદ રહેશે અને તેનો કોઈ રંજ હશે ? હરગિઝ નહીં.

એ જ રીતે દુનિયાની ખૂશી પણ સપનાની ખૂશી સમ છે. જેમ કોઈ માણસ સપનામાં જુએ કે હું શાહી તખત પર બિરાજમાન છું અને આંખ ખુલતા જુએ કે સિપાહીઓ આજુબાજુ બેડીઓ લઈને ઊભા છે અને તેને બાંધીને જેલમાં લઈ જઈ રહયા છે. તો શું સપનાની બાદશાહતથી તેને કોઈ રાહત, (ખૂશી) થશે ? કદીયે નહીં. આ જ હાલ દુનિયાની ખૂશી, રંજનો છે, અને એ જ કારણથી સહાબા (રદિ.) માં, ન અભિમાન હતું, ન શેખી, ન તેઓ કોઈ મખ્લૂકથી ડરતા હતા. કારણ કે અલ્લાહ તઆલાની (હરઘડી) લગ્ની હતી તથા મોતની રાહ જોતા હતા.

એ જ કારણથી જ્યારે તેમનું કોઈ દુનિયવી નુકસાન થઈ જતું તો, તેમને ગમ પણ ન થતો. કારણ કે ગમ, ઉમ્મીદ–અપેક્ષાની વિરુદ્ધ થવાથી થાય છે. (અને દુનિયાની તેમને ઉમ્મીદો જ ન હતી.) હા ફિતરી–પ્રાકૃતિક રંજ બીજી વસ્તુ છે, તેનો ઈન્કાર નથી. હું પરેશાની તથા બેચેનીનો ઈન્કાર કરું છું. આ છે ફેર તે લોકોમાં, જે દુનિયાને પોતાનું ઘર સમજે છે અને જે નથી સમજતા તેમનામાં, આથી જણાયું કે, સર્વ ખરાબીઓની જડ, દુનિયાની મહોબ્બત છે. તેને દિલથી કાઢવી જોઈએ. (હુબ્બુદુનિયા રા'સુ કુલ્લિખતીઅહ.)

## દુનિયાની મહોબ્બત, દિલમાંથી કાઢવાની રીત

તેની રીત આ છે કે આખિરતને ખૂબ યાદ કરવામાં આવે, એનાથી દુનિયાની મહોબ્બત દિલથી નીકળી જશે, અને આખિરતની નેઅમતોની મહોબ્બત તથા આખિરતના અઝાબનો ડર આ રીતે પેદા કરો કે બેસીને મનન કર્યા કરો કે આપણે મરવાનું છે અને ખુદા તઆલાની સામે જવાનું છે. ફરી એક દિવસ આપણો હિસાબ થશે. જો સારી હાલત હશે તો, મોટી મોટી નેઅમતો મળશે અને જો ખરાબ હાલત હશે તો, ભારે ભારે અઝાબ થશે અને નફસને કહેતા રહો, કે હે નફસ ! તું દુનિયાને છોડનાર છે. કબ્રમાં તારાથી સવાલ થશે. જો ઠીક જવાબ આપી શકયો તો, હંમેશા હંમેશનું ચેન છે, નહીં તો સદાની તકલીફ છે.

ફરી તારે કિયામતમાં (કબ્રથી) ઉઠવાનું છે અને તે દિવસે તમામના આ'માલનામા ઉડાવવામાં આવશે, પુલે-સિરાતથી ગુઝરવું પડશે, પછી આગળ જન્નત છે યા દોઝખ છે. આ વાતોને દરરોજ વિચાર્યા કરો, એનાથી આખિરતની સાથે સંબંધ થશે તથા દુનિયાથી દિલ ઠંડુ થઈ જશે. એને 'મૌતનો મુરાકબો' કહે છે. શકય છે કે આ મુરાકબાથી કોઈને વહશત-જીવ ગભરાવા લાગે, તો તેનો ઈલાજ આ છે કે વહશત વખતે ખુદા તઆલાની નેઅમતોને યાદ કર્યા કરો અને વિચાર્યા કરો કે તેને પોતાના બંદાઓથી એટલી મહોબ્બત છે કે માં ને પોતાના બચ્ચાથી પણ એટલી મહોબ્બત નથી, તો તેની પાસે જવાથી વહશતનું કોઈ કારણ નથી અને આ મુરાકબા-ધ્યાનના પછી ફરી કદી દુનિયાની તરફ દિલ માઈલ થાય તથા ગુનાહનો જીવ ચાહે તથા કોઈ ગુનોહ થઈ પણ ગયો હોય તો, એ મુરાકબાને ફરી શરૂ કરી દો અને તોબા કરી લિયા કરો અને તવબા માટે એક જરૂરી વાત આ પણ છે, કે જો કોઈનો હક તમારા ઝિમ્મે હોય, તેને ખૂબ જલ્દી અદા કરી દો. એથી અલ્લાહ તઆલા સર્વ ગુનાહોને માફ કરી દેશે.

ફરી ઈન્શા અલ્લાહુ તઆલા આખિરતમાં હંમેશા રાહતની સાથે રહેશો. આખિરતનો શૌક પેદા થવા માટે મેં 'શૌકે વતન' નામની કિતાબ લખી છે. જેના વાંચવા, સાંભળવાથી ઘણો લાભ થશે, પૂરા બયાનનો ખુલાસો આ નીકળ્યો કે દુનિયાની મહોબ્બત એક ખતરનાક બીમારી છે અને તેનો ઈલાજ મૌતની યાદ છે, અને તેની વહશતથી બચવા માટે 'શવકે વતન' કિતાબનું વાંચન (શ્રવણ) છે. પોતાની બીમારી ની જાણ સૌને થઈ ગઈ છે, તેનો ઘણો જલ્દી ઈલાજ કરો અને ખુદા તઆલાથી દુઆ કરો કે તે હિંમત તથા અમલની તવફીક અર્પે, આમીન !



પ્રકાશન નં. ૩૨૩

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# અલ્લાહ સામેની હાજરીનો ડર



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# અલ્લાહ સામેની હાજરીનો ડર

અઊઝુ બિલ્લાહિ નિશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"અલ્હમ્દુલિલ્લાહિ નહ્મદુહુ વ નસ્તઈનુહુ વ નસ્તગફિરુહુ વ નુ'મિનુબિહિ વ નતવક્કલુ અલયહ, વ નઊઝુ બિલ્લાહિ મિન્ શુરૂરિ અન્ફુસિના વ મિન્ સચ્યિઆતિ અઅ્માલિના મંય્યહ્દિહિલ્લાહુ ફલા મુદિલ્લ લહુ વ મંય્યુદ્લિલ્હુ ફલા હાદિ-ય લહુ વ નશહદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ વ નશહદુ અન્ન સય્યિદના વ મવલાના મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહૂ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ અલા આલિહિ વ અસ્હાબિહિ વ બારક વ સલ્લમ. અમ્મા બા'દ ફઅઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ. બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ."**

**"વ અમ્મા મન્ ખાફ મકામ રબ્બિહી વનહન્નફસ અનિલ્ હવા ફ ઈન્નલ્જન્નત હિયલ્ મા'વા"**

**તરજુમો** : જે માણસ પોતાના પરવારદિગારની સામે ઊભા થવાથી ડર્યો અને પોતાના નફસને, ખ્વાહિશ–મનેચ્છાથી રોકયો તો તેનું ઠેકાણું જન્નત છે.'



**કોઈ વસ્તુની તમન્ના ત્યારે જ માન્ય છે, જ્યારે તેના અસ્બાબને અપનાવે. નહી તો ખાલી હવસ જ હવસ છે**

આપણને હક સુબ્હાનહુ વ તઆલાએ એક એવી વસ્તુને પ્રાપ્ત કરવાની રીત બતાવી છે, જેની ખ્વાહિશ દરેકને છે. જો સહેજ પણ કોઈને તેની ખબર થઈ જાય તો તે આશિક થઈ જાય, પરંતુ પ્રથમ એ સમજો કે કોઈ વસ્તુની તમન્ના ત્યારે જ માન્ય થાય છે, જ્યારે તેના સાધનોની કોશિશ કરવામાં આવે. જે માણસ કોઈ વસ્તુનો તાલિબ હોય; પરંતુ તેના સાધનોની કોશિશ ન કરે તો તેને તાલિબ નથી કહેતા ! દા.ત. કોઈ અમીર થવા ચાહે તો માલ પ્રાપ્ત થવાના સાધનો મેળવવા તેના શિરે જરૂરી છે; પરંતુ જ્યારે તેનાથી કહીએ છીએ કે તે વિદ્યાઓને હાસિલ કર, જે રૂપિયા કમાવા જરૂરી છે, ફરી કોઈ અનુભવીની સોબતમાં રહે ! જેથી કમાઈમાં, મહારત નિપૂણતા મળે, ફરી કોઈ કામ શરૂ કર તથા આવક–જાવકનો હિસાબ રાખ. ખર્ચ, આવકથી ઓછો રહે, જેથી બચત થાય અને ધીરે ધીરે રકમ ભેગી થઈ માલદાર–ધનવાન બની શકે.

જવાબમાં તે આળસુ કહે છે, સાહેબ ! મારાથી વિદ્યાઓની મહેનત થઈ શકતી નથી, કોઈના નખરા પણ નથી ઉઠાવાતા અને પાબંદીનો બોજો પણ શા માટે ઉપાડું ? માપનો ખર્ચ કરવા માટે દિલને શા માટે મારું ? દિલ ચાહશે–મન ફાવશે, તેમ ખર્ચ કરીશ ! તો આ માણસને માલદારીનો તાલિબ કહેવામાં નહી આવે, એવા માણસને બુલ હવસ–ખાલી હવસ રાખનાર કહેવામાં આવશે.

દા.ત. કોઈ માણસ જામિઅ મસ્જિદમાં નમાઝ પઢવાનો સવાબ મેળવવા ચાહે છે; પરંતુ તે, તે રસ્તાઓ પર કદમ નથી માંડતો જે જામિઅ મસ્જિદ સુધી પહોંચાડે છે. તો તે ત્યાં કઈ રીતે પહોંચશે ? અને શું એમ કહીશું કે તે જામ્અહ મસ્જિદનો સવાબ ઈચ્છે છે, બિલકુલ નહી. એ જ રીતે ખેતી કર્યા વિના અનાજની આશા રાખનાર તથા નિકાહ કર્યા વિના અવલાદની આશા રાખનાર આ સૌ નરી હવસ રાખનાર ગણાશે, ન કે સાચા તાલિબ.



## લોકો દુનિયા વિશે તો આ નિયમને માને છે, પરંતુ દીનના બારામાં મૂર્ખ બની જાય છે

હવે નવાઈની વાત છે કે દુનિયાના કામોમાં અસ્બાબ – કાર્યકારણો ને કામે લગાડવાના નિયમને તો પઢેલા–ભણેલા તથા અભણ, નાના તથા મોટા સૌ માને છે ; પરંતુ દીની બાબતોમાં મોટા સમજદાર ગણાતા લોકો પણ ખાલી ઝબાનની વાતોને કાફી ગણે છે. જો એ સહીહ–ઠીક હોય તો ઝબાનથી અવલાદનું રટણ કરનાર પણ સાચો તાલિબ ગણાવો જોઈએ, જ્યારે કે તેને સૌ મૂર્ખ કહે છે. તો આ ફરકનું કારણ શું છે ?

ખાસ કરીને જ્યારે કે દુનિયાના હેતુઓમાં સાધનોનો એટલો દખલ નથી, જેટલો દીની મકસદો–હેતુઓમાં છે. એટલે દુન્યવી બાબતોમાં સાધન–પ્રાપ્તિથી સફળતા યકીની નથી. જેમ કે દલીલો તથા બનાવો તેને પ્રુફ કરે છે. દા.ત. ખેતીમાં બધા જ સાધનો તથા પ્રયાસો કામે લગાડવા છતાં એક દાણો પણ નથી હાથ આવતો. અમીરી માટે પૂરતા પ્રયત્નો કરવા છતાં આખી ઝિંદગી ગરીબીમાં જ બસર થાય છે. એથી ઉલટું કોઈ વાર વિના મહેનતે દોલત હાથ આવી જાય છે. જ્યારે આખિરત તથા દીની સફળતા મેળવવામાં મહેનત કયારે ય બેકાર નથી જતી.

## આખિરતના અસ્બાબ પર નતીજો યકીની છે

જ્યારે આખિરતના અસ્બાબ જમા થશે તો પરિણામ યકીની છે. જેમ કે અલ્લાહ તઆલા ફરમાવે છે : " વ મન્ અરાદલ્ આખિર–ત વ સઆ લહા સઅ્યહા વહુવ મુ'મિનુન ફઉલાઈક કાન સઅયુહુમ્ મશ્કૂરા." અર્થાત્ : જે કોઈ આખિરતનો તાલિબ હોય અને પ્રયત્ન કરે એ હાલતમાં કે ઈમાનવાળો હોય તો તેનો પ્રયત્ન બેકાર નહિ જાય. એટલું જ નહિ, એક બીજી આયતમાં ફરમાવે છે : "નઝિદ્ લહુ ફી હર્સિહી." એટલે અમલ પ્રમાણે જ નહિ, એથી વધારે નતીજો આપવામાં આવશે. જુઓ ! વાયદાના યકીની હોવાથી નતીજો–પરીણામ પેદા થવું જરૂરી તથા યકીની થયું અથવા નહિ ? ખુલાસો આ કે દુનિયાના અસ્બાબ–કાર્યકારણો પર

નતીજો યકીની હોવાનો કોઈ વાયદો નથી. જ્યારે આખિરતના અસ્બાબ પર વાયદો યકીની છે.

ફરી નવાઈની વાત છે કે દુનિયામાં જે વસ્તુનો ઈરાદો કરીએ છીએ મોટા ભાગે એવું થાય છે કે જોઈતા પ્રમાણમાં મળતી નથી. છતાં ઝરીઆ–સાધન ભેગા કરવામાં લાપરવાહી નથી કરવામાં આવતી અને એવું કરે તેને બેવકૂફ સમજવામાં આવે છે. એથી ઉલટું આખિરતમાં એટલું મળે છે, જેનો ઈરાદો પણ નથી થઈ શકતો. છતાં તેનાથી લાપરવાહી છે અને એવુ કરનારને કોઈ મૂર્ખ નથી કહેતું, જેમકે અલ્લાહ પાક ફરમાવે છે, "ફલા તઅ્લમુ નફસુમ્મા ઉખ્ફિય લહુમ મિન કુર્રતિ અઅ્યુન". કોઈ નફસ નથી જાણતો કે તેના માટે (આખિરતમાં) કંઈકેટલીયે આંખોની ઠંડક છૂપાવીને રાખવામાં આવી છે." અને હદીસે કુદ્સીમાં ફરમાવે છે ; તરજુમો : "મેં પોતાના નેક બંદાઓના માટે તે વસ્તુઓ તૈયાર કરી છે, જે ન કોઈ આંખે દીઠી છે, ન કોઈ કાને સાંભળી છે. ન તેમનો ખ્યાલ કોઈ માનવીના દિલ પર ગુજર્યો છે." હાલાં કે તસવ્વુર–ખ્યાલ ખૂબ વિશાળ વસ્તુ છે, પરંતુ હદીસમાં છે, કે તે વસ્તુઓ આખિરતના અસ્બાબ ભેગા કરવા પર મળશે, જે ખ્યાલમાં પણ ન આવી શકે.

હવે વિચારો ! કયાં સુધી વિચારશો ? જમાલ–ખૂબસૂરતી, બાગ–બગીચા, નહેરો, ખિદમતગાર–સેવકો, ખાવા–પીવાની વસ્તુઓ વગેરે જયાં સુધી પણ તમારો ખ્યાલ પહોંચે. ફરી એક સૂરત આ કાઢો, જે ખ્યાલથી પણ બહાર હોય અને બુદ્ધિ તેને જાણવાથી અશકત હોય, તે બધી જ નેઅમતો આખિરતમાં મળશે ઈન્શા અલ્લાહુ તઆલા અને એક વસ્તુ આખિરતમાં તે છે, જેના ખાલી શબ્દો જ કુરઆને મજીદ અને હદીસ શરીફમાં સાંભળ્યા છે. તેની હકીકત તો ખ્યાલમાં આવી જ શકતી નથી. તે વસ્તુ અલ્લાહ તઆલાનો દીદાર–દર્શન છે, જે જન્નતમાંથી સૌથી મહાન નેઅમત છે, તો જે કોઈ માણસ આખિરતના અસ્બાબ ભેગા નથી કરતો તો હકીકતમાં તે માણસ જન્નતનો તલબગાર નથી. માટે જ હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવે છે કે, " તઅજ્જુબ છે જન્નતના તલબગાર પર, કે તેનો તાલિબ (ગફલત અને લાપરવાહીમાં) કઈ રીતે સૂઈ રહે છે ?"

## આયતમાં જન્નતના ઝરીયાઓનું રહસ્ય વર્ણવ્યું છે, જેમાં ઘણી જ આસાની-સહૂલત છે

મેં જે આયતે કરીમા વઅઝ-બયાનના શરૂ'માં પઢી છે તેમાં જન્નતના ઝરીયા તથા રસ્તાને બયાન કરવામાં આવ્યો છે. સુબ્હાનલ્લાહ ! બાદશાહોનું કલામ-શબ્દ પણ સર્વ કલામોનો બાદશાહ હોય છે. જેવા (અતિ મહાન) અલ્લાહ તઆલા છે, તેવું જ અલ્લાહ તઆલાનું કલામ-શબ્દ છે. જન્નત જેવી વસ્તુ મેળવવા માટે જેટલા પણ ઝરીયા તથા રસ્તા હોત, તેટલા ઓછા હોત; પરંતુ હક સુબહાનહૂ વ તઆલાએ એક એવી વાત બતાવી દીધી કે જેમાં બધી જ વસ્તુઓ સમાઈ ગઈ. અલ્લાહ તઆલાના કલામની કિંમત તેને જ હશે, જે જન્નતનો તલબગાર છે. જ્યારે જન્નત કોઈનો ધ્યેય હશે તો તેને જન્નતનો છેલ્લા દરજાનો શૌખ હશે. હવે, જ્યારે કહેવામાં આવે કે જન્નત મેળવવાની આટ આટલી રીતો તથા રસ્તા છે તો તે ઘણાં રસ્તા જોઈને ગભરાઈ જશે; પરંતુ શૌખ પણ અંતિમ દરજાનો છે, એટલે એવું તો ન થશે કે તે માણસ શૌખને છોડી દે; બલકે એક સખત બેચેનીની હાલત થશે. હવે, જો તેને એવો નુકતો બતાવી દેવામાં આવે, જેમાં સર્વ રસ્તા શામિલ હોય તો તે માણસની હાલત વજ્દ-હાલની થઈ જશે. તે માણસને ઈલાહી કલામની કદર થશે.

## આયતમાં બે કામ બતાવ્યા, જેણે જન્નતના સઘળા રસ્તા પોતામાં સમાવી લીધા છે

(૧) પોતાના માલિકની સામે ઊભા રહેવાનો ડર.
(૨) પોતાના નફસ-મનને ખ્વાહિશ-ઈચ્છાથી રોકવો.

જે માનવીના દિમાગમાં આ બે વાતો ઠસી જાય તો તેનો ખ્યાલ રાખવાથી ભલા અને બુરામાં સહેલાયથી તમીઝ થઈ જશે. જુઓ ! કેટલી સરળતા થઈ ગઈ. જ્યારે આદમીના દિલમાં એવો ડર હશે કે મારે પ્રત્યેક કામનો અલ્લાહ તઆલાની સામે જવાબ દેવો પડશે તો તેને વિચારીને કરશે અને ખ્યાલ રાખશે કે આ કામ કયાંક ખુદા પાકની

રઝાના વિરુદ્ધ તો નથી ને ? એનાથી એક ખાસ પ્રકારની સમજબૂઝ પેદા થશે, જેનાથી દરેક ખરાબ કામને તે ઓળખી લેશે અને તેનાથી દૂર રહેશે અને જો સમજમાં નહી આવે તો ડરના કારણે આલિમો અને જાણકારોથી પૂછશે. આ રીતે કોઈ ગુનોહ તેની નજરથી ચૂકશે નહિ !

**હદથી વધારે ડર પણ સારો નથી; બલકે ખૂબ નુકસાનકારક છે અને જે ઈચ્છિત–મત્લૂબ ડર છે, તે ઉમ્મીદ–અપેક્ષાની સાથે ભેગા થઈ શકે છે**

અત્રે સમજવું જોઈએ કે ખૌફ–ડર એટલો હોવો જોઈએ કે જેનાથી ગુનાહ છૂટી જાય. વધારે પડતો ડર સારો નથી. જેમ કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ માંગે છે કે, ''અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુક મિન્ ખશ્યતિક મા તહૂલ બિહી બયનના વ બયન મઆસિક''. હે અલ્લાહ તઆલા ! અમે તારો ડર એટલો માંગીએ છીએ કે જે અમારી અને ગુનાહોની વચ્ચે પરદો થઈ જાય. ઉમ્મીદની સાથે જે ડર છે તે આ જ ડર છે અને જો ડર જ ડર હોય અને નાઉમ્મીદી સુધી નોબત પહોંચી જાય તો તે કુફ્ર છે. એવા હદથી વધારે ડરથી ગુનાહ છુટતા નથી; બલકે આદમી એમ સમજીને કે ઈબાદતથી શું થશે ? ઉલટા તે વધારે ગુનાહોમાં પડી જાય છે. મેં એક વકીલ સાહેબને જોયા કે જેમના પર હદથી વધારે ડર ગાલિબ–છવાય ગયો હતો. તેઓ પહેલા નમાઝ–રોઝાના ખૂબ પાબંદ હતા. એમના પર વધારે પડતો ડર છવાઈ જતા તેઓ એટલા બધા પરેશાન થઈ ગયા કે તેમનાથી ઠીક વાત પણ ન થતી હતી અને નમાઝ છોડવાની હાલત પર આવી ગયા હતા. તેમની આ હાલત એક કિતાબ આપમેળે જોવાથી થઈ હતી.

**દીનની ઉર્દૂ કિતાબોને પોતે જોવું નુકસાન કારક છે, સવિશેષ તસવ્વુફની કિતાબોને**

ખૂબ સમજી લો કે કિતાબોને પોતે જોવાથી આ ખરાબી છે. આજ

કાલ લોકો કહે છે કે ઉસ્તાદોના નખરા કોણ ઉઠાવે ? કિતાબોનું લખાણ ઉર્દૂમાં છે, તેને સમજવામાં શું મુશ્કેલી છે ? કારણ કે ઉર્દૂ ભાષા તો માતૃભાષા છે. (આઝાદી પહેલાંના યુ.પી. ની વાત છે.) હું કહું છું કે જો એ જ વાત છે તો કોઈ પણ વિદ્યા અને કળા ઉસ્તાદ વિના શીખી શકાય છે, કારણ કે પ્રત્યેક વિદ્યાની કિતાબો મળે છે, જ્યારે કે અનુભવ એથી વિરુદ્ધનો છે. એક કહેવત જાણીતી છે : "ઉસ્તાદની જગ્યા ખાલી છે." હું કહું છું કે ઉર્દૂ કિતાબોને સબક પેઠે ઉસ્તાદથી પઢવી જોઈએ. ખાસ કરીને તસવ્વુફની કિતાબોને ઉસ્તાદ વિના કદી યે ન જુઓ !

ખૈર, તે વકીલ સાહેબે 'ઈહ્‌યાઉલ ઉલૂમના' 'કિતાબુલ ખવફ–ડર પ્રકરણને' જોયું હતું અને એક જગ્યાને પૂરી સમજ્યા નહી. એનાથી દિલમાં એવો ડર વસી ગયો કે વાત ન કરી શકતા હતા, ઊંઘ પણ ઉડી ગઈ. અલબત્ત, એટલું સારું થયું કે પોતે કોઈ રાય કાયમ ન કરી લીધી.

## બુઝુર્ગોની કિતાબો જોઈને પોતે રાય કાયમ કરી લેવી, મહાન ભૂલ છે

આજકાલ ટેવ છે કે બુઝુર્ગોની વાતો કિતાબોમાં જોઈને, કોઈ જાણકારથી તેને સમજવાની કોશિષ તો કરતા નથી, પોતાની તબીઅતથી જે ચાહે તે હુકમ લગાવી દે છે. અહીં સુધી કે બુઝુર્ગોથી બદ–અકીદહ થઈ જાય છે અને વાહી–તબાહી વાતો બોલવા લાગે છે અથવા તે મુજબ ગલત અકીદો રાખીને ખરાબ થાય છે. વકીલ સાહબ મારી પાસે આવ્યા તો હાથ કાંપતા હતા, કિતાબનું લખાણ પઢાતું ન હતું. જાણે તેમને ફાંસીનો હુકમ ફરમાવી દીધો છે. કિતાબનું લખાણ આ મુજબ હતું કે, "જન્નતની ઉમ્મીદ જ નથી, ચાહે ગમે તે કરો. આખી ઉમ્ર પ્રયત્ન કરો તથા દુનિયાને બે–મઝા બનાવી દો." જો કિતાબનું લખાણ સહીહ છે, તો જરાકમાં ખાતિમો ખરાબ થઈ શકે છે. મેં એ જ કિતાબની બીજી જગ્યાઓ બતાવી. બિહમ્દિલ્લાહ, તેમની બધી શંકાઓ દૂર થઈ ગઈ

અને દિલ ઠરી ગયું. તેઓ કહેવા લાગ્યા, "આપે મને બચાવી લીધો. જાણે શું થઈ જાત ? મારી જાન ન રહેત અથવા ઈમાન ન રહેત ?" (હકીમુલ ઉમ્મત (રહ.) ફરમાવે છે) કિતાબમાં બધું જ લખ્યું છે ; પરંતુ જરૂરત ઉસ્તાઝની છે. એટલા માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે, "હે અલ્લાહ ! અમે ફકત એટલો ડર માંગીએ છીએ જે ગુનાહોથી રોકે, એટલો ડર નહી જેને અમે ઉઠાવી ન શકીએ." જે ડર ઉલટો ગુનાહનું કારણ બને, તે પણ ગુનોહ છે.

**ઘડપણમાં ઉમ્મીદ અને યુવાનીમાં ડર ગાલિબ–છાયેલો રહેવો જોઈએ**

એટલા માટે લખ્યું છે કે ઘડપણમાં ઉમ્મીદ ગાલિબ રાખે અને જુવાનીમાં ડર. કારણ કે ઘરડા માણસથી એમ જ કાંઈ થતું નથી, હવે જો ડર વસી જશે તો રહયા–સહયા હાથ–પગ પણ નકામા થશે અને ઉમ્મીદમાં કંઈ ને કંઈ કરતો જ રહેશે. જયારે જુવાનીમાં શકિત હોય છે. ડરને વેઠી શકે છે. જેટલો ડર વધારે હશે, નફસને ચેતવણી મળશે. એટલે ગુનાહથી બચશે અને સારા કામ કરશે. પ્રત્યેક સમયની તદબીર–યુકિત અલગ છે.

**હક તઆલાએ આયતમાં જે ગુર–ચુટકુલો બતાવ્યો છે, તેનાથી નાફરમાનીનો એક પણ પ્રકાર બહાર નથી**

હક સુબ્હાનહુ વ તઆલાએ જે ગુર બતાવ્યો છે, જો તેનું મનન કરે તો વલી બની જાય. કારણ કે ખુદાઈ નાફરમાની નફસની ખ્વાહિશને લઈ થાય છે. દા.ત. નમાઝ ન પઢી અથવા મોડી પઢી અથવા દિલ હાજર રાખીને અદા ન થઈ. જો મનન કરવામાં આવે તો તેનું કારણ મનેચ્છા જ નીકળશે. માની લો, કે નમાઝ ન પઢવાનું કારણ આ થયું કે ઊંઘ આવી રહી હતી. ઈશાંનો સમય થયો; પરંતુ આરામમાં ખલેલ ગવારા ન થયો. સૂઈને સવાર કરી દીધી. આરામ અને શરીર પાળવું, મનેચ્છા જ તો

છે. મોડું પણ મોટા ભાગે ત્યારે જ થાય છે, જ્યારે આદમી બીજા કામમાં મશગૂલ હોય, તે કામના અધૂરા રહેવાથી દોલતના નુકસાનનો ભય હોય છે. તે કમી–કોતાહીને બરદાશ્ત ન કરી અને નમાઝમાં મોડું કર્યુ ; આ માલ–દોલતની મહોબ્બત છે ; જે નફસની ખ્વાહિશોમાંથી છે. એ જ રીતે નમાઝમાં બેધ્યાનપણું ત્યારે જ થશે, જ્યારે બીજી બાજુ લક્ષ હશે ; અને તવજ્જુહનું એક બાજુ ન રહેવા દેવું પણ નફસનું જ કામ છે.

નિયમ એ હોવો જોઈએ કે દરેક બાબતમાં ધ્યાન રાખે કે નફસની ખ્વાહિશ–મનેચ્છા છે અથવા નથી ? જ્યારે એની પાબંદી કરશે તો શકય જ નથી કે તેનાથી ગુનાહ થાય. થોડા દિવસ તેની ટેવ પાડવાથી એનો ફાયદો જોઈ શકાય છે. દરેક કામ કરતી વખતે તમે વિચારો કે નફસને તે કામમાં લઝઝત આવે છે અથવા નથી આવતી ? જો લઝઝત આવે છે તો સમજી લો કે એ જરૂર ગુનાહનો એક પ્રકાર છે. પછી તે લઝઝતને પોતાના પર ગાલિબ ન કરો ; બલકે તમે તેના પર હાવી થઈ જાઓ ! આ રીતે કે તેના નુકસાનો ને તમારી આંખોની સામે રાખો અને તેની નજીક પણ ન જાઓ બહુધા ગુનાહોમાં સૌ કોઈ જાણે છે કે, નુકસાન જ છે, તે છતાં નફસ–મનની ખ્વાહિશની પાછળ દોરવાય જઈને તે ગુનાહ કરી નાંખે છે. દા. ત. ગીબત–પરનીંદા કરનાર માણસ જાણે છે કે, જો તે માણસને ખબર થઈ જશે તો, લડાઈ જરૂર થશે તથા ઘણું નુકસાન થશે, નફો તો કંઈ જ નહીં થાય. છતાં તે માણસ ગુનાહ કરે છે અને તેને કરવાથી તેની તબીયતને ચેન પણ મળે છે; જાણે તેણે કોઈનાથી બદલો લઈ લીધો. એ મનેચ્છા જ તો કહેવાય છે. બીજા માણસની ગીબત સાંભળનાર માણસ પણ ગીબત કરનાર માણસની જેમ ગુનેહગાર છે.

## ગુનાહમાં દીન અને દુનિયા–બન્નેનું નુકસાન છે

ખ્વાહિશે નફસાની તે બુરી બલા છે, જેમાં દીનના સેંકડો ગુનાહ છે અને દુનિયાના પણ નુકસાન છે. એક નુકસાન આ કે ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાનો સાથ છુટી જાય છે, જેનું પરિણામ એ આવે છે કે માણસ સામાન તો ભેગો કરે છે ; પરંતુ તે તેના ધ્યેય સુધી ભાગ્યે જ પહોંચે છે. દરેક કામમાં તેને બેચેની રહે છે. એથી ઉલટું અમુક લોકો સાધનો થોડાક

રાખે છે અને ઓછા સાધનોમાં તેમનું કામ વધારે નીકળે છે, જ્યારે ગુનેહગાર માણસો પાસે સાધનો વધારે હોવા છતાં પણ તેઓના કામ ઓછા બને છે.

બીજું આ કે ગુનેહગારની રોઝી તંગ થાય છે. કદાચ કોઈ માણસ એમ કહે કે અમારા પર તો રોઝીની તંગી નથી. હું કહું છું કે રોઝીનો હેતુ સંતોષ છે અને તે હેતુ ગુનાહ કરવાથી પ્રાપ્ત નથી થતો. નાજાઈઝ તરીકાથી માણસ કેટલું પણ કમાઈ લે ; પરંતુ જે ખૂશી અને સંતોષ થોડીક હલાલ કમાણીના માલથી થાય છે, તે ખૂશી અને સંતોષ કદી યે તેને નાજાઈઝ કમાણીથી પ્રાપ્ત થતો નથી. એ વાત અનુભવથી જ જાણી શકાય છે. નામરદ માણસને તમે કેટલો પણ સમજાવો કે શાદીમાં ઘણી લઝઝત હોય છે, છતાં પણ તે એને કદીયે નહીં સમજે.

## ફરમાંબરદારી અજીબ વસ્તુ છે

એટલા માટે ગુનાહ છોડીને, ફરમાંબરદારી અપનાવો. ફરી જુઓ ! કે દિલમાં શું વાત પેદા થાય છે ? તેનાથી જાહેર થશે કે સંતોષ આ વસ્તુ છે. ભાઈ ! તાબેદારી તો તે વસ્તુ છે જેની અસર ભૂલથી થઈ જવાથી પણ થાય છે. જેમ કપડું ભૂલથી રંગમાં પડી જાય તો ઈરાદાપૂર્વક રંગવા જેવું ભલે ન રંગાય, પરંતુ રંગના ડાઘ તો કપડામાં આવી જ જશે. અનુભવ થયેલ છે કે જો ધોકાથી બંદગી થઈ ગઈ તો તેની પણ અસર થઈ.

## ચોરની હિકાયત જે શાહઝાદી પર આશિક થયો હતો

જેમ કે પ્રખ્યાત બનાવ છે કે એક ચોર બાદશાહની બેટી પર આશિક હતો. હવે થયું એવું કે તે એક વાર ચોરીના ઈરાદે બાદશાહના ત્યાં ગયો. ત્યાં બાદશાહ–બેગમ વચ્ચે એ જ છોકરીની શાદીની ચર્ચા ચાલતી હતી. બાદશાહ કહી રહયો હતો કે હું તો એની શાદી આબિદ–ઈબાદતગુઝાર અને પરહેઝગારથી કરીશ. ચોર ચોરી કરવાનું ભૂલી ગયો અને ગનીમત સમજ્યો કે આજે તો કામ થઈ ગયું. ત્યાંથી

નીકળીને એક મસ્જિદમાં જઈ બેઠો અને રાત–દિવસ ઈબાદતમાં લાગી ગયો. થોડા દિવસમાં ખ્યાતિ થઈ ગઈ કે એક મોટો ઈબાદતગુઝાર માણસ ફલાણી મસ્જિદમાં રહે છે. તેનાથી મોટો પરહેઝગાર તથા ઈબાદતગુઝાર માણસ બીજો કોઈ જોવામાં નથી આવતો. બાદશાહે પોતાના ખાસ વઝીરને સંદેશો લઈને મોકલ્યો. આ બાજુ કામ થઈ ચૂકયું હતું. અલ્લાહવાળાએ ધ્યાન પણ ન દીધું. વઝીરે ઘણાં અદબપૂર્વક શાહી પયગામ સંભળાવ્યો. તેણે કહયું કે અસલમાં તો મારી નિય્યત ખરાબ હતી, પરંતુ હક તઆલાએ પોતાનો ફઝલ ફરમાવ્યો. હવે મારે ન રાજાની પુત્રીની જરૂર છે, ન શાહી લાવ–લશ્કરની. માટે અત્રેથી સીધાવો– ચાલ્યા જાઓ ! મારો સમય ન બગાડો. આ જ પ્રમાણે ઈલ્મનો હાલ પણ છે. એક બુઝુર્ગ ફરમાવે છે કે, " મેં ઈલ્મ અલ્લાહ સિવાય બીજી ગરજ માટે શીખ્યો હતો, પરંતુ ઈલ્મે પોતે જ ન માન્યું અને ખુદાનો થઈને રહ્યો."

## હદીસ શરીફમાં ઈમાનદારીનો કિસ્સો

હદીસ શરીફમાં એક બનાવ વર્ણવાયો છે. આગલી ઉમ્મતોમાં પણ સારા–સારા લોકો થયા છે. તેમાંના એક માણસે બીજાને પોતાનું મકાન વેચ્યું. ખરીદારના કબજામાં આવતાં તેમાં સોનાનો ભરેલો ઘડો મળ્યો. ખરીદાર ઘડો લઈને વેચનાર પાસે આવ્યો કે પોતાનો ઘડો લઈ લો ! તમારા મકાનમાંથી નીકળ્યો છે. વેચનારે કહયું કે હું તો ઘરની કિંમત લઈ ચૂકયો, હવે ઘડામાં મારો શો હક ? ખરીદારે કહયું કે મેં તો મકાનની કિંમત આપી છે અને ઘડો તેમાં શામિલ નથી. ફરી હું તેને શી રીતે લઉં ? આનું નામ છે ઈમાનદારી. જો આજકાલ આવો ઘડો નીકળી આવે તો મઝા જ આવી જાય !

## નાઈત્તિફાકીનું કારણ મનેચ્છાની પેરવી છે

લોકોમાં જે ઈસાર–ત્યાગની જગ્યાએ ખેંચતાણ અને લડાઈ–ઝઘડા છે તેનું કારણ નફસાની ખ્વાહિશની તાબેદારી છે. એ જ વસ્તુ આપસમાં એકતા નથી થવા દેતી. આજકાલ ઈત્તિફાક–એકતાના નારા તો સૌ લગાવે છે ; પરંતુ

આ ખબર નથી કે એકતા શી રીતે થાય છે ? એકતા થાય છે ખ્વાહિશે નફસને રોકવાથી અને મનેચ્છાને રોકવી, સૌના નજીક માન્ય હકીકત છે, તે વિના દુનિયાની વ્યવસ્થા પણ જળવાઈ શકતી નથી !

## લોકો મૂર્તિપૂજાને રોકે છે ; પરંતુ ખુદ પોતાની બગલમાં બૂત છે

ઝાહિરી બૂતની પૂજા કરનાર પર જાત જાતના તન્ઝ કરવામાં આવે છે ; તેમને મૂર્ખ કહેવામાં આવે છે અને પોતે બાતિની બુત–પરસ્તીમાં લાગેલા છે અને અકલમંદીનો દા'વો છે. કોઈએ એક બૂતને પૂજ્યો, કોઈએ બીજાને. ઝાહિરી બૂત પરસ્તી છોડી છે તો બાતિની પણ છોડી દો, પોતાની લગામ નફસના હાથમાં ન છોડો. ઈલાહી હુકમોની સામે શિર ઝુકાવો ! તાબેદારી તો તે જ છે કે આદમી પોતાનો ઈરાદો છોડીને બીજાના ઈરાદાના તાબે થઈ જાય.

## અફસોસ મુસલમાનોએ પ્રત્યેક વાત દીનથી વિરુદ્ધ અપનાવી છે

દુ:ખની વાત છે કે મુસલમાનોએ દરેક વાતમાં હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની વિરુદ્ધાઈ કરી છે. જે ઢબ–છબ બતાવી, તેના ખિલાફ રંગ–ઢંગ અપનાવ્યો. શાદી–ગમીમાં નવા નવા રિવાજો કાઢયા, અખ્લાક, ટેવો, સંસ્કાર નવા અપનાવ્યા. હવે અકીદાઓમાં પણ કાટ–છાંટ થવા લાગી અને ફરી નવાઈ આ કે દાવો તો તાબેદારીનો જ. ખબર નહિ તાબેદારી કોને કહે છે ? જો કોઈ જાણકાર એવા લોકોને જુએ તો શું કહી શકે છે ? કે આ લોકો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના ઉમ્મતી છે. જમાઅતમાં હોવું તો દૂર રહયું, હવે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની જમાઅતથી મળવા પણ નથી ચાહતા ; કારણ કે એ જમાઅતમાં દુનિયાની પ્રગતી નથી.

## ખ્વાહિશે નફસનો ઈલાજ

એક માણસે મને લખનઉમાં કહયું કે આજે મિટીંગ થઈ, જેમાં તે વાતોની ચર્ચા થઈ, જે મુસ્લિમોને પ્રગતિથી રોકી રહી છે. છેલ્લે આ નક્કી થયું કે મઝહબ પ્રગતિમાં રુકાવટ છે, તેને ત્યજી દેવો જોઈએ (નઉઝુ બિલ્લાહિ મિન્ ઝાલિક.) ભાઈઓ ! અહીં સુધી નોબત આવી ગઈ છે. આ બધી વાતો મનેચ્છાથી પેદા થઈ છે. હક સુબ્હાનહુ વ તઆલાએ આ આયતમાં એનો જ ઈલાજ બતાવ્યો છે, નફસને ખ્વાહિશથી રોકવો. કારણ કે બીમારીનો ઈલાજ એ રીતે જ થાય છે કે તેના માદા અને કારણને દુર કરવામાં આવે. જ્યારે સબબ દૂર થશે તો બીમારી પણ ચાલી જશે.

પ્રત્યેક કામમાં શરૂઆતમાં મુશ્કેલી પડે છે. ફરી કરતા કરતા તેમાં મહારત, પ્રવિણતા આવે છે. તો તમે એનો બંદોબસ્ત કરો કે કોઈ વાત અથવા કામ દિલમાં આવતાં જ ન કરી નાખો, બલકે પ્રથમ વિચારો કે આ કામ દીનના વિરુદ્ધ તો નથી ? શરૂમાં થોડી દુશ્વારી–મુશ્કેલી લાગશે, પરંતુ થોડા જ દિવસમાં ટેવ પડી જશે. રહી આ વાત કે અમને હક તઆલાના હુકમ અને મનેચ્છામાં તમીઝ–ફરક કેવી રીતે થશે ? તો તેના માટે જરૂરી દરજાના દિનના ઈલ્મને શીખી લેવો જોઈએ ; જો કિતાબ ન પઢી શકતા હોય તો જાણકારને પૂછી લો ! અમુક સમય આ જ ટેવ રાખો ! એથી આપના બોલવા અને ખાવામાં થોડીક કમી થશે ; પરંતુ જ્યારે તેની લઝઝત ચાખશો તો તે થોડાને ઘણું સમજશો, સારી વસ્તુ ભલે થોડીક હોય ; પરંતુ તે થોડી વસ્તુ ઉત્તમ છે, તે વસ્તુથી કે જે વધારે પ્રમાણમાં હોય, પણ ખરાબ હોય. નાપાકી કેટલાયે પ્રમાણમાં હોય, પરંતુ એક ચમચો ફીરીની ચડિયાતી છે. જ્યારે પણ ઈબાદતમાં લુત્ફ આવવા લાગે છે તો ગુનાહ પ્રત્યેની નફરત દિલમાં બેસી જાય છે ; ફરી ગુનાહ કરવા એથી યે વધુ મુશ્કેલ થઈ જાય છે, જેટલી પ્રથમ ઈબાદત કરવી મુશ્કેલ હતી ; અને જો કોઈક વાર ગુનાહ થઈ જાય તો તબીયત સુસ્ત થઈ જાય છે અને બિલકુલ ચેન પડતું નથી, જ્યાં સુધી કે અલ્લાહ તઆલા પાસે માફી ન માંગી લઈએ.

## ઈબાદતમાં અજીબ લુત્ફ છે

ઈબાદતમાં એવો લુત્ફ છે કે માણસ લાખ રૂપિયાની સરખામણીમાં એક નમાઝને સરસાઈ આપે છે ; હાલાં કે આપણી નમાઝ એ હકીકી નમાઝ નથી. કેફિયત આ છે કે નમાઝની નિય્યત બાંધી છે અને દિલમાં બીજા ખ્યાલો ફર્યા કરે છે. ઝબાનથી પઢી રહયા છે ; પરંતુ કંઈ પણ ખબર નથી કે અલ્લાહ તઆલાને શું કહી રહયા છે ? શિર સિજદામાં છે અને વિચારો કયાં કયાં ભટકે છે ? છતાં પણ આવી નમાઝમાં માણસ લાખ રૂપિયાથી પણ કંઈક વિશેષ ફાયદો જુએ છે. હવે, જો ખરી નમાઝ હોય તો ઘણી અસરકારક હોય. ખરેખર, ઈબાદત તે વસ્તુ છે કે જો તેમાં એક ઘડીનો પણ લુત્ફ પ્રાપ્ત થઈ જાય તો દુનિયા અને તેની વસ્તુઓ તરફ આંખ ઉઠાવીને પણ ન જુએ ; બલકે નફરત કરે. મનેચ્છાઓનો તો માણસ દુશ્મન જ બની જાય. કહેવાનું તાત્પર્ય આ છે કે દરેક કામમાં વિચારવાની ટેવ પાડે. જો તે કામમાં ખ્વાહિશે નફસ હોય તો તે કામને ન કરે. આમ કરવાથી ગુનાહ છુટી જશે અને ઈબાદત ઈબાદત જ રહી જશે.

## મનેચ્છા છોડવામાં ડર મદદગાર છે

હવે, આ વાત સમજી લો કે મનેચ્છા છોડવામાં ડરથી મદદ મળે છે આ વાત ઉઘાડી છે. કારણ કે જે કામ કરવાથી માણસ અટકે છે, જો તેને ગેહરાઈથી–ઊંડાણથી જોવામાં આવે તો ફકત તે માણસ ડરથી અટકે છે, ચાહે શારીરિક શિક્ષાનો ડર હોય કે લોકોમાં બદનામીનો ડર હોય–મતલબ કે જે વસ્તુનો પણ ડર હોય ; પરંતુ તે હશે તો ડર જ. માટે જો ઈમાનવાળાએ મનેચ્છાને છોડવી હોય તો એ વિચારીને કે તેનો અંજામ હંમેશા દોઝખનો અઝાબ જ હશે અને કબ્ર, હશ્ર, પુલસિરાતની કઠિન મંઝિલો તથા જહન્નમના ભયાનક અઝાબને આપણે હંમેશા વિચારતા રહેવું જોઈએ. અલ્લાહ તઆલા સૌને અમલની તવફીક આપે, આમીન !

પ્રકાશન નં. ૩૨૪

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# તકબ્બુરનો ઈલાજ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

# તકબ્બુરનો ઈલાજ

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"વ લહુલ કિબ્રિયાઉ ફીસ્સમાવાતિ વલ અર્‌દિ વ હુવલ્ અઝીઝુલ્ હકીમ** : અને ખાસ અલ્લાહ તઆલાના જ માટે મોટાઈ છે, સર્વ આકાશો અને ઝમીનમાં તથા તે ગાલિબ–છાયેલો અને હિકમતવાળો છે."

આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાની એક ખાસ સિફત–વિશેષ ગુણ વર્ણવ્યો છે, જે કોઈ બંદામાં હોઈ શકતો નથી. જો એને માનવી નજર સમક્ષ રાખે તો સર્વ ગુનાહોથી બચી જાય, કારણ કે અલ્લાહ પાકે મોટાઈને પોતાની સાથે ખાસ કરી દીધી છે. માટે બંદાઓમાં મોટાઈ હોઈ જ નથી શકતી તો જયારે એનો ખ્યાલ રાખવામાં આવશે કે આપણી અંદર કોઈ પણ પ્રકારની મોટાઈ નથી અને મોટાઈ ફકત અલ્લાહ તઆલામાં જ છે તો કોઈ જ ગુનોહ થઈ શકશે નહિ.

## સર્વ ગુનાહોની જડ અહંકાર છે

સર્વ ગુનાહોની જડ આ જ છે કે પોતાનામાં કોઈ જાતની મોટાઈ

માને. દુનિયામાં જે કોઈ પણ કાફિર થયો છે, તે પોતાના અભિમાનને કારણે જ થયો છે. નહિ તો સાચો દીન છૂપો નથી રહેતો. અબૂ તાલિબને ઈમાનથી કોણે રોકયા ? 'ફકત આળે.' એમ કહયું કે જો મરતી વેળા ઈમાન લાવીશ તો સમાજ કહેશે કે, "અબૂ તાલિબ દોઝખથી ડરી ગયો." ખાનદાનમાં મારી જે આબરૂ છે તે ન રહેશે અને સમાજની નજરોમાં બદનામ–અપમાનિત થઈ જઈશ. આમ અહંકારે કેડો ન મૂકયો, ત્યાં સુધી કે સર્વનાશ થઈ ગયો.

ખરેખર, બંદો જ્યારે પોતાનામાં મોટાઈ માનશે તો જે કાંઈ પણ દુર્ગુણ પેદા થશે તે કમ છે. આ બીમારી કોઈ એક વર્ગમાં નથી, બલકે એ એક સર્વવ્યાપી બીમારી છે, જે થોડી ઘણી તમામ લોકોમાં દેખાય છે. બીજા અવગુણોમાં તો મોટા ભાગે અભણ લોકો ફસાયેલા હોય છે.પઢેલા–ભણેલા લોકોમાં તે ઐબ ઓછા હોય છે, કારણ કે તે દુર્ગુણોના ખરાબ પરિણામોને તેઓ સારી પેઠે જાણતા હોય છે, પરંતુ ગર્વના રોગમાં જાણકાર તથા અભણ સૌ સપડાયેલા હોય છે, કોઈ ઓછા તો કોઈ વધારે.

અરબના મુશરિકો તો જાહિલ હતા. યહૂદીઓને જુઓ ! જે સઘળું જાણતા હતા તેઓ પણ અહંકારને કારણે જ ઈમાન ન લાવ્યા કે ઈમાન લાવીશું તો નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની પેરવી કરવી પડશે, જેનાથી અમારી આ કીર્તિ ન રહેશે. આથી જાહેર થઈ ગયું કે મૂર્તિપૂજકો તથા કાફિરો ફકત અહંકારને જ કારણે ઈમાન ન લાવ્યા. જો ઊંડાણથી વિચારશો તો એ પણ જણાય આવશે કે આ સિવાય બીજા પણ ઘણાં બધા ગુનાહ ગર્વના જ કારણે થાય છે. તેનું કારણ આ જ છે કે ગુનેહગાર પોતાના ખરાબ કૃત્યને ફકત આ શરમથી નથી છોડતો કે લોકો કહેશે કે, "અત્યાર સુધી કેમ મૂર્ખ બની રહયા ? હંમેશા શા માટે કરતા રહયા ? એ માણસે મૂર્ખાઈના મહેણાં–ટોણાંથી બચવા માટે ગુનાહ છોડવાનું પસંદ ન કર્યુ, એ જ ગર્વ છે કે પોતાને મહાન સમજ્યો.

આનો ઈલાજ આ છે કે અલ્લાહ તઆલાની મોટાઈને નજર સામે રાખો, જેથી પોતાના અંદર કોઈ પણ જાતની મોટાઈનો વિચાર સુદ્ધાં ન રહે અને જ્યારે બુઝુર્ગી તથા મહાનતા, અલ્લાહ પાક સાથે

ખાસ થઈ તો પોતાના નફસમાં તેને રાખવી અલ્લાહ તઆલા સાથે બરાબરી કરવું થયું અને અમુક ગુનાહોની તો મર્યાદા પણ છે કે જ્યાં સુધી તે હદે ન પહોંચે ગુનોહ નથી થતો. દા.ત. ખાવું, જ્યાં સુધી એટલું વધારે ન હોય કે બીમાર થઈ જવાનું નિમિત્ત–કારણ બની જાય, ત્યાં સુધી ગુનોહ નથી અથવા ભૂખું રહેવું, જ્યાં સુધી મૃત્યુનો ભય ન હોય ત્યાં સુધી ગુનોહ નથી; પરંતુ અભિમાન તે ગુનોહ છે કે જેની મર્યાદા નથી. હદીસ શરીફમાં છે કે, "જેના દિલમાં કણ જેટલો પણ તકબ્બુર હશે તે જન્નતમાં નહિ જઈ શકે". (એટલે કે સઝા ભોગવ્યા વિના)

આથી સમજી લો કે તકબ્બુર સર્વ ગુનાહોથી વધુ સંગીન છે અને હોવો પણ જોઈએ, કારણ કે સર્વથી મોટો ગુનોહ કુફ્ર છે અને અભિમાન તેની પણ જનેતા છે. તો મુસલમાનને જોઈએ કે હંમેશા ચીવટ રાખે અને ટટોલતો રહે કે તેના દિલમાં તકબ્બુરે તો અડ્ડો જમાવ્યો કે પગ પેસારો કર્યો નથી ને ?

## તકબ્બુર, દીનદાર અને દુનિયાદાર સૌમાં દેખાય છે

આપણને વિચારવાની ટેવ જ નથી, નહિ તો જણાય આવત કે આપણામાં ન દીનદાર ગર્વથી ખાલી છે, ન દુનિયાદાર. જેમ કે દીનદાર લોકો નમાઝ પઢે છે અને દિલમાં પોતાને દુનિયાદારોથી સારા સમજે છે. તેમને જેટલો ફાયદો નમાઝથી થાય છે એનાથી વધારે નુકસાન આ ગર્વથી થઈ જાય છે. આનો અર્થ કોઈ એમ ન સમજે કે નમાઝ પઢવાથી જ્યારે આ નુકસાન થાય છે તો બેહતર છે કે નમાઝ જ છોડી દે. મૂળ હકીકત આ છે કે નમાઝમાં એ ખરાબી ત્યારે જન્મે છે, જ્યારે દિલમાં અલ્લાહ તઆલાની અઝમત ન હોય અને તેનો એહસાસ ન હોય. જો અલ્લાહ પાકની મહાનતાનો ખ્યાલ રાખવામાં આવે તો બીજી બાજુ ધ્યાન જઈ જ નથી શકતું, બલકે અલ્લાહ તઆલાની મોટાઈ તથા બુઝુર્ગીની સામે પોતાની નમાઝથી આદમી ઈતરાવાના બદલે, ઉલ્ટો ઔર શરમિંદા થાય છે. ફરી એ નમાઝથી બીજાને હકીર–હલ્કો સમજવાનો સવાલ જ ક્યાં ઉપસ્થિત થઈ શકે છે ?

આ વર્ણનથી સારી રીતે સમજાય શકે છે કે નમાઝ કે બીજા નેક

અમલોથી જો દિલમાં ગર્વ પેદા થાય તો તેને છોડી દેવાને બદલે અલ્લાહ પાકની અઝમતનો ખ્યાલ કરવાથી ઈન્શા અલ્લાહ ગર્વની બુરાઈથી સહેલાઈથી બચી શકશે. સાર એ કે આપણા દીનદારો પણ ગર્વમાં ફસાયેલા છે અને દુનિયાદારો પણ. અલબત્ત, ગર્વ દરેકનો અલગ અલગ છે.

દુનિયાદારોનો ગર્વ ચાલ–ઢાલમાં, પહેરવેશમાં, શાદી–વિવાહ વગેરેમાં હોય છે. અહંકારને લઈ શકિતથી વધારે કિંમતી પોશાક પહેરે છે. ગર્વના જ કારણે શાદીઓમાં હૈસિયતથી વધારે ખર્ચ કરે છે. (ઘરના ફર્નીચર અને સર–સામાનમાં પણ એ જ હાલ હોય છે.)

ગર્વમાં સર્વ ગુનાહોથી વધીને એક ખરાબી આ છે કે મુસલમાન ભલે તે ગમે તે દરજાનો હોય, પરંતુ તેના દિલમાં આ વાત જરૂર છે કે કોઈ કારણે ગુનાહ કરી તો નાંખે છે, પરંતુ કર્યા પછી તેના દિલમાં ચોટ જરૂર લાગે છે અને પશેમાન થાય છે, પરંતુ ગર્વ–અહંકાર એવો ખતરનાક ગુનોહ છે કે એવો કાતિલ ગુનોહ આખી ઝિંદગી દિલમાં રહે છે છતાં પણ દિલ પર એનો કોઈ રંજ–ગમ નથી થતો. (ફરી એનાથી તૌબા પણ શું કામ કરવાનો ?)

## શાદીના બધા રિવાજો ગર્વના કારણે થાય છે

શાદી–વિવાહના સઘળા રિવાજો દેખાડા તથા શોહરત–નામના માટે જ કરવામાં આવે છે. ફરી કોઈના દિલને રંજ તો શું થાત ? તેમનાથી ઓર ખૂશ થાય છે. ખાસ કરીને–વિશેષતઃ જ્યારે રિવાજોથી ખ્યાતિ પણ થઈ જાય, જ્યારે કોઈના ત્યાં ખૂબ ધૂમ–ધામથી શાદી થાય અને તેમાં કોઈ પ્રકારની અવ્યવસ્થા પણ ન થાય તો લોકો કહે છે કે, "પોતાની હેસિયતથી વધારે ખર્ચ કર્યો અને ભારે હિંમત કરી, પાંચ રૂા. (સસ્તા સમયની વાત છે) ની અવકાતમાં ખાવું કેટલું સારું બનાવ્યું. બરાત–જાન કેવી ફકકડ લાવ્યો." આ વાતને જો કુફ્ર પણ ન કહીએ તો કુફ્રના નજીક તો જરૂર છે. શરીઅતનો મસ્અલો કિતાબોમાં મવજૂદ છે કે, "ગુનાહને હલ્કો સમજવો કુફ્ર છે." એને સૌ જાણે છે. ફરી ગર્વ–અભિમાન તો સઘળા ગુનાહોની જનેતા છે, તેનાથી ખૂશ થવું શું કુફ્રના નજીક પણ ન થશે ? હવે આપે સમજી લીધું કે આ

નામનાથી ખૂશ થવું કયા પ્રકારનો ગુનોહ છે ?

## રિવાજોની મનાઈ પર ઓરતોનો વાંધો અને તેનો જવાબ

રિવાજો વિશે ઓરતોએ આ દલીલ શીખી લીધી છે કે, આજકાલ નવા મોલ્વી નીકળી આવ્યા છે. જો આ રિવાજો ખરાબ હતા તો પહેલાં કોઈ મોલ્વીએ કેમ ન રોકયા ? જવાબમાં ખૂબ સમજી લ્યો ! નસીહત–શિખામણ ભલે ગમે તેટલી નાની હોય, દિલમાં ત્યારે જ ઉતરે છે જ્યારે તેના તરફ લક્ષ હોય આ કહેવું તો ખોટું છે કે કોઈ મોલ્વીએ નથી રોકયા. આલિમોએ તો હંમેશા રોકયા, કારણ કે તેમની જ કિતાબોમાં મનાઈ મવજુદ છે. હા ! તમે તેમની રોક–ટોકને સાંભળી નથી, કારણ કે લક્ષ જ ન હતું. હવે આજે આ વાત પોતાના દિલથી ઘડી કાઢી કે રોકયા નથી !

## દહેજ, વલીમો, અકીકો વગેરેની ખરાબીઓ

અમુક રસ્મો વિશે લોકો કહી દે છે કે એમાં શું વાંધો છે ? જેવી રીતે કે જહેઝ–દહેજ દેવું આજના રિવાજ મુજબ વલીમો, અકીકો કરવો. હું પૂછું છું કે નમાઝ પઢવી કેવું કામ છે ? દરેક મુસલમાન જાણે છે કે ફર્ઝ છે. હવે જો કોઈ તેને થોડીક પણ કાયદા વિરુદ્ધ પઢે, દા.ત. કિબ્લાની તરફ પીઠ કરીને પઢે, તો એ નમાઝ જાયઝ છે કે નાજાયઝ ? જો એવી નમાઝથી રોકવામાં આવે તો શું એ નમાઝથી રોકેલું કહેવાશે ? હરગિઝ નહી, બલકે એ તો કિબ્લાની તરફ પીઠ કરવાથી રોકયા છે, નમાઝ પઢવાથી નથી રોકયા. એ જ હાલ રિવાજોનો છે. જહેઝ દેવાથી રોકવામાં નથી આવ્યા, બલકે દેખાડા અને ફુઝૂલખર્ચીથી રોકવામાં આવે છે. જહેઝ, જો મુહબ્બતના કારણે દેવામાં આવે તો સમાજને દેખાવડવાની શું જરૂરત છે ? હાલત આ છે કે એક–એક વસ્તુ દેખાડીને ગણાવવામાં આવે છે. જો એનું જ નામ મુહબ્બત છે તો જણાય છે કે આપને પોતાની બેટીથી શાદીના જ દિવસે મુહબ્બત થઈ, એથી પહેલા ન હતી, કારણ કે પહેલાં તો જે કાંઈ ખવડાવ્યું પહેરાવ્યું, કદી બીજાઓને

બોલાવી નથી દેખાડયું કે દીકરી માટે હલ્વો પકાવ્યો છે અથવા ઉમદા કપડું સીવડાવ્યું છે, બલકે કોશિશ રહે છે કે કોઈને જાણ ન થાય, જેથી નઝર ન લાગે. આ આજે નવી મુહબ્બત કેવી પેદા થઈ ? જો પહેલાં મુહબ્બત હતી તો આ મુહબ્બત નથી અને જો આ મુહબ્બત છે તો એથી પેહલાં મુહબ્બત ન હતી !

ભાઈ, બહેનો ! સ્હેજ બુદ્ધિથી કામ લો ! શું જહેઝ દેવાની આ રીત નથી થઈ શકતી કે કપડાં, વાસણ જે કાંઈ સરસામાન દેવો હોય પેટીમાં પેક કરીને મોકલી દેવામાં આવે અને પેક કરીને મોકલવામાં પણ એ જરૂરી નથી કે લડકીની સાથે જાય, કારણ કે તે પણ બધાની સામે ખોલવામાં આવશે, જેમાં તે જ દેખાડાની ખરાબી રહેશે, બલકે જ્યારે લડકી પિયરમાં આવે તેને આપી દો ! ફરી તે જ્યારે પસંદ કરે લઈ જાય. એકી વખતે અથવા થોડો થોડો કરીને, પરંતુ એને કોઈ પસંદ નથી કરતું. આથી સ્પષ્ટ સમજી શકાય છે કે તેમને નામના અને દેખાડો જ કરવો છે. એટલા માટે અમુક વસ્તુઓ તો જરૂરતના બદલે દેખાડાનાં કામની જ આપે છે.

## રિવાજો પરકૌમથી લેવામાં આવ્યાં છે

રિવાજોની પાબંદી ફકત એટલાજ કારણે કરવામાં આવે છે કે તે પ્રથમથી થતા આવ્યા છે, પરંતુ વિચાર્યુ હોત કે હંમેશા કયારથી થાય છે ? હિંદુસ્તાનમાં પહેલાં મુસલમાન જ ન હતા. જ્યારે મુસ્લિમો આ દેશમાં આવ્યા અને ભાઈબંધ કોમની સાથે રહ્યા, તો એ સઘળી રસ્મો તેમની મુસલમાનોમાં પણ આવી ગઈ. જો એ રસ્મો ખૂદ મુસ્લિમોની જ હોત, તો તેમની કિતાબોમાં પણ હોત. બુધ્ધિ સ્પષ્ટ કહે છે કે તે હિંદૂઓની રસ્મો છે. તેમની સાથેના મેળ–મેળાપથી મુસ્લિમોએ પણ શિખી લીધી.

## હઝરત બીબી ફાતિમા (રદિ.) ની મંગની, નિકાહ અને રુખ્સતી

જો રિવાજોમાં ભલાઈ હોત તો બન્ને જહાંનના બાદશાહ હઝરત

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના સાહબઝાદીના નિકાહમાં જરૂર થાત. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના ત્યાં કોઈ જાતની કમી હતી ? અલ્લાહ તઆલા જે ચાહત તે આપી દેત. સાહબઝાદી હઝરત ફાતિમા (રદિ.) ની મંગની આ રીતે થઈ કે હઝરત અલી (રદિ.) એ પોતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની સેવામાં જઈ દરખાસ્ત મૂકી કે, "ફાતિમાના નિકાહ મારી સાથે કરી દો !" આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ વહી–ઈલાહી સંદેશથી માલૂમ કરીને મંઝૂર ફરમાવ્યું, અને આ મંગની થઈ ગઈ.

હવે નિકાહ તથા બારાત–જાનનું સાંભળો ! હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ હઝરત અબૂ બક્ર (રદિ.) અને થોડાક સહાબા (રદિ.) ને તેડાવ્યા અને નિકાહ પઢાવી દીધા, એ હાલમાં કે (દુલ્હા) હઝરત અલી (રદિ.) ત્યાં હાજર પણ ન હતા. નિકાહ થયા પછી તેમને જાણ થઈ ત્યારે તેમણે કબૂલ કર્યુ. આ બારાત–જાન હતી કે (દુલ્હા પણ નિકાહમાં ન હતા.) ફરી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ પોતાની બાંદી ઉમ્મે અયૂમન (રદિ.) ને ફરમાવ્યું કે, "ફાતિમા (રદિ.) ને અલી (રદિ.) ના ઘરે પહોંચાડી આવો !" બીબી ફાતિમા (રદિ.) મોં લપેટી, હાથ પકડીને પોતાના ઘરે પહોંચી ગયાં. આ થઈ સરદારે દો જહાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની સાહબઝાદીની રુખ્સતી.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ જહેઝ દીધું ; પરંતુ ન એટલું કે ઘર લુટાવી દીધું, ન કોઈને દેખાડયું જહેઝ આપવાની મનાઈ નથી કરવામાં આવતી, હા ! જે રીતે આજે પ્રચલિત છે, તે મના છે કે એક એક વસ્તુને દેખાડવામાં આવે છે. કપડામાં ઝરીકામ કરવામાં આવે છે કે જો કોઈ ન પણ જુએ તો તેની ચમક જોઈને નઝર ઉઠી જ જાય ! બીબીઓ ! એ તો જાઈઝ નથી થઈ શકતું !

## ગીબત–નીંદા તથા હસદ–ઈર્ષાનું કારણ તકબ્બુર છે

ગીબત અને હસદ પણ તકબ્બુરને જ કારણે થાય છે. ગીબત કોઈ

ત્યારે જ કરે છે જ્યારે પોતાને બીજા કરતાં સારો સમજે છે. નહિ તો જેની ગીબત કરે છે જો તેને પોતાનાથી સારો સમજત તો કદી તેની ગીબત ન કરત. કોઈ બીમાર પર, તે જ માણસ હસે છે, જે તંદુરસ્ત હોય. જો પોતાને તેનાથી વધારે બીમાર જુએ તો કદી ન હસે. આ પોતાને સારા સમજવું જ ગુરૂર—અભિમાન છે, જેના કારણે ગીબતમાં સપડાયો. એ જ રીતે બીજાની નેઅ્મત જોઈને જે માણસ બળે છે (જેને હસદ—અદેખાઈ કહે છે.) તેની જડ આ જ ગુરૂર—ઘમંડ છે, કારણ કે પોતાને નેઅ્મતવાળાથી વધારે લાયક સમજે છે અને તેથી એ નેઅ્મત, એશો—આરામ મને મળત. મારા હોવા છતાં તેને કેમ મળ્યો ? આવો વિચાર નફસની મોટાઈ છે.

સાર એ કે મોટા ભાગના ગુનાહોને ટટોલશો તો તેની જડ ગુરૂર—મોટાઈને જ જોશો ! તો સર્વ ગુનાહોને ત્યજી દે, જેથી તેમના મૂળ જ દિલથી ઉખડી જાય, કારણ કે મોટાઈને અલ્લાહ તઆલાએ પોતાની સાથે ખાસ રાખી છે તો જે માનવી, મોટાઈ ને નથી છોડતો તે નથી જાણતો કે મોટાઈ કોનો હક—અધિકાર છે ? અને હું કોને આપી રહયો છું ? હક તો અલ્લાહ તઆલાનો છે અને તે આપી રહયો છે નફસને, તો તેનાથી વધીને જાહિલ—અજાણ કોણ હશે ? એ માનવી ગુનાહોથી કદી છુટી નથી શકતો, કારણ કે ગુનાહોની જડ તેના દીલમાં મવજૂદ છે. જો એકથી છુટશે તો બીજામાં સપડાશે.

## ઓરતોને મસાઈલ શીખવાની તાકીદ

ઓરતોએ સવિશેષ યાદ રાખવું જોઈએ કે જયાં તેમના ચૂલા—હાંડલીનો એક સમય છે તેવો જ કિતાબ પઢવા કે સાંભળવાનો પણ એક સમય હોવો જોઈએ, પરંતુ દુ:ખ સાથે કહેવું પડે છે કે ઓરતોને એનો મુદ્દલ ખ્યાલ નથી. પુરુષો તો કદી કોઈ મસ્અલો પૂછી પણ લે છે ; પરંતુ ઓરતોને ન કદી રૂબરૂ મસ્અલો પૂછતાં જોઈ, ન કદી કાગળ—પત્રથી માલૂમ કરતાં જોઈ. જ્યારે કે ઓરતોના અમુક મસ્અલાઓનું સમજવું એટલું અઘરું છે કે તેનો જવાબ આપવો પણ દરેકનું કામ નથી. જેવી રીતે કે પાકી—નાપાકીના મસ્અલાઓ કે તેમાં એવી એવી સૂરતો પેશ આવે છે કે

કોઈ મોટા આલિમોને પૂછયા વિના સમજમાં જ નથી આવી શકતી. એવા અઘરા મસાઈલ પણ ઓરતો કદી પૂછતી નથી અમૂક ઓરતો તો શર્મના કારણે નથી પૂછતી અને અમુક જે થોડી–ઘણી પઢેલી છે તે કિતાબોમાં જોઈને જે ઉલ્ટું–સીધું સમજમાં આવે તે કરી લે છે. હાલાંકે બીમારીના ઈલાજમાં એવું નથી કરતી કે બલાથી જીવ જતો રહે, પરંતુ શર્મ ન જાય. (એ જ રીતે પોતાની સમજ મુજબ ગમે તે ઉલ્ટો–સીધો ઈલાજ નથી કરવા લાગતી.)

બીબીઓ ! આજકાલ કોઈ મસ્અલાને પૂછવું તો કાંઈ મુશ્કેલ પણ નથી. બે પૈસાના પત્રમાં (આજકાલ પાંચ રૂા. ના) જ્યાંથી દિલ ચાહે, જવાબ મંગાવી લો ! જો પોતે ન લખી શકો તો ખાવિંદ મારફત લખાવીને પૂછાવી લો ! પરંતુ વાત આ છે કે આ બધું ત્યારે થાય જ્યારે દીનની ફિકર હોય. માટે ગફલત–લાપરવાહીને છોડો અને દીનને દુનિયાથી પણ વધારે જરૂરી સમજો ! (કારણ કે) દુનિયા ખત્મ થઈ જશે અને આખિરત કદીએ ખત્મ નહી થાય.

## ઘરવાળાઓની ઈસ્લાહ જરૂરી છે

ઘરમાં જ્યારે મસાઈલનો તઝકિરો થશે તો બાળકોના કાનોમાં પણ પડશે અને આખી ઝિંદગી તેમને યાદ રહેશે અને જે કોઈ તમારા તાબામાં છે તેમની પણ સુધારણા થશે ; બલકે આખું ઘર સુધરી જશે. હદીસ શરીફમાં છે, ''પ્રત્યેક મોટાને પોતાના નાનાની હિફાઝત–સાચવણી રાખવી જરૂરી છે અને તેનાથી કિયામતમાં પૂછવામાં આવશે કે તમે સાચવણી રાખી હતી કે કેમ ? (તેમને ખરાબ વાતોથી રોકયા હતા કે નહી ?)

અફસોસ ! દીનની વાતો કામોનો મોટેરાઓ એટલો પણ ખ્યાલ તથા ચિંતા નથી રાખતા, જેટલી ખાવામાં નમક–મીઠાની, જે નમાઝ તથા દીનના મુકાબલામાં કશી જ હકીકત–તથ્ય નથી રાખતું. માટે દીનનો પોતે પણ ખ્યાલ રાખો તથા જેમના પર તમારો કાબૂ હોય–અધિકાર હોય તેમને પણ દીનદાર બનાવો ! જો કોઈ તમારી કોશિશ–પ્રયાસથી દીનદાર બનશે તો તમને પણ તેમના બરાબર અજ્ર–સવાબ મળશે.

## જે લોકો શિખામણ કબૂલ નથી કરતા, તેમને ચેતવણી

જે લોકો મોટાઈથી બચતા જ નથી અને સમજાવવા છતાં તેમના પર કંઈ અસર નથી થતી. તેમને અલ્લાહ તઆલા ખબરદાર કરે છે કે હું ગાલિબ–ઝબરદસ્ત પણ છું. જો તમે કહેલું ન માનશો તો મારા કાબૂથી બહાર નથી. જેવી ચાહીશ. તેવી સઝા આપીશ. જો સઝા મળવામાં કાંઈક મોડું થઈ જાય તો સઝાથી નિડર ન થઈ જતા, કારણ કે સઝામાં ઢીલ એટલા માટે થાય છે કે હું હિકમતવાળો છું. કોઈ મસ્લિહતના કારણે ઢીલ આપું છું. અમુક લોકો રિશ્વત લે છે અને કહે છે કે અમને તો એનાથી કાંઈ પણ નુકશાન નથી થતું. ભાઈઓ ! આ ધોકામાં ન રહો, ખુદાપાકના ગજબને ન ભૂલો. સઝા મળશે અને ફરી મળશે અને જો દુનિયામાં કોઈ મસ્લિહતથી ટળી ગઈ તો આખિરતમાં તો સઝાથી બચી જ નથી શકતા. ત્યાંની સઝાથી તો દુનિયાની સઝા ભોગવી લેવી સારી છે. ત્યાંની સઝા ભોગવવાની તાકત કોનામાં છે ?

## આખિરતની તકલીફોનો ખ્યાલ રાખવો જોઈએ

આખિરતની તકલીફોને હંમેશા વિચારતાં રહેવું જોઈએ અને તેમનાથી બચવાની તદબીરો–યુકિતઓ કરતાં રહેવું જોઈએ. કુરઆન શરીફમાં છે : "ખ્યાલ રાખે દરેક માણસ કે તેણે કિયામતના માટે શું સામાન તૈયાર કર્યો ?" તથા હુઝુર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવે છે કે, "લઝઝતોને મિટાવનારી વસ્તુ–મૌતને ખૂબ યાદ કર્યા કરો." મૌતને યાદ રાખવું આ છે કે જ્યારે પણ કોઈ કામ કરો તો સોચી–વિચારી લો કે મરવા પછી તેના પર સઝા ભોગવવી તો નહી પડે ને ? જો તે કામ સઝાના લાયક હોય તો બિલકુલ હરગીઝ ન કરો અને એવા અમલો–કામોથી હર–હંમેશ તૌબા કરતા રહો !

હવે દુઆ કરો કે ખુદા તઆલા આપણ સૌને આ વાતો પર અમલ કરવાની નેક તૌફીક અર્પે, આમીન.

પ્રકાશન નં. ૩૫૪

(હઝરત મવલાના અશરફઅલી
થાનવી (રહ.)ની બોધપ્રદ અને
હિકમતપૂર્ણ વઅઝ)

# ઈસ્લાહનો
# સરળ રસ્તો



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ઈસ્લાહ–સુધારણાનો સરળ રસ્તો

હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"યા અય્યુહલ્લઝી–ન આમનુત્તકુલ્લા–હ વ કૂલૂ કવ્લન્ સદીદા, યુસ્લિહ્ લકુમ્ અઅ્માલકુમ્ વયગ્ફિર લકુમ્ ઝુનૂબકુમ્ વ મંય્યુતિઈલ્લા–હ વ રસૂલહૂ ફકદ્ ફા–ઝ ફવ્ઝન્ અઝીમા :** "હે ઈમાનવાળાઓ! અલ્લાહથી ડરો અને ઠીક વાત કહો (તો) ઠીક કરી દેશે (અલ્લાહ તઆલા) તમારા અમલોને અને બખ્શી દેશે તમારા ગુનાહોને અને જે માણસ તાબેદારી કરશે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ની, તો તે મહાન સફળતા મેળવશે."

## માનવી જે કામ કરે છે, આરામ મેળવવા યા તકલીફ દૂર કરવા કરે છે

(૧) આ આયતમાં અલ્લાહ તઆલાએ એક ઘણી કામની વાત બતાવી છે, જેમાં ઘણો નફો છે. વિગત તેની આ છે કે માનવી જે કામ પણ કરે છે તે યા તો રાહત મેળવવા માટે કરે છે અથવા તકલીફ દૂર કરવા. દા.ત. ખાવું ખાય છે લઝઝત અને મઝા માટે. દવા પીએ છે

બીમારીથી સારા થવા માટે. નોકરી કરે છે રૂપિયા કમાવા માટે. મકાન બનાવે છે શરદી, ગરમીથી બચવા માટે. આ સર્વ કામોનો હેતુ રાહત મેળવવી અથવા તકલીફ દૂર કરવી છે. અલબત્ત, એમાં લોકોનો મત અલગ અલગ છે કે કયા કામથી રાહત–ચેન મળે છે અને કયા કામથી તકલીફ દૂર થઈ શકે છે ?

અમુક લોકો કોશિશ કરે છે કે થાણેદાર અથવા મામલતદાર અથવા કલેકટર બની જાય. આ ખ્યાલ કરીને કે એથી અમારી ખૂબ ઈઝઝત થશે અને અમે મોટા માણસ બની જઈશું. જ્યારે અમુક લોકો કોશિશ કરે છે કે અમને એ ઓહદા ન મળે. કારણ કે એમાં ગરીબો પર ઝુલ્મ કરવો પડશે. હવે જુઓ ! અમુક લોકો પર તો દબાણ કરવામાં આવે છે કે આ હોદ્દો કબૂલ કરી લો ! છતાં એ જ ડરથી નથી કબૂલ કરતા. એક તો તે લોકો છે, જેમણે સલ્તનત પ્રાપ્ત કરવા માટે હઝારો માનવોનું ખૂન રેડયું અને એક તે લોકો હતા, જે બાદશાહતથી ભાગતા હતા. (બલકે મળેલી બાદશાહત ઠુકરાવી અને કુરબાન કરી દીધી.) કારણ આ (વિરોધાભાસ) નું એ જ છે કે કોઈ તેમાં ફાયદો જુએ છે અને કોઈ નુકસાન. જેને ફાયદો દેખાયો તેણે પ્રાપ્ત કરવાની કોશિશ કરી અને જેણે નુકસાન જોયું, તેણે બચવાના પ્રયાસ કર્યા.

## કયો નફો પ્રાપ્ત કરવા માટે વધુ લાયક છે

તો હવે ફેંસલો કરવો જરૂરી થયો કે કયો નફો હાસિલ કરવા લાયક છે અને કઈ તકલીફ બચવાનાં લાયક છે ? તો વિચારવાથી આ સમજમાં આવે છે કે પ્રાપ્ત કરવા લાયક તે નફો અને આરામ છે, જેમાં બે ખૂબીઓ હોય. એક તો આ કે તે નફો અને આરામ વધુ દિવસો સુધી બાકી રહે. બીજી ખૂબી આ કે તે નફાની સાથે કોઈ નુકસાન પણ ન હોય. હવે જુઓ કે, એક વસ્તુનો નફો ચાર વર્ષ સુધી બાકી રહે અને બીજી વસ્તુનો આઠ વર્ષ સુધી, તો દરેક સમજદાર બીજી વસ્તુને જ પસંદ કરશે અને તેને જ અપનાવશે. દા.ત. બે મકાન હોય, એક મોટું આલીશાન તથા રૂપાળું હોય અને બીજું નાનું તથા કદરૂપુ હોય અને

કોઈને કહેવામાં આવે કે બેમાંથી જે ચાહો તે પસંદ કરી લો! અલબત્ત, જો મોટું પસંદ કર્યુ તો ચાર–પાંચ દિવસ પછી ખાલી કરવું પડશે અને જો નાનું પસંદ કર્યુ તો તે કદી ખાલી નહીં કરવું પડે.

હવે દેખીતું છે કે પ્રત્યેક સમજદાર માણસ નાના જ મકાનને પસંદ કરશે. તો જણાઈ આવ્યું કે જે વસ્તુનો ફાયદો લાંબા સમય સુધી રહેશે, તેટલી વધારે કદ્રપાત્ર હશે. એવી જ રીતે તે આલીશાન મકાન, જે દેખાવમાં રૂપાળું, સુશોભિત છે ; પરંતુ તેમાં કોઈક પ્રકારની તકલીફ પણ હોય, દા.ત. તે મકાનનો પાડોશી સારો ન હોય અથવા કોઈ બીજો ખતરો હોય અને નાના મકાનમાં કોઈ એવી તકલીફ ન હોય તો સ્વાભાવિક છે કે તે નાનું મકાન જ પસંદ થશે તો જણાયું કે તે નફો વધારે કદ્રપાત્ર છે, જેની સાથે કોઈ તકલીફ ન હોય.

એ જ રીતે તકલીફોમાં પણ તે તકલીફને દૂર કરવાનો વધુ ખ્યાલ રહે છે, જે મુદ્દત સુધી કાયમ રહે. જુઓ ! જો મુસાફરીના મકાનમાં, જેમાં માણસ બે–ચાર દિવસ થોભવાનો હોય–કોઈ તકલીફ પણ હોય તો તેને દૂર કરવાની વધારે ફિકર નથી કરતો. કારણ કે તે જાણે છે કે એમાં કેટલા દિવસ રહેવાનું છે. બે–ચાર દિ'માં તો ચાલ્યો જઈશ અને એક હોય છે પોતાના વતનનું મકાન. તેમાં જો કોઈ જાતની તકલીફ હોય તો તેને દૂર કરવાની વધારે ચિંતા રહે છે. કારણ કે ત્યાં સદા રહેવાનું છે (જીવે ત્યાં સુધી)

## કઈ તકલીફ દૂર કરવાના વધારે લાયક છે

ઉપરની વાતોથી જણાયું કે જે તકલીફ વધારે સમય રહે તેને દૂર કરવાની વધારે ફિકર હોય છે. એ જ રીતે જે નરી તકલીફ જ તકલીફ હોય અને તેમાં કોઈ લાભ ન હોય તો તેને દૂર કરવાનો પણ વધારે ખ્યાલ હોય છે અને જો કોઈ તકલીફમાં કંઈક ફાયદો પણ હોય, દા.ત. જો કોઈને કહેવામાં આવે કે તમે ચાર દિવસ તડકામાં મુસાફરી કરી લ્યો તો તમને આખી ઝિંદગી આરામ મળશે તો દેખીતું છે કે દરેક સમજદાર ચાર દિ'ની તકલીફ ખૂશીથી ઉઠાવશે. કારણ કે જ્યાં થોડી

તકલીફ છે, ત્યાં આ નફો પણ છે કે આખી ઝિંદગી ચેન–સુકૂનથી ગુજરશે. બસ હવે જુઓ કે દુનિયાના જેટલા પણ નફા અને આરામ–રાહત છે, કોઈ પણ સદા રહેવાવાળા નથી. જ્યારે આખિરતના એશ–આરામ હંમેશા બાકી રહેશે.

## દુનિયાની કોઈ રાહત તકલીફથી ખાલી નથી

બીજી વાત આ પણ સમજી લો કે દુનિયાની રાહત ભલે ગમે તેટલી મોટી કેમ ન હોય, પરંતુ તકલીફથી ખાલી નથી. દા.ત. ખાવા–ખોરાકને જ લઈ લો કે પ્રથમ તો કેટલી તકલીફ પછી તૈયાર થાય છે, તેના માટે ખેતીના સાધનો તથા સામાન ભેગો કરવો પડે છે. પછી વાવણી કરવી પડે છે, પાણી આપવું પડે છે, રખેવાળી કરવી પડે છે, પછી કાપણી થાય છે, મસળાય છે, ઉપણાંય છે, ત્યાર પછી પીસાય છે, પકાવાય છે. આટલી તકલીફો પછી તો ખાવું મયસ્સર થાય છે. ફરી ઘણી વાર એવું બને છે કે આ તરફ ખાવા બેઠા, બીજી બાજુ કોઈ વાત એવી પેશ આવી ગઈ કે બધી મઝા જ બગડી ગઈ. રોટીનો ટુકડો ગળામાં ફસાય ગયો, કોઈ સગા–સ્નેહીના મરવાની ખબર આવી વગેરે. જેનાથી બધી મહેનત તથા તૈયાર ખાવું સ્વાદ વિનાનું થઈ ગયું. જો ખાધું તો પણ હજમ ન થઈ શક્યું, કબજિયાત અથવા ઝાડા થઈ ગયા.

દુનિયામાં બાદશાહો અને ધનવાનોથી વધારે એશ–આરામ કોઈની પાસે નથી પરંતુ સૌથી વધુ ચિંતાઓ પણ તેમને જ હોય છે. કોઈક વાર પરેશાનીઓને લઈ રાત્રે તેમને ઊંઘ પણ નથી આવતી. ફરી અવલાદની રાહતને વિચારો તો તે પણ પરેશાનીથી ખાલી નથી કે મોટી–મોટી તમન્નાઓ પછી તો અવલાદ મળે છે. જાત જાતની તકલીફો વેઠીને પરવરિશ કરે છે. છતાં બહુધા અવલાદ મરજી મુજબ નથી હોતી. માં–બાપને તેમનાથી સેંકડો પ્રકારની તકલીફો પહોંચે છે.

સાર એ કે દુનિયાની જે રાહતને પણ જુઓ, તકલીફથી મુકત

નથી. જે આરામ પણ જુઓ, તેની સાથે કોઈ ન કોઈ તકલીફ જરૂર લાગેલી હોય છે. આથી ઉલટું આખિરતનાં જેટલા પણ આરામ છે સૌના સૌ પરેશાનીથી સંપૂર્ણ મુકત છે, કોઈ તકલીફની તેમાં સહેજ પણ મિલાવત નથી. એટલા માટે ફરમાવ્યું છે કે, "જે જે રાહતોને તમારું મન ચાહશે, જન્નતમાં તે બધી જ મૌજુદ હશે." વળી ફરમાવ્યું છે કે, "(જન્નતવાળાઓને) ન કોઈ પ્રકારની તકલીફ પહોંચશે અને ન કદી કોઈ થાક લાગશે !" ખુલાસો આ કે આ વાત સારી પેઠે જણાય ગઈ કે દુનિયાની રાહતો ન તો સદા રહેનારી છે અને ન જ તકલીફથી મુકત છે. જ્યારે આખિરતની રાહતો સદા રહેનારી તથા તકલીફોથી સંપૂર્ણ મુકત છે.

## દુનિયાની સર્વ તકલીફો ખત્મ થનાર છે

હવે દુનિયાની તકલીફોને પણ જોઈ લો કે જે પણ તકલીફ છે તે એક દિવસ ખત્મ થનાર છે, ભલે ગમે તેટલી મોટી તકલીફ કેમ ન હોય ? દા.ત. બીમારીને લ્યો કે ઘણીવાર તો દુનિયામાં જ સારી થઈ જાય છે, નહીં તો મરીને તો સર્વ મુસીબતો ખત્મ થઈ જ જાય છે. એ જ રીતે જો કોઈને ગરીબી અથવા બીજો કોઈ રંજ–ગમ હોય છે તો તે સૌ પણ એક ન એક દિવસે ખતમ જ થઈ જાય છે. તો જણાયું કે દુનિયાની તકલીફો બાકી રહેનાર નથી. બીજી વાત આ કે દુનિયાની જે પણ તકલીફ હોય છે, ફાયદાથી પણ ખાલી નથી, એટલું જ નહીં, જો ગેહરાઈથી જોવામાં આવે તો તેમાં સેંકડો પ્રકારનાં ફાયદા હોય છે, દુનિયાના પણ અને દીનના પણ !

## દુનિયાની તકલીફોમાં કંઈ ન કંઈ ફાયદો પણ છે

દા.ત. એક માણસ બીમાર રહે છે તો દુનિયાનો આ ફાયદો છે કે જો તંદુરસ્ત રહેત તો ખુદા જાણે શું શું ફસાદ ફેલાવત અને તેના કારણે

તે બદનામ થાત, જેલમાં જાત અને દેખીતું છે કે દરેક સમજદારને તેની આબરૂ જાનથી વધારે વહાલી હોય છે. હવે રહયો દીનનો નફો તો ખુબ ઉઘાડી વાત છે કે બીમારી તથા તકલીફોથી ગુનાહ માફ થાય છે. સાર આ કે દુનિયાની તકલીફ ફના થનારી પણ છે અને ફાયદાથી પણ ખાલી નથી. બરખિલાફ આખિરતની તકલીફોના કે તે સદા બાકી પણ રહેનારી છે, કોઈ રીતે ખત્મ ન થશે અને તેમાં દરેક રીતે તકલીફ જ તકલીફ છે. કોઈ પણ પ્રકારનો તેમાં લાભ નથી. તો હવે તમે પોતે જ નિર્ણય કરી શકો છો કે કયો આરામ પ્રાપ્ત કરવાના લાયક છે ?

## પ્રાપ્ત કરવાના લાયક આખિરતનો આરામ છે

દેખીતી વાત છે કે દરેક મુસલમાન (જે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ.) ને સાચા જાણે છે.) આ પ્રશ્નનો એ જ ઉત્તર આપશે કે "આખિરતનો આરામ પ્રાપ્ત કરવાના લાયક છે." કારણ કે જણાય ચૂકયું છે કે આખિરતનો આરામ તો સદા રહેનાર છે અને તેની સાથે કોઈ જાતની તકલીફ પણ નથી. જ્યારે દુનિયાનો આરામ ફના–ખત્મ થનાર છે તથા તેની સાથે તકલીફો પણ મૌજૂદ છે. એ જ રીતે આખિરતની તકલીફ હંમેશા રહેનાર છે અને હરેક પ્રકારે તકલીફ જ તકલીફ છે, તેમાં કોઈ લાભ નથી અને દુનિયાની તકલીફ ખત્મ થઈ જનાર છે તથા તેની સાથે કંઈ ન કંઈ લાભ પણ છે તો પ્રત્યેક સમજદાર ફૈસલો કરી શકે છે કે આખિરતની તકલીફની સામે દુનિયાની તકલીફ કોઈ પણ હકીકત નથી રાખતી કે તેને દૂર કરવાનો ખ્યાલ કરવામાં આવે અને આખિરતની તકલીફનો ખ્યાલ ન કરવામાં આવે અને સમજી શકે છે કે વધારે બચવાના લાયક આખિરતની જ તકલીફ છે.

## કઈ રીતે આખિરતના આરામ મળી શકે છે અને તેની તકલીફોથી બચી શકાય છે ?

જયારે જાણી ચૂકયા કે પ્રાપ્ત કરવાના વધારે લાયક આખિરતના આરામ છે અને બચવાના વધારે લાયક આખિરતની તકલીફો છે તો

હવે સમજવું જોઈએ કે આખિરતના આરામ કઈ રીતે પ્રાપ્ત થાય છે અને આખિરતની તકલીફોથી કઈ રીતે બચી શકાય છે ? તો જાણી લો કે આખિરતનો નફો જન્નત છે અને તે અમલ કરવાથી મળી શકે છે અને આખિરતની તકલીફ દોઝખ છે. તેનાથી બચવાની રીત આ છે કે ગુનાહોથી બચવામાં આવે, જે ગુનાહો થઈ ચૂકયા છે તેનાથી તોબા કરવામાં આવે ; પરંતુ અફસોસ કે આજે નેક કામ કરવા લોકો પર ખૂબ જ ભારે થઈ ગયા છે. નેક અમલોમાં જે સૌથી વધારે જરૂરી છે, જેવા કે નમાઝ, રોઝા, હજ, ઝકાત. જોવામાં આવે છે કે તેમાં પણ લોકો અતિશય આળસ કરે છે. એટલું જ નહી, (અમુક લોકો તો) તેમને મુસીબત સમજે છે. અહીં સુધી કે અખબારમાં છાપી દેવામાં આવ્યું કે "નમાઝ પ્રગતિથી રોકે છે. કારણ કે બિન મુસ્લિમો એ જાણીને કે ઈસ્લામ લાવવાથી પાંચ વખતની નમાઝ પઢવી પઢશે, ઈસ્લામથી અટકી જાય છે. માટે નમાઝને ઈસ્લામથી ખારિજ–બહાર કરી દેવી જોઈએ, એમ થશે તો ઈસ્લામની ઘણી પ્રગતિ થશે." ખુદા પાકની પનાહ ! એ મૂર્ખાઓથી કોઈ પૂછે કે જે ઈસ્લામમાં નમાઝ નથી, તે કયા પ્રકારનો ઈસ્લામ થયો ?

આ બેહૂદા સલાહથી જણાયું કે એ બેવકૂફો પર નમાજ ખૂબ જ ભારે છે. દેવબંદના મદ્રસહમાં એક માણસ પઢવા આવ્યો. તે નમાઝનો પાબંદ ન હતો ; પરંતુ ત્યાંના મદ્રસહમાં નમાઝની ઘણી પાબંદી થાય છે. તે આ પાબંદી જોઈને ગભરાયો, કારણ કે જ્યારે સઘળા તલબા નમાઝ પઢવા જતા તો તેને પણ પકડીને લઈ જતા. એક વાર પરેશાન થઈને તે ભાઈ કહેવા લાગ્યો કે હુઝૂર (સલ.) જ્યારે મેઅ્રાજમાં ગયા તો ત્યાં પચાસ (૫૦) નમાઝો ફર્ઝ થઈ હતી, કમી થતાં પાંચ રહી હતી ; પરંતુ દેવબંદમાં જણાય છે કે પચાસની પચાસ જ હજુ બાકી છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "બેશક ! નમાઝ ઘણી જ ભારે છે, પરંતુ તે લોકો પર (ભારે નથી) જેઓ નમ્રતા સાથે નમાઝ પઢે છે." એ જ કારણે હું તો નમાઝી માણસને વલી માનું છું. એ અલ્લાહ તઆલાનો ફઝલ પણ છે કે તેનાથી નમાઝ પાબંદીના સાથે અદા થઈ જાય છે. એ જ રીતે રોઝાને પણ ઘણાં લોકો મુશ્કેલ માને છે. કાનપૂરમાં એક ભાઈ હતા, તેમણે આખી ઉમર રોઝો જ રાખેલ નહી. મેં તેમને કહયું તો તેઓ કહેવા લાગ્યા કે હું રોઝા રાખી જ નથી

શકતો, મારામાં તેની બરદાશ્ત જ નથી. મેં કહયું કે "ઈમ્તિહાન માટે એક તો રાખી જુઓ !" જ્યારે રાખ્યો તો રોઝો પૂરો થઈ ગયો ત્યારે ખબર પડી કે કેટલો ખોટો ખ્યાલ હતો કે રોઝા રાખી જ નથી શકતો.

## ઝકાત પણ લોકોને ઘણી ભારે લાગે

એ જ પ્રમાણે ઝકાત કાઢતાં પણ અમુક લોકોનો જીવ નીકળી જાય છે. ચાલીસ હજારમાંથી જ્યારે એક હજાર રૂપિયા (ઝકાતમાં) નીકળી જાય છે તો તેમને ભારે લાગે છે. હાલાં કે ચાલીસમો ભાગ ઘણો જ ઓછો કહેવાય. આગલી ઉમ્મતો પર માલનો ચોથો ભાગ (કાઢવો) ફર્ઝ હતો. આ અલ્લાહ તઆલાની મહેરબાની છે કે આપણા ઉપર ચાલીસમો ભાગ જ ફર્ઝ કરવામાં આવ્યો, છતાં તે પણ લોકોને મુશ્કેલ લાગે છે.

સાર એ કે જેટલા શરીઅતના હુકમો છે તે બધામાં લોકોને દુશ્વારી લાગે છે. જે કરવાના કામ છે તેમાં દુશ્વારી લાગે તો વધારે નવાઈ નહી, પરંતુ જે કામોથી રોકવામાં આવે છે તેમાં પણ મુશ્કેલી લાગે છે. જ્યારે કે કરવાથી, ન કરવું સરળ હોય છે. દરેક કામના કરવામાં તો કંઈક મુશ્કેલી પણ હોય છે, પરંતુ છોડવામાં શું મુશ્કેલી છે ? બલકે તેમાં તો (ઓર) સરળતા હોવી જોઈએ.

## ગીબતથી નથી બચતા, જ્યારે કે તેમાં કોઈ મજા નથી

જુઓ ! એક બુરી ટેવ ગીબત–નિંદાની છે કે જેમાં નુકસાન સિવાય કોઈ જ ફાયદો નથી. ગુનાહોમાં તો કરવાવાળાને કંઈક લઝઝત પણ આવે છે અને નિંદામાં તો કોઈ લઝઝત પણ નથી આવતી, પરંતુ તે છતાં પણ અમુક લોકોથી એ ટેવ નથી છૂટતી. મતલબ કે શરીઅતના જેટલા પણ હુકમ છે તે બધા જ લોકોને મુશ્કેલ લાગે છે. એટલા માટે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓની એ તકલીફ તથા ઉલ્ઝન દૂર કરવા માટેની રીત ઘણા

સંક્ષિપ્ત–ટુંકા શબ્દોમાં વર્ણવી છે. જેનાથી સારા–નેક કામ કરવા તથા ખરાબ કામ છોડવા આસાન–સરળ થઈ જાય.

## દિલમાં ખુદા તઆલાનો ડર જમાવી લ્યો, ફરી સઘળા કામ સરળતાથી થઈ જશે

જેમ કે ફરમાવે છે કે, "અલ્લાહ તઆલાથી ડરો અને વાત ઠીક (સાચી) કહો ! (આ બન્નેવ વાતો પર જો પૂરી રીતે અમલ કરી લીધો તો એનો નતીજો આ આવશે કે) તમારા બધા કાર્યો ઠીક કરી આપીશું અને તમારા ગુનાહો બખ્શી દઈશું. "સાર એ કે સરળતાની રીત આ છે કે દિલમાં ખુદા તઆલાનો ડર જમાવી લ્યો, કારણ કે એથી દિલ ઠીક થઈ જશે અને ઝુબાનથી બે–મોકા–કસમયની વાત ન કહો કે એથી અમાનત, દિયાનત, પ્રમાણિકતા અને સચ્ચાઈ પેદા થશે તથા દીન–દુનિયાની બધી રાહતો પ્રાપ્ત થશે. દુશ્મની અને ફસાદ–ખરાબી પેદા ન થશે. જ્યારે દિલ તથા ઝુબાન બંન્નેવ ઠીક કરી લેશો તો બાકીનું કામ ખુદા તઆલા પોતે જ કરી આપશે. ફરી તમને કોઈ પ્રકારની મુશ્કેલી પેશ ન આવશે.

હવે વિચારવું જોઈએ કે આ બન્નેવ વસ્તુઓને અમલોના ઠીક કરવામાં અને ગુનાહોથી અટકી જવામાં દખલ છે અથવા નથી ? વિચારવાથી જણાય છે કે આ દુનિયાના બધા કારોબાર દિલનાં જ વિચારો પર ચાલી રહયા છે. આ પહાડસમ ઈમારતો, આ હર્યા–ભર્યા બાગ–બગીચા, આ પ્રકાર–પ્રકારના સર–સામાન બધાનું એન્જિન આ દિલનો જ વિચાર છે. એટલા માટે તો હદીસ શરીફમાં આવ્યું છે કે, "માનવીના શરીરમાં ગોશ્તની એક બોટી છે. જ્યારે તે ઠીક હોય છે તો સંપૂર્ણ શરીર ઠીક હોય છે અને જ્યારે તે બગડે છે તો સંપૂર્ણ શરીર બગડે છે અને તે દિલ છે."

જ્યારે આ વાત જાણી લીધી કે દિલના દુરુસ્ત થવાથી તમામ અમલો દુરુસ્ત થઈ જાય છે તો દિલનું ઠીક થવું ખૂબ જરૂરી થયું. તો

હવે મનન કરવું જોઈએ કે દિલની દુરુસ્તી શી રીતે થાય ? પરંતુ અમે જોઈએ છીએ કે દિલથી ઘણાં કામ સંકલિત છે. હવે જો હક તઆલા સઘળા કામોનો એકદમ હુકમ આપત અથવા ફકત એટલું જ ફરમાવી દેત કે પોતાના દિલને ઠીક કરી લ્યો અને તેને ઠીક કરવાની રીત ન બતાવત તો એ સૂરતમાં પણ નફ્સને દુશ્વારી પેશ આવત કે દિલને શી રીતે ઠીક કરે ? પરંતુ અલ્લાહ તઆલાની કેટલી રહમત છે કે દિલને ઠીક કરવાનો હુકમ આપીને તેની દુરુસ્તગીની તરકીબ–રીત પણ બતાવી દીધી અને ઘણી જ સરળ. તે આ કે અમારો ડર દિલમાં જમાવી લ્યો ! બાકીનું અમે ઠીક કરી આપીશું. તેનું રહસ્ય એ છે કે હાકિમનો ડર જો દિલમાં બેસી જાય તો વિરુદ્ધાઈની હિંમત નથી થતી. એ જ પ્રમાણે ખુદાપાકનો ડર દિલમાં વસી જતા ગુનાહ પણ ન થશે અને આ'માલ પણ ઠીક થઈ જશે, પાછલા ગુનાહોથી તોબા અને ભવિષ્યમાં ગુનોહ ન કરવાનો ઈરાદો પણ થઈ જશે. આમ દિલ દુરુસ્ત થવાથી તકવો–પરહેઝગારી પ્રાપ્ત થશે.

હવે એ પછી સમજવું જોઈએ કે ખૌફથી રોકવાવાળી વસ્તુઓ કઈ છે ? કારણ કે જ્યાં સુધી તેમનાથી બચવામાં ન આવશે ત્યાં સુધી ખૌફ દિલમાં પેદા નહિ થઈ શકે. તે બે બાબતો છે. એક તો ઈમાનનું ન હોવું. આ વિષયમાં બયાનની તો કોઈ આવશ્યકતા નથી, કારણ કે આ મજલિસમાં (વાચકોમાં) સૌ લોકો ઈમાનવાળા જ છે.

## શયતાને માણસોને આળસુ બનાવી દીધા છે

બીજી બાબત આ કે શયતાને લોકોને સામાન્ય રીતે આળસુ બનાવી દીધા છે. બધાને આ પાઠ ભણાવી દીધો છે કે, "મિયાં જે કાંઈ કરવું હોય તે કરી લ્યો, પાછલી ઝિંદગીમાં તૌબા કરી લઈશું. અલ્લાહ તઆલા ગફૂરો–રહીમ છે, સઘળા ગુનાહ બખ્શી દેશે." તો સાંભળી લ્યો કે હક તઆલા વિના શંકાએ ગફૂર તથા રહીમ છે, પરંતુ તે લોકો માટે, જે પહેલા ગુનાહ કરી ચૂકયા છે અને હવે પસ્તાય છે તથા તેમને આ ફિકર લાગી છે કે ભવિષ્યના માટે તો આ તદબીર થઈ ગઈ કે ગુનાહ

ન કરીશું, પરંતુ પાછલા ગુનાહોનું શું થશે ? તો તેના માટે ફરમાવે છે કે (પાછલા ગુનાહોને) અલ્લાહ તઆલા બખ્શનાર છે. તો બખ્શવાનો વાયદો તો પાછલા ગુનાહો માટે છે. ભવિષ્યમાં ગુનાહ કરવાની પરવાનગી તો કયારેય નથી દીધી. આજકાલ લોકોને આ પણ વહેમ થઈ ગયો છે કે આ ભરોસા પર કે ખુદા તઆલા બખ્શનાર છે, ભવિષ્યના માટે પણ ગુનાહ કરવાનું નથી છોડતા. આ સંપૂર્ણ ભૂલ છે.

## તૌબાની મિસાલ મરહમ–મલમ જેવી છે

યાદ રાખો ! તૌબાની મિસાલ–દાખલો મલમ જેવો છે તથા ગુનાહની મિસાલ આગ સરખી છે. મરહમ તો એટલા માટે હોય છે કે જો કદી ભૂલથી બળી જાય તો મલમ લગાવી દેવામાં આવે. એટલા માટે નથી કે મલમ જોઈને અગ્નિમાં ઘુસી જાય. જેની પાસે નમકે સુલેમાની કે ચૂરણ છે તેને શું યોગ્ય છે કે જાણી–બુઝીને ખૂબ ખાય. ચુરણ તો એટલા માટે છે કે જો કદી ભૂલથી વધારે ખવાય જાય તો ચુરણથી હઝમ થઈ જશે, પરંતુ જો એ ભરોસે ખૂબ જ ખાયા કરશે તો કોઈ વાર જાનથી હાથ ધોઈ બેસશે. એ જ પ્રમાણે જે માનવી તૌબાના વિશ્વાસે ગુનોહ કરતો રહેશે તો નવાઈ નથી કે એક દિવસ ઈમાન પણ ખોઈ બેસે. મતલબ કે તૌબાના ભરોસે ગુનાહ કરવા મહાન મૂર્ખાઈ–નાદાની છે.

## અમલ ઠીક કરવાની રીત ખૌફ છે

આ બધી વાતોથી જણાય આવ્યું કે અમલ ઠીક કરવાની રીત આ જ છે કે અલ્લાહ તઆલાનો ડર પૈદા કરી લ્યો. બસ તેનાથી જ સઘળા અમલ ઠીક થઈ જશે. જો કે ઝુબાનની દુરુસ્તી પણ તેમાં આવી ગઈ હતી, તે છતાં તેની દુરુસ્તીનો જુદો હુકમ આપ્યો. તેનું કારણ એ છે કે ઝુબાનના સિવાય માનવીના જેટલા પણ અવયવો છે તે સઘળા કામ કરતા કરતા થાકી જાય છે. વધારે ચાલવાથી પગ દુઃખી જાય છે. વધારે કામ કરવાથી હાથ થાકી જાય છે, વધારે જોવાથી આંખો દુઃખી જાય છે, પરંતુ ઝુબાન બોલવાથી નથી થાકતી. વર્ષો સુધી બક બક કરે

તો પણ બિલકુલ નહિ થાકે. હા ! એ જુદી વાત છે કે વધારે બોલવાથી દિલમાં બે–રોનકી પેદા થઈને બોલવાથી નફરત–ધૃણા થઈ જાય, પરંતુ તે કદી થાકશે નહિ.

## ઝુબાનના ગુનાહ બધા અવયવોના ગુનાહોથી વધારે છે

જ્યારે તેની હાલત છે કે બોલવાથી થાકતી જ નથી તો તેના ગુનાહ પણ બીજા અવયવોના ગુનાહોથી વધારે હશે. એ જ કારણથી ઝુબાનને ઠીક રાખવાનો વિશેષ હુકમ તથા ખાસ તાકીદ કરી. બીજું કારણ આ પણ છે કે જ્યારે દિલના ઠીક થઈ જવાથી બધા અમલ સારા થઈ જાય છે, એ જ રીતે ઝુબાનના ઠીક થવાથી ઝાહિરના બધા અવયવ હાથ–પગ વગેરે ઠીક થઈ જાય છે, જે માણસ ચૂપ થઈને બેસી જાય, તેના હાથથી બીજા પર ન ઝુલ્મ થશે, ન ઝિયાદતી, ન તેની કોઈથી લડાઈ થશે, ન ટંટો–ફસાદ. કારણ કે ઝુબાન ચલાવવાથી જ હાથ–પગ સુધી નોબત પહોંચે છે.

હદીસ શરીફમાં છે કે, "જ્યારે માનવી સવાર કરે છે તો તેના સઘળા અવયવો હાથ–પગ વગેરે ઝુબાનને કસમ આપે છે અને કહે છે કે હે ઝુબાન ! અમારા વિષયમાં અલ્લાહથી ડર, કારણ કે અમે તારી સાથે છીએ. જો તું સીધી રહીશ તો અમે પણ સીધા રહીશું, અને જો તુ વાંકી થઈશ તો અમે સૌ પણ વાંકા થઈ જઈશું." સાર એ કે આપણા ઝિમ્મે બે કામ થયા, એક ખુદાપાકનો ડર, બીજું ઝુબાનની દુરુસ્તી બસ એનાથી સઘળા અમલ ઠીક થઈ જશે તથા ગુનાહોથી બચી જઈશું.

## ડર પેદા કરવાની ઘણી અજીબ રીત

હવે હું આપને દિલમાં ડર જમાવવાની રીત પણ બતાવું છું અને તે એક નુસખો અને મારી સઘળી વઅઝ–બયાનનો ખુલાસો–સાર છે, તે પણ હું મારા તરફથી નથી કહેતો, બલકે અલ્લાહ તઆલાએ જ

બતાવ્યો છે, તે આ કે, "માનવીએ સોચી લેવું જોઈએ કે આવતી કાલના માટે શું તૈયાર કર્યુ છે." તે રીત આ છે કે આખિરતની ફિકર રાખો કે એક સમય નિયત–નક્કી કરી લ્યો. દા.ત. સૂતી વખતે દરરોજ–એક પણ દિવસ છૂટી ન જાય એ રીતે બેસીને ધ્યાન કરો કે કિયામત શું વસ્તુ છે ? અને મર્યા પછી આપણને શું પેશ આવવાનું છે ? મરવાથી લઈ જન્નતમાં પહોંચતા સુધી શું હાલ પેશ આવવાના ? અને મનન કર્યા કરો કે એક દિવસ તે આવશે કે મારી આ ફાની દુનિયાથી કૂચ થશે.

સઘળો સર–સામાન, ધન–દૌલત, વાડી–બંગલા, નોકર–ચાકર, દીકરા–દીકરીઓ, માં–બાપ, ભાઈ–બહેન, પત્ની, દોસ્ત–દુશ્મન બધું અહીં જ રહી જશે અને હું એકલો, બેયારો–મદદગાર બધાને છોડીને કબરના ખાડામાં સૂઈ જઈશ. ત્યાં બે ફરિશ્તા આવશે. જો મારા અમલ સારા હશે તો સારી શકલમાં. નહિ તો (ખુદાની પનાહ) બિહામણી સૂરતમાં અને હેબતનાક અવાઝમાં આવીને સવાલ–પ્રશ્ન કરશે. હે નફ્સ ! ત્યારે તારો કોઈ મદદગાર ન હશે. ફકત તારા અમલો જ તને કામ આવશે. જો સવાલોના જવાબ ઠીક ઠીક આપ્યા તો સુબ્હાનલ્લાહ ! ફરી શું પૂછવું ? જન્નત બાજુની બારી ખૂલી જશે અને જો (ખુદા પાક ન કરે) ઠીક જવાબ ન આપ્યા તો કબર આગથી ભરાઈ જશે. તે પછી તો કિયામતમાં કબ્રથી ઉઠાડવામાં આવશે અને આ'માલનામું હાથમાં દેવામાં આવશે. જેમાં તારા ભલા, બુરા અમલ લખેલા હશે. આખી ઝિંદગીનો હિસાબ આપવો પડશે. પુલસિરાત પર ચાલવું પડશે.

તો હે નફ્સ ! તું કયા ધોકામાં છે ? આ સઘળી વાતો પર તારું ઈમાન છે, યકીન સાથે જાણે છે કે ઉપરોકત વાતો થઈને જ રહેશે. ફરી શા માટે લાપરવાહી કરે છે ? બેખબર બની જાય છે ? અને કયા કારણે ગુનાહોની હિંમત કરે છે ? શું દુનિયામાં સદા રહેનાર છે ? હે નફ્સ ! તું જ તારી ભલાઈની ચિંતા કર ! જો તું પોતાની ફિકર નહિ કરે તો બતાવ, તારાથી વધીને તારું ભલું ચાહનાર કોણ છે ? એ જ પ્રમાણે દરરોજ મનન કરે કે મર્યા પછી શું શું વિતશે ? હું દા'વા સહિત કહું છું

કે ખુદા પાકે ચાહયું તો બે–ચાર દિવસમાં જ જોશો કે ખુદાનો ખૌફ પેદા થઈ ગયો અને તે પેદા થતાં જ તમને પાછલા ગુનાહોથી તૌબા કરવાની ફિકર પેદા થશે અને ભવિષ્યના માટે નેક કામ સરળ થઈ જશે, ઈન્શાઅલ્લાહુ તઆલા.

## ખુદા તઆલા તથા રસૂલ (સલ.) થી મુહબ્બતની રીત

એથી આગળ અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "જે માનવીએ અલ્લાહ તથા રસૂલ (સલ.) ની તાબેદારી કરી તે વિના શંકાએ મહાન સફળતાને વર્યો. "એટલે જે માણસ ખૂશીથી તાબેદારી કરશે તેને આ દોલત મળશે અને ખૂશીથી કહયું માનવું અલ્લાહ અને રસૂલ (સલ.) ની મુહબ્બત વિના અશકય છે. હવે અલ્લાહ તઆલાથી મુહબ્બત એ જ રીતે થઈ શકે છે કે તેમની નેઅમતો તથા મહેરબાનીઓને યાદ કરો, તેના માટે પણ એક સમય નિયત–નક્કી કરી લ્યો અને દરરોજ મનન કર્યા કરો કે આપણા પર અલ્લાહ તઆલાની કેટલી મહેરબાનીઓ છે ? બે–ચાર દિવસમાં જ તમને જણાય આવશે કે તેમાં ડુબેલા છો. માથાથી પગ સુધી કરમ જ કરમ દેખાશે. હવે હઝરત રસૂલુલ્લાહ (સલ.) એ આપણા માટે જે દુઃખો વેઠયાં તથા પોતાની ઉમ્મત પર જે સ્નેહ અને મહેરબાની વરસાવ્યાં તેનું ઘ્યાન ધરો ! જ્યારે મુહબ્બત થઈ જશે તો પૈરવી પણ સરળ થઈ જશે તો એક બાજુ ડર હશે અને બીજી બાજુ પ્રેમ. એ બન્નેવ મળીને તમારી દીન–દુનિયા બેઉને સુધારી આપશે. એ જ ભવ્ય સફળતા છે. અલ્લાહ પાક સૌને નેક અમલ કરવા આસાન ફરમાવે તેમજ બુરા અલમથી હંમેશા, બચાવે, આમીન, યા રબ્બલ આલમીન !



પ્રકાશન નં. ૩૭૩

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વચઅ)

# ગુનાહનાં નુકસાન




:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.





::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત—ઈન્ડિયા)

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# ગુનાહનાં નુકસાન

**નહમદુહુ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

હઝરત સરવરે કાયનાત રસૂલુલ્લાહ (સ.અ.વ.) રોઝાદાર વિશે ફરમાવે છે : (તરજુમો) 'જે માણસ ન છોડે જૂઠી વાત તથા તે પર અમલ કરવાને, તો અલ્લાહ તઆલાને કોઈ જરૂરત નથી તેના ખાવું-પીવું છોડવાની.' આ વિષયને બયાન કરવાનો ખ્યાલ ઘણા સમયથી હતો, પરંતુ અલ્લાહ તઆલાને એ મંજૂર હતું કે તે આમફહમ-સૌ સમજી શકે એવો ન હોવાથી એક એવા મજમૂન સાથે બયાન થાય, જે આમફહમ પણ છે અને દિલચસ્પ પણ.

## ગુનાહોથી ફરમાંબરદારીની બરકત ઓછી થઈ જાય છે

અને તે વિષય એ છે કે મેં એકવાર આ બયાન કર્યું હતું અને ઈજમાલી-મોઘમ રીતે એ દાવો કર્યો હતો કે એ માની લીધું કે ઈબાદતોનું દુરુસ્ત હોવું એ પર મોકૂફ-આધારિત નથી કે ગુનાહને સંપૂર્ણ છોડી દેવામાં આવે, પરંતુ નેકીની બરકત એનાથી જરૂર ઓછી થઈ જાય છે. સવાબ ઓછો મળે છે. જેવી રીતે કોઈ માણસ નમાઝ પણ પઢે અને ગીબત-નિંદા પણ કરતો હોય તો એમ ન કહીશું કે ગીબતના કારણથી નમાઝ સહીહ ન થઈ. જેમ કે અમુક લોકો સમજે છે કે જયારે ગુનાહ

ન છોડયા તો નેકીથી શું લાભ ?

ફરી એવા લોકો પોતાના નજીક ગુનાહ છોડવાને મુશ્કેલ સમજીને નેકીને જ છોડી દે છે. ગુનાહ છોડવાની કોશિશ નથી કરતા. જુઓ, આ કેટલું મોટું નુકસાન છે. એવા લોકોને નેકીની કદી તવફીક જ નથી થઈ શકતી; બલકે ઈમાન પણ છોડી દે તો કાંઈ નવાઈ નથી, કારણ કે ગુનાહ કરતાં કરતાં જો એ ખ્યાલ પેદા થઈ જાય કે હવે મુકિત તો થઈ જ નથી શકતી, ફરી ઈમાનની શી જરૂર ? તો એ શું દૂરની વાત છે ?

## ગુનાહ કરવાથી નેકીનો સવાબ ન જશે

એટલા માટે આ વિષયને બયાન કરવાની જરૂરત ઊભી થઈ કે જો ગુનાહ પણ કરે અને ઈબાદત પણ કરે તો ગુનાહની સજા અલગ મળશે તથા ઈબાદતનો બદલો જુદો. એવું ન થશે કે ગુનાહથી ઈબાદત સંપૂર્ણ નકામી થઈ જાય અને તેનો સવાબ ન મળે. માટે બંદગી છોડવાનું કોઈ કારણ નથી. તો આ વિષયને બયાન કરવાનું કારણ અમુક લોકોની તે માન્યતા છે, જેનો ઉલ્લેખ થયો. નહિ તો બાહય રીતે આ વિષયનું બયાન લોકોની બેફિકરી જોતાં યોગ્ય ન હતું.

કારણ કે જો એ'તેકાદ રહેત કે ગુનાહ કરવાથી ઈબાદત સહીહ ન થશે તો કદાચ તે–તેના લઈને ગુનાહને છોડવાની કોશિશ કરત અને તેનાથી બચી જાત, તવબા કરી લેત, જેથી ઈબાદત સહીહ થઈ જાય ; અને બયાન કરવામાં ખતરો છે બેફિકર થઈ જવાનો, કે જયારે ઈબાદત ગુનાહ છોડયા વિના પણ સહીહ થઈ જાય છે તો ફરી ગુનાહને છોડવાની શી જરૂરત છે ?

પરંતુ પ્રથમ સૂરતમાં નાઉમ્મીદીનો સંગીન ખતરો છે અને માયૂસીનું નુકસાન ઘણું મોટું છે, કારણ કે જો એ ખ્યાલ પેદા થઈ ગયો કે ગુનાહની હાલતમાં મારી સઘળી ઈબાદતો વ્યર્થ છે તો ગુનાહ તો કરતો રહેશે અને જરૂરી કામો-નમાઝ, રોઝા, વગેરે છોડી દેશે. તો જુઓ, એ કેટલું મોટુ નુકસાન છે ? અને બેફિકરી એટલો મોટો ખતરો

નથી, કારણ કે તેમાં વધુમાં વધુ એ થશે કે ગુનાહોને છોડવાની તવફીક ન થશે, પરંતુ દીનનાં જરૂરી કામો તો ઈન્શા અલ્લાહ કરતો જ રહેશે, જેનાથી ઈસ્લામની રોનક અને શાન છે.

જ્યારે માયૂસીની હાલતમાં નમાઝ, રોઝા, વગેરે પર અસર થાય છે કે તેમને છોડી બેસશે. આ તો માયૂસીની અમલ પર અસર છે કે ઈસ્લામની રોનક ચાલી જશે અને અકીદા પર એ અસર થશે કે ખુદાપાકની રહમત તથા બખ્શિશથી માયૂસ થઈ જશે, કારણ કે ગુનાહોનું પોટલું પ્રત્યેક સમયે આંખો સામે રહેશે અને નેકી કોઈ સામે ન હશે. માટે શયતાન માયૂસ કરી દેશે કે મુકિતની કોઈ સૂરત નથી અને એ જ માયૂસીની હાલતમાં જો ખાતિમો થઈ ગયો તો કુફ્ર પર ખાતિમો થશે અને એ માણસ પોતાના ગુનાહોથી તવબા પણ ન કરશે, કારણ કે મુકિતથી સંપૂર્ણ માયૂસ થઈ ચૂકયો છે, તો તલાફી–નુકસાનનાં ભરપાઈની કોઈ સૂરત ન હશે. અમુક લોકોને એ વાત પેશ પણ આવી છે.

'અલ્ જવાબુલ કાફી' નામી કિતાબમાં કિસ્સો લખ્યો છે કે, એક માણસને (મરતી વેળા) કહેવામાં આવ્યું કે કલિમો પઢી લે ! તેણે કહયું કે : 'એક કલિમાથી શું થશે ? મારા ગુનાહોનું પોટલું એટલું મોટું છે કે એક કલિમો તેને મારા જિમ્મેથી ઊતારી નથી શકતો'. તો જુઓ, આ માન્યતાનું એ નુકસાન કેટલું સંગીન છે કે કુફ્ર પર ખાતિમાની નોબત આવી જાય છે. એટલા માટે આ વિષયને બયાન કરવાની જરૂર પડી અને એનાથી તે વઅઝ કહેનારાઓની ભૂલ પણ જણાઈ હશે, જેમનામાં અતિશય સખતી છે અને તેથી જ સખ્ત વિષયો લોકોને સંભળાવે છે. રહમત–દયા અને મગ્ફિરત–બખ્શિશના વિષયો ખૂબ ઓછા બયાન કરે છે.

હું એમ નથી કહેતો કે સાંભળનારાઓને બિલકુલ તેમના હાલ પર છોડી દેવામાં આવે અને ડરાવવામાં જ ન આવે, પરંતુ સખતીની પણ એક હદ હોવી જોઈએ. હાલમાં લોકોના દિલ કમઝોર છે. વધારે

સખતીથી માયૂસ થઈ જાય છે. નેક કામોની હિંમત છૂટી જાય છે. ફરમાંબરદારીની તવફીક નથી થતી તો અતિ સખતી આજકાલ લાભદાયી નથી, બલકે તેમને જો ખુશ કરીને ઉભારવામાં આવે તો તેમનાથી નેક કામોની વધારે આશા છે. માયૂસ કરીને કોઈ કામ નથી લઈ શકાતું.

એટલા માટે જરૂરી છે કે લોકોના દિલોથી એ ખ્યાલ કાઢી નાખો કે, ગુનાહ કરવાથી નેકીનો સવાબ નથી મળતો, બલકે બરાબર મળે છે. અલબત્ત, બરકત કમ થઈ જાય છે આ વિષય અલગ બયાન કરવા લાયક હતો, પરંતુ અનાયાસે આજના બયાનની સાથે બયાન થયો. આજનો મજમૂન એ છે કે જે માણસ રોઝાની હાલતમાં જૂઠ તથા બુરા કામોને ન છોડે, તો ખુદા તઆલાને કોઈ જરૂરત નથી તેના ખાવું–પાણી છોડવાની. અર્થાત : જ્યારે ગુનાહની વાત તથા ગુનાહના કામ ન છોડે તો રોઝાથી શું લાભ થયો ?

તો મારા આજના વઅઝમાં ત્રણ મજમૂન બયાન થશે. એક એ કે ગુનાહ કરવાથી નેક કામોનો સવાબ બરબાદ નથી થતો. બીજો મજમૂન (જે અત્યારે અસલ મકસૂદ છે) એ કે ગુનાહ હોવા છતાં નેક કામો પર સવાબ તો અવશ્ય મળે છે, પરંતુ તેની બરકત ઘટી જાય છે. દા.ત. નમાઝ પઢવા સાથે ગીબત કરવાથી નમાઝ તો થશે, સવાબ પણ મળશે ; પરંતુ નમાઝની બરકત એટલે નૂરાનિયત જરૂર ઘટી જશે. જેમ કે ખોરાક તંદુરસ્ત તથા બીમાર બંનેને લાભ આપશે, પરંતુ તંદુરસ્તને વધારે, બીમારને કમ. ત્રીજો મજમૂન તે છે, જે હદીષ શરીફમાં સ્પષ્ટ રીતે મવજૂદ છે કે જે માણસ રોઝો રાખીને જૂઠ બોલવાનું ન છોડે તો તેને રોઝાથી શું લાભ ?

અજીબ વાત છે કે લોકો રોઝામાં ખાવા–પીવા તથા હમબિસ્તરી છોડવાને તો જરૂરી માને છે અને ગુનાહ છોડવાને જરૂરી નથી માનતા. જ્યારે કે એ ત્રણેવ કામ એવા છે, જે બીજા સમયોમાં હલાલ હતા, બલકે અમુક સમયે ફર્ઝ તથા અનિવાર્ય થઈ જાય છે અને ખુદ રમઝાન શરીફમાં પણ રાત્રે જાઈઝ છે. તો જ્યારે રોઝાના કારણે અમુક જાઈઝ

કામ પણ હરામ થઈ ગયા તો જે હંમેશા હરામ છે તો રોઝાની હાલતમાં તેમનું છોડવું કેમ જરૂરી ન થશે ?

## ગુનાહો છતાં નેક કામોનો સવાબ–બદલો મળશે

પ્રથમ વાત કે ગુનાહ છતાં નેક કામોનો સવાબ મળશે તેની દલીલ આ આયત છે : (તરજુમો) 'તો જે માણસ કણ જેટલી નેકી કરશે, તો તે તેને જોઈ લેશે અને જે માણસ કણ જેટલી બુરાઈ કરશે તો તેને (પણ) જોઈ લેશે.

આયતમાં બે વાતોનું વર્ણન છે એક કે જે માણસ કણ જેટલી નેકી કરશે તે તેને જોઈ લેશે. ભલે તે ગુનેહગાર હોય કે ફરમાંબરદાર. આથી સ્પષ્ટ રીતે જણાયું કે નેક કામનો સવાબ કોઈ હાલતમાં બરબાદ ન થશે, હા, નેકી બાકી રહેવાની શરત છે. મુર્તદ તથા બેદીન થઈ જવાથી નેકીઓ બરબાદ થઈ જાય છે.

બીજી વાત બુરાઈ કરનાર વિશે છે કે જે બુરાઈ કરશે તે તેને જોઈ લેશે. આ હુકમ પણ આમ છે, ભલે ગુનેહગાર હોય અથવા ફરમાંબરદાર. તેમાં ગર્વનો ઈલાજ છે. જેમ પ્રથમ વાતમાં માયૂસીનો ઈલાજ હતો કે ભલે કેટલોયે ગુનેહગાર હોય, પરંતુ મુસલમાન છે તો તેણે માયૂસ ન થવુ જોઈએ, બલકે સવાબની ઉમ્મીદ રાખવી જોઈએ. તો આ બીજી વાતમાં નાઝ–ગર્વનો ઈલાજ છે. મતલબ કે કોઈ મોટો વલી પણ ગુનાહ કરે તો તેને પણ ગુનોહ થશે. તે પોતાની તાઅત તથા બંદગી પર ગર્વ ન કરે.

## અમુક લોકોની આ માન્યતા છે કે અમે કાંઈ પણ કરીએ, અમને ગુનાહ નથી થતો

જો ખરેખર, આ તેમનો અકીદો હોય તો કુફ્ર છે. એ લોકો પોતાને દરિયાની જેમ સમજે છે કે તેમાં પેશાબના થોડાક ટીપાં પડી

જાય તો તે નાપાક નથી થતો, બલકે તે ટીપાં જ તેમાં ફના થઈ દરિયો પાકનો પાક રહે છે. તેમને કોઈ પૂછે કે આ તમારી મનઘડત મિસાલ છે અથવા કુરઆન–હદીષમાં એનો કોઈ પુરાવો છે ? કુરઆન શરીફમાં તો એથી ઊલટી વાત છે, જેમ કે ઉપરની આયતથી જણાયું.

એ જ રીતે ચોરી, ધાડ, ખૂન વગેરે સરકારી ગુનાહો કરી પકડાઓ ત્યારે એ જવાબ આપો ! જો સરકાર છોડી દે તો ખુદાપાકથી એ ઉમ્મીદ રાખો. કાંઈ નહિ, એ બધા નફસના બહાના તથા શરારતો છે. હુઝૂર (સ.અ.વ.) જેઓ માસૂમ હતા. જેમના આગલા–પાછલા સૌ ગુનાહ માફ હતા. છતાં આપ (સ.અ.વ.) ફરમાવે છે : (તરજુમો) 'હું તમારા બધાંથી વધારે અલ્લાહ તઆલાથી ડરું છું અને તમારા સૌથી વધારે અલ્લાહ તઆલાનો ઈલ્મ રાખુ છું.'

હુઝૂર (સ.અ.વ.) એ પ્રથમ પોતાના ખૌફ–ડર અને પછી ઈલ્મનું વર્ણન કર્યુ. એથી જણાયુ કે હુઝૂર (સ.અ.વ.) નો ખૌફ, ઈલ્મે મઅરિફતના કારણે હતો. હવે જે લોકોને ખુદા તઆલાનો ડર નથી, તેનું કારણ તેમને ખુદાઈ મઅરિફત–ઓળખ નથી. હુઝૂર (સ.અ.વ.) એ ન દરિયો હોવાનો દાવો કર્યો, ન કદી કોઈનો હક દબાવ્યો ત્યાં સુધી કે એકવાર આપ (સ.અ.વ.) એ મઝાકના તોર પર એક સહાબી (રદિ.) ની કૂખમાં આંગળી ખોસી હતી. તેમણે કહયું કે 'હું તો બદલો લઈશ.' આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે 'લઈ લો !' અને પોતાની કૂખ સામે ધરી દીધી. તેમણે કહયું કે 'યા રસૂલલ્લાહ (સ.અ.વ.) ! મારું શરીર તો ખુલ્લું હતું અને આપે તો કપડું પહેર્યુ છે.' આપ (સ.અ.વ.) એ તરત કુર્તો ઊંચકી દીધો. તે સહાબી (રદિ.) આપ (સ.અ.વ.) ના મુબારક પહેલૂથી ચિમટી ગયા અને બોસા–ચુંબન દેવા લાગ્યા અને કહયું કે 'મારો હેતુ તો આ હતો.'

એ જ રીતે સહાબા (રદિ.) પણ (બીજાના હકોના મામલામાં સદા કાંપતા રહેતા હતા. કદી એવું નથી બન્યું કે ઈત્તિફાકથી આકસ્મિક રીતે કોઈના ઉપર સખ્તી થઈ ગઈ હોય અને તેમણે બદલો ન આપ્યો

હોય. હઝરત અબૂ ઉબયદહ (રદિ.) મોટા દરજાના સહાબી છે. આપ શામ દેશમાં ઈસ્લામી ફોજના કમાન્ડર હતા. ત્યાં કોઈ ઠેકાણે કોઈ ઈસાઈ રાજાનું પૂતળું ઊભું હતું. ત્યારે ત્યાંના ઈસાઈઓથી મુસલમાનોની સુલેહ–સંધિ હતી. મુસ્લિમો તે જગ્યાએ નેઝાબાજી માટે જતા હતા. અમુકે જોશમાં તેની આંખ ફોડી નાખી. હઝરત અબૂ ઉબયદહ (રદિ.) ને જાણ થઈ તો આપે ઈસાઈઓથી કહેવડાવ્યું કે હું રાજી છું કે તે લોકો પૂતળાની આંખના બદલામાં મારી આંખ ફોડી નાખે !

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પોતાની ઝબાન ખેંચીને ફરમાવતા હતા : 'તેણે મને બલાઓમાં ફસાવ્યો.' હઝરત ઉમર (રદિ.) મહોલ્લાવાસીઓનું પાણી મશકથી ભરતા ફરી રહયા હતા, કારણ નફસનો ઈલાજ, જે વખાણથી ખૂશ થયો હતો. હઝરત જુનૈદ (રહ.) થી પુછવામાં આવ્યું કે, અમુક પોતાના માટે કહે છે : (અર્થ) 'અમે પહોંચી ગયા છીએ, માટે અમને નમાઝ–રોઝા, વગેરેની જરૂર નથી'. આપે જવાબ દીધો : 'પહોંચવાની વાતમાં તો સાચા છે, પરંતુ દોઝખની તરફ'. પછી ફરમાવ્યું : 'જો હજાર વર્ષની મારી ઉંમર થાય તો છેલ્લી ઉંમરમાં પણ એક પણ વઝીફો ન છોડું.

## ગુનાહ કરવાથી નેક અમલની બરકત બરબાદ થઈ જાય છે

ઉપરની આયતથી પ્રથમ દાવો સાબિત થઈ ગયો કે ગુનેહગારને પણ નેકીનો સવાબ મળશે. રહયો બીજો દાવો કે ભલે, ગુનાહથી નેક અમલ તો બરબાદ નથી થતો, પરંતુ તેની બરકત તથા નૂરાનિયત ચાલી જાય છે. તેની દલીલ તે હદીસ છે, જેનું બયાન થઈ રહયું છે. (બીજી પણ દલીલો છે,) કારણ કે જયારે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ રોઝાદાર વિશે ફરમાવ્યું કે જો તે ગુનાહ ન છોડે તો

ખુદા તઆલાને તેના ખાવું, પાણી છોડવાની કોઈ જરૂર નથી.'

હવે સૌ આલિમો એ પર સહમત છે કે ગુનાહથી રોઝો બાતિલ નથી થતો અને તેની કઝા જરૂરી નથી. તો જણાયું કે આ હદીસનો એ અર્થ નથી કે તેનો રોઝો ન થશે. કોઈ બીજો અર્થ છે, તે એ કે અલ્લાહ તઆલાનું એવા રોઝા તરફ વધારે લક્ષ નથી હોતું. એ જ સાર છે તેની બરકત તથા નૂરાનિયત કમ થવાનો. એ જ હાલ બીજા નેક કામોનો પણ છે.

એ વાત મુશાહદા–દર્શનથી પણ જણાય છે. જો નેક કામ કરીને ગુનાહોથી ન બચે તો નેકીથી જે નૂર દિલમાં પેદા થાય છે તે ગુનાહ સાથે કદાપિ પેદા નહિ થાય, ન તે રાહત તથા ખુશી મળશે જે નેકીથી પ્રાપ્ત થાય છે. જેમ ખૂબ લઝઝતદાર ખાવું પકાવ્યું અને તેમાં થોડી રાખ નાખી દીધી તો તે ખાવું તો ખરું પરંતુ બેમઝા, કર્કશ. એ જ રીતે ગુનાહ ચાલુ રાખીને નમાઝ પઢે તો તબિયત ફીકી ફીકી રહે છે. નમાઝમાં જે ચુસ્તી છે, તે નથી થતી. ભલે નમાઝ થઈ જતી હોય અને તેના પર સવાબની પણ આશા હોય.

પરંતુ દિલ સંપૂર્ણ કોરું હોય છે. જે સવાબ મળે છે, તે ગુનાહોના અંધકારમાં છૂપાઈ જાય છે. જેમ ફાનસને રોશન કરીને ઉપરથી કાળું કપડું લપેટી દો.

## ગુનાહનાં બે પ્રકાર અને પ્રત્યેકની નેકી પર અસર

અમુક ગુનાહ તો એવા છે કે તેમની સાથે નેકી ન સહીહ અને કબૂલ થાય છે, ન જ બાકી રહે છે. જેમ કે કુફ્ર કે તેની હાજરીમાં ન કોઈ નેક અમલ સહીહ થાય છે, ન બાકી રહે છે. એટલે માનો કે જો કોઈ કાફિર નમાઝ પઢે તો સહીહ નથી અને જો નમાઝ પઢયા પછી કાફિર થઈ જાય તો તે બાકી નથી રહેતી. એ જ હાલ રોઝા, હજ વગેરેનો છે.

અત્રે તે લોકોએ બોધ લેવો જોઈએ જેઓ કુફ્રના શબ્દોની પરવા નથી કરતા. આપે અમુકના મોઢેથી આ શબ્દો સાંભળ્યા હશે કે રોઝો તે રાખે જેને ખાવાનું ન મળે. આવું બોલનાર કાફિર થઈ ગયો. તેના નિકાહ તૂટી ગયા, તેની હજ જતી રહી, તેણે તવબા કરીને ફરી નિકાહ કરવો જોઈએ. આગલા તમામ નેક કામ ખત્મ થઈ ગયા, જ્યાં સુધી તે તવબા ન કરે. હવે પછી જો કોઈ નેક અમલ કરશે, તો તે પણ કબૂલ ન થશે.

કુફ્ર સિવાય એક બીજું કામ પણ એવું છે જે આયતથી સાબિત થયું છે કે તેની અસર પણ કુફ્રની જેમ જ છે. તેનાથી પણ સઘળા નેક અમલ અકારત થઈ જાય છે.

## હુઝૂર (સ.અ.વ.) ની શાનમાં ગુસ્તાખી કરવાથી પણ સઘળા અમલો વ્યર્થ થઈ જાય છે

તે અમલ હુઝૂર (સ.અ.વ.) ને ઈઝા પહોંચાડવી તથા આપની શાનમાં બેઅદબી કરવી, ભલે ઈચ્છાપૂર્વક ન હોય, પરંતુ બે પરવાઈથી તેનો ખ્યાલ ન રાખવામાં આવે. એથી આપ (સ.અ.વ.) નો મરતબો જણાશે કે અલ્લાહ તઆલાના નજીક આપ (સ.અ.વ.) નો કેટલો મહાન મરતબો છે. મુસલમાનો ! અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો કે તેણે હુઝૂર (સ.અ.વ.) ની ઉમ્મતમાં હોવાની ઈઝઝત અતા ફરમાવી.

તે આયતનો તરજુમો આ છે : 'હે ઈમાનવાળાઓ ! તમે પોતાની અવાઝોને પયગમ્બર (સ.અ.વ.) ની અવાઝથી ઊંચી ન કરો અને ન આપ (સ.અ.વ.) થી એવા ખુલીને બોલ્યા કરો, જેમ આપસમાં એકબીજાથી ખુલીને બોલો છો. કયાંક તમારા અમલો અકારત થઈ જાય અને તમને ખબર પણ ન હોય.' આ આયતથી હુઝૂર (સ.અ.વ.) ની ગુસ્તાખીથી અમલોની બરબાદીના સંગીન

ખતરા ઉપરાંત એ પણ જણાયું કે આપણી શરીઅતે સલીકો તથા વિવેક પણ શીખવ્યો છે.

## એ ખ્યાલ ખોટો છે કે આપણે તહઝીબ-સભ્યતામાં બીજી કૌમના મોહતાજ છે

અમુક લોકોનો ખ્યાલ છે કે મુસલમાનો સભ્યતામાં બીજી કૌમોના ઓશિયાળા છે અને પોતાની શરીઅતને તહઝીબથી ખાલી માને છે. તેમની સંપૂર્ણ એવી મિસાલ છે, જેમ એક કાણાં માટે મશહૂર છે કે તે દિલ્હી ગયો, ચાંદની ચોકની સહેલ કરવા નીકળ્યો. ઈત્તિફાકથી તેની ગરદન પણ અકડાઈ ગઈ હતી. એટલે જતી વેળા ફકત એક બાજુની દુકાનો જ દેખાઈ. જ્યારે પાછો ફર્યો તો બીજી બાજુની દુકાનો દેખાઈ. તે કહેવા લાગ્યો : દિલ્હીના લોકો પણ ભારે છે, હમણાં આ દુકાનો જમણી બાજુ હતી. પાછો ફર્યો એટલી વારમાં તેમને ઊંચકીને ડાબી બાજુ મૂકી દીધી.

એ લોકોએ પણ કાણાંની જેમ શરીઅતને ફકત એક જ બાજુથી જોઈ. જો સર્વગ્રાહી રીતે જોતા તો શરીઅતમાં ઉચ્ચ દરજ્જાની સભ્યતા છે કે દુનિયાની કોઈ કોમ પાસે એવી તહઝીબ નથી. જો કોઈને શંકા હોય તો થોડા સમય અમારી પાસે રહે અને પછી જુએ કે જે શરીઅતને ખૂંખાર માને છે, તે કેટલી ચિત્તાકર્ષક છે. જ્યારે આ હકીકતથી વાકિફ થશો તો તેના પર આશિક થઈ જશો. તેની પ્રત્યેક અદા પસંદ આવશે. આજે શરીઅતથી ભાગો છો, પછી તમે પોતે જ તેને ચિમટશો અને કહેશો કે :

**યેહી દિલકી હસરત યેહી આરઝૂ હૈ,**
**નિકલ જાએ દમ તેરે કદમો કે નીચે.**

## બુઝુર્ગોથી મુલાકાતનાં આદાબ

ઉપર હુઝૂર (સ.અ.વ.) ની આવાઝથી પોતાની અવાઝ ઊંચી ન કરવાના આદેશથી માલૂમ થયું કે મોટાઓની સામે બેબાક થઈને ન બોલવું જોઈએ. અલબત્ત, જે બોલો તે સાફ બોલો ! ગોળગોળ નહિ. બુઝુર્ગોને કશ્ફ થાય તો પણ તે તેમના ઈખ્તિયારમાં નથી. બુઝુર્ગોના તો શું ઈખ્તિયારમાં હોત, નબીઓના ઈખ્તિયારમાં પણ નથી.

જુઓ, હઝરત યાકૂબ (અલૈ.) ને મુદ્દત સુધી હઝરત યૂસુફ (અલૈ.) ની ખબર ન થઈ. મિસર તો તેઓ પછી ગયા. પ્રથમ તો તેઓ નજીકના કૂવામાં જ રહયા, છતાં હઝરત યાકૂબ (અલૈ.) ને જાણ ન થઈ. જ્યારે કે એ અજાણતાથી તેમને કેટલો સદમો થયો ? મશહૂર છે કે હઝરત યાકૂબ (અલૈ.) રડતા રડતા નાબીના–અંધ થઈ ગયા હતા. હવે જ્યારે જાણ થવાનો સમય આવ્યો તો માઈલો દૂરથી હઝરત યૂસુફ (અલૈ.) ના કુર્તાની સુગંધ આવવા લાગી.

તો જ્યારે કે કશ્ફ ઈખ્તિયારી વસ્તુ નથી તો એ શું જરૂરી છે કે બુઝુર્ગોને પ્રત્યેક સમયે કશ્ફ થયા જ કરે અને તેઓ તમારો હાલ આપ મેળે જ જાણી લે. માટે પોતાનો હાલ પોતે જ વર્ણવવો જોઈએ અને પીરથી કોઈ વાત છુપાવવી જોઈએ નહિ.

## પીરો–મુર્શિદથી પોતાના રોગ તથા એબો સ્પષ્ટ રીતે વર્ણવવા જોઈએ

અહીં સુધી બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે જો પોતાની અંદર એબ પણ હોય તો પીરથી સાફ કહી દે કે મારામાં આ એબ–દુર્ગુણ છે. હવે અમુક લોકો કિશોરોનાં પ્રેમમાં ફસાઈ જાય છે અને પોતાના એ રોગને છુપાવે છે, જેથી દિલ ઓર બગડે છે. જો કોઈ કહે કે ખરાબ કામોને જાહેર કરવું જાઈઝ નથી તો જાણવું જોઈએ કે એ હુકમ ત્યારે છે, જ્યારે તેમાં કોઈ મસ્લિહત ન હોય.

જેમ કે એક માણસ વિશે સાંભળ્યું છે કે જયારે હજમાં ગયો તો કાંકરી મારતી વેળા લાંબો જોડો લઈને તે ત્રણ પથ્થરોમાંથી એકને ખૂબ પીટી રહયો હતો અને શયતાનને કહી રહયો હતો કે કમબખ્ત ! તેં ફલાણા દિવસે મારી પાસે આ ગુનોહ કરાવ્યો હતો અને ફલાણી રાતે તેં મને ઝિનામાં ફસાવ્યો હતો અને ચોરી કરાવી હતી. તો આવા પ્રસંગે કોઈ જરૂરત તથા લાભ વિના જાહેર કરવું તો મૂર્ખતા છે.

હા, પીરથી કદાપિ ન સંતાડો ! તેમના પર જાહેર કરીને તે દુર્ગુણના ઉપાય પૂછો ! જેમ તબીબથી સતર–ગુપ્ત સ્થળના ગુમડાને બતાવીને ઈલાજ કરાવવામાં આવે છે અને જો કોઈનો આ ખ્યાલ છે કે અમે પીરની નજરોમાં ઝલીલ થઈ જઈશું તો એવાને પીર જ ન બનાવો, જે તમને ઝલીલ સમજે. એ જૂઠા પીરોનું કામ છે. જે સાચા પીરો છે, તે કોઈને ઝલીલ નથી સમજતા, કારણ કે જાણે છે કે 'પીયા જિસ કો ચાહે, સુહાગન વોહી હે'.

શી ખબર, કોણ અલ્લાહ તઆલાને ત્યાં મકબૂલ અને કોણ મરદૂદ–હડધૂત છે ? તે તો કૂતરાને પણ તુચ્છ નથી સમજતા. તેમની માન્યતા આ છે કે મહાન પરહેઝગાર ઉંમરભર તે દરજ્જે ન પહોંચે, જ્યાં એક બદકાર એક ના'રો મારીને ઘડીમાં પહોંચી જાય. હવે કોઈ કહે કે તેઓ અમારો હાલ કોઈને કહી દેશે અને તે અમને તુચ્છ માનશે તો યાદ રાખો, તેઓ અલ્લાહ તઆલાનો રાઝ–રહસ્ય તો કોઈને કહેતા નથી, જેના જાહેર થવાથી અલ્લાહ તઆલાનું કોઈ નુકસાન નથી. તો તેઓ તમારું રહસ્ય કોઈને કહેશે જેમાં તમારું અહિત થઈ શકે છે ?

એટલા જ માટે હદીસ શરીફમાં આવ્યું છે કે જો જરૂરતને લઈ માંગો તો બુઝુર્ગોથી માંગો !' કારણ કે ભીખ માંગવી એટલા માટે હરામ છે કે તેમાં પોતાની રૂસ્વાઈ છે અને બીજા પર બોજ પડે છે. જયારે બુઝુર્ગોથી માંગવામાં બંને વાતો જોવામાં નહિ આવે. ઝિલ્લત તો એટલા માટે ન થશે કે તેઓ કોઈને ઝલીલ નથી સમજતા

અને તેમના પર બોજ એટલા માટે નથી પડતો કે તેઓ તકલ્લુફ નથી કરતા. હશે તો આપશે, નહિ તો ના પાડી દેશે.

જો ગફલતથી તેઓ કદી સવાલીને તુચ્છ સમજે તો તેમને તરત ખબરદાર કરી દેવામાં આવે છે, જેથી ભવિષ્યમાં તેની શકયતા નથી રહેતી. હઝરત જુનૈદ (રહ.) એ એક માણસને જોયો કે હષ્ટપુષ્ટ થઈને મસ્જિદમાં ભીખ માંગી રહયો છે તો પોતાના દિલમાં કટાક્ષ તથા એ'તિરાજ કર્યો. રાત્રે ખ્વાબમાં જોયું કે કોઈ માણસ મુરદાનું ગોશ્ત ખાવાનું તેમને કહી રહયો છે. તેમણે ઈનકાર કર્યો તો તે કહે છે કે, 'તમે આ ફકીરની ગીબત કરીને મુરદાનો ગોશ્ત ખાધો ન હતો ?' તેમણે કહયું કે 'મેં તો એને કાંઈ નથી કહયું.' તેણે કહયું કે 'શું ગીબત દિલમાં નથી થતી ? બલકે પ્રથમ તો દિલમાં જ થાય છે, પછી ઝબાન પર આવે છે.'

આપ જાગીને માફ કરાવવા માટે ચાલ્યા. તે માણસે આપને જોઈ આયત પઢી, જેનો તરજુમો છે : 'અલ્લાહ તઆલા એવા છે જે પોતાના બંદાઓની તવબા કબૂલ ફરમાવે છે.' મતલબ કે માફી માંગવાની જરૂર નથી, હું માફ કરી ચુકયો છું. પછી કહયું કે હવે એવું ન કરતા.' તે માણસ મહા કામિલ હતો, કોઈ મસ્લિહતથી ભીખ માંગી હશે.

## અદબ-વિવેક-સભ્યતાની તાલીમ

અરબોમાં બેતકલ્લુફી ખૂબ વધારે હતી. મોટા લોકોને નામથી બોલાવતા હતા. હુઝુર (સ.અ.વ.) નું પણ અમુક ભાઈઓ નામ મુબારક લઈ લેતા. અલ્લાહ તઆલાએ આયતમાં મના ફરમાવીને ફરમાવ્યું કે આ અમે એટલા માટે કહીએ છીએ કે કયાંક તમારા અમલો બરબાદ થઈ જાય અને તમને ખબર પણ ન હોય.' રહી આ વાત કે એ બરબાદીનું કારણ શું છે ? તો એનું કારણ હું એ સમજું છું કે ઈમાનીઓને પોતાના નબીનો અદબ કરવો જરૂરી છે.

તેના વિરુદ્ધ કરવાથી નબીને તકલીફ થાય છે, કારણ કે સ્વાભાવિક છે કે જેનાથી અદબની અપેક્ષા હોય, જો તે તેની વિરૂદ્ધ કરે તો અવશ્ય તકલીફ થાય છે. અને જેનાથી તેની આશા જ ન હોય, જો તે અદબના વિરુદ્ધ વર્તાવ કરે તો દિલ પર કાંઈ અસર નથી થતી.

તો ઈમાનવાળા જો નબી (સ.અ.વ.) સાથે અદબનો વર્તાવ ન કરશે તો તેમને તકલીફ થશે અને તેમાં ખતરો છે અમલ બરબાદ થઈ જવાનો. જો કોઈને આ શંકા થાય કે અમુક બુઝુર્ગોની ઝબાનથી એવા શબ્દો સાંભળ્યા છે કે ખુદા તઆલાની શાનમાં અદબની વિરુદ્ધ હોય છે અને તે પર કોઈ પકડ નથી થતી. જેમ કે હઝરત મૂસા (અલૈ.) ના સમયમાં ભરવાડનો કિસ્સો પ્રખ્યાત છે.

તેનો જવાબ આ છે કે એવા શબ્દો પર જે પકડ નથી થતી તેનું કારણ એ છે કે તે બુઝુર્ગો પર કોઈ હાલ છવાય જાય છે તથા અક્કલ દબાઈ જાય છે. તેથી મા'ઝૂર માનીને તેમને છોડી દેવામાં આવે છે. નહિ તો જે બુઝુર્ગો એ હાલના નથી હોતા, તેમની નાની સરખી વાત પણ પસંદ નથી થતી. એક બુઝુર્ગે વરસાદ જોઈ ફરમાવ્યું કે વાહ, શું તકનો વરસાદ વરસે છે.' તરત ધમકી મળી કે, 'ઓ બેઅદબ !કસમયે કયારે વરસ્યો હતો ?' સાંભળીને હોશ ઊડી ગયા.

પકડ સંપૂર્ણ સાચી છે, કારણ કે કસમયની વર્ષા કયારેય નથી થતી. વર્ષા જ શું, અલ્લાહ તઆલાનું તો કોઈ પણ કામ કસમયનું નથી હોતું. તો વિનયી માણસ જ્યારે અવિવેક કરે છે ત્યારે ખૂબ નારાઝગી થાય છે. તેની ઈસ્લાહ આ આયતમાં ફરમાવી રહયા છે (અને તેની અનેક ઠેકાણે ઈસ્લાહ–સુધારણા ફરમાવી છે.) તરજુમો : હે ઈમાનીઓ ! તમે આમંત્રણ વિના પયગંબર (સ.અ.વ.) ના ઘરોમાં એમ જ ન જાઓ અને તેમાં પણ પ્રથમથી જ ખાવું તૈયાર થવાની વાટ જોઈને ન બેસો ! બલકે બોલાવવામાં આવે ત્યારે જાઓ અને પરવારતાં જ ત્યાંથી જુદા થઈ જાઓ અને વાતોમાં મશગૂલ

બનીને ન બેસી જાઓ ! એથી નબી (સલ.) ને તકલીફ થાય છે અને તેઓ લિહાજ કરે છે અને અલ્લાહ તઆલા હક વાત કહેવાથી શરમાતો નથી.'

બીજી જગ્યાએ ઈરશાદ છે : (તરજુમો) 'તમે તે લોકોની જેમ ન થાઓ, જેમણે મૂસા (અલૈ.) ને તકલીફ આપી હતી તો તેમને અલ્લાહ તઆલાએ ખામી રહિત (બેઐબ) જાહેર કરી દીધા.' સારાંશ કે શરીઅતે તેનો ખૂબ ખ્યાલ કર્યો છે કે કોઈને વિના કારણ તકલીફ ન થાય તો નબી (સ.અ.વ.) ને તકલીફ દેવી ઓર વધારે હરામ ઠરશે અને તેની એ અસર થશે, જે કુફ્રની છે. અર્થાત જેમ કુફ્રથી અમલો ખત્મ થઈ જાય છે તે જ પ્રમાણે તેનાથી અમલો પણ બરબાદ થઈ જાય છે અને ખબર પણ નથી થતી કે તકલીફ થઈ કે નહિ ? માટે ઈરશાદ છે કે, 'તે કામ પણ ન કરો જેમાં તકલીફની શકયતા હોય'.

આ આયતે શરીફાથી જણાયું કે હુઝૂર (સ.અ.વ.) ને તકલીફ પહોંચાડવાથી સઘળા અમલ અકારત થઈ જાય છે. તો ગુનાહોમાં ફકત આ ગુનોહ એવો છે કે તેના લઈ કોઈ નેક અમલ બાકી નથી રહેતો. અલબત્ત, અમુક ગુનાહ એવા છે કે તેમના કારણે કોઈ ખાસ–વિશેષ અમલ કર્યો કરાવ્યો બરબાદ થઈ જાય છે. જેમ કે કુરઆન મજીદમાં છે : (તરજુમો) 'હે ઈમાનવાળાઓ ! બરબાદ ન કરો પોતાના સદકાતને ઉપકાર જતાવી તથા તકલીફ પહોંચાડીને'

તો અમારા આ દાવામાં કે ગુનાહોથી નેકીઓનો સવાબ નથી જતો રહેતો, એવા ગુનાહ મુરાદ નથી જેના લઈ કુલ અમલો અથવા અમુક અમલો અકારત થઈ જાય છે, બલકે તે ગુનાહ મુરાદ છે, જેમની હાજરીમાં નેકી સહીહ પણ થઈ જાય છે. બાકી પણ રહે છે અને મોટા ભાગના ગુનાહ એવા જ છે. તો તે ગુનાહો વિશે દાવો છે કે તેનાથી નેકીઓ બરબાદ નથી થતી. હા, બરકત કમ થઈ જાય છે, જેની એક દલીલ તો ઉપર બયાન થઈ.

એક દલીલ બીજી પણ છે. હક તઆલા ફરમાવે છે ; અર્થ :

'નિઃશંક નેકીઓ બુરાઈઓને દૂર કરી દે છે.' જુઓ, કેટલી સ્પષ્ટ દલીલ–તર્ક છે. જો ગુનાહ કરવાથી નેકીઓનો સવાબ ન મળત તો નેકીઓમાં ગુનાહોને દૂર કરવાની અસર કયાંથી આવત ? અને એનાથી એક બીજી વાત પણ જણાય કે ગુનાહોથી તો નેકીઓ નથી મટતી, પરંતુ નેકીઓથી ગુનાહ ધોવાઈ જાય છે.

## રોઝામાં ગુનાહ છોડવા વધારે જરૂરી છે

હવે હું બયાનને વધારે લંબાવવા નથી ચાહતો. કોણ મુસલમાન નથી જાણતો કે ગુનાહ બુરા છે. તો કમથી કમ એક મહિના માટે તો ગુનાહ છોડી દો ! એનો આ અર્થ નથી કે પછી ગુનાહની છૂટ છે, બલકે તેમાં એક હિકમત–સમજદારી છે. તે એ કે નફસ–મનથી શરૂથી જ એટલો લાંબો વાયદો લેવો કે તે આખી ઉંમર ગુનાહ છોડી દેશે એ આપણા જેવાઓ માટે અતિ મુશ્કેલ છે. હા, થોડી મુદ્દત માટે નફસ વાયદો કરી શકે છે. તેથી મેં કહ્યું કે એક મહિના માટે તો ગુનાહ ન કરવાનું વચન આપો ! પછી ફરી એક મહિનાનો કરાર કરી લેજો ! ત્યાર પછી પણ એવું જ કરજો ! તેમાં સહૂલત રહે છે અને હંમેશના માટે નભી જાય છે. અમુક બુઝુર્ગોએ પોતાના મનને આ રીતે એક–એક, બે–બે કલાકનો વાયદો લઈને બેહલાવીને ઝિક્ર–યાદે ઈલાહીમાં પ્રવૃત્ત કર્યું છે.

## નફસ–મનની ટેવો તથા તેને કાબૂમાં લાવવાની તદબીરો–ઉપાયો

એમાં રાઝ–રહસ્ય આ છે કે નફસ જેટલો શરારતી છે, એટલો જ ભોળો પણ છે. તેને શયતાને શરારતી બનાવ્યો છે, પરંતુ બુઝુર્ગોની સામે શયતાન પણ ખૂબ લાચાર તથા પરેશાન હોય છે.

ઈમામ અબૂ હનીફા (રહ.) ની પાસે એક માણસ આવ્યો. ખૂબ જ પરેશાન અને કહયું કે, મેં પોતાનો ખઝાનો એક જગ્યાએ દાટયો

હતો. હવે મને યાદ નથી આવતું કે કયાં દાટયો હતો ? આપ (રહ.) એ ફરમાવ્યું કે' તું ઘેર જઈને નફલો શરૂ કરી દે અને પાકો ઈરાદો કરી લે કે જયાં સુધી યાદ નહિ આવે, નફલો પઢતો જ રહીશ. ઈન્શાઅલ્લાહ ખઝાનો મળી જશે'. ઈમામ સા. ને વિચાર આવ્યો કે શયતાને તેને ભૂલાવ્યો છે. હવે એ જ્યારે નફલો પઢશે તો તેને ખૂબ જ રંજ થશે અને તરત જ યાદ દેવાડી દેશે. છેવટે આમ જ થયું.

તો બુઝુર્ગોની સામે તેની હોંશિયારી નથી ચાલતી. અલબત્ત, આપણા જેવાઓ પર તેનું ખૂબ ઝોર છે, પરંતુ તે છતાં પણ કયારેક તેને ધોકો પણ થઈ જાય છે પરંતુ નફસને ખૂબ જ વધારે ધોકો થાય છે, કારણ કે નફસ–મન દરેકનું જુદું તથા કમઉમર છે. જાણે તે બાળક છે શરારતી પણ અને ભોળુ પણ. બાળકોમાં પણ આ બંને ટેવો હોય છે.

અત્યારે શરારતી બાળકોની હિકાયત યાદ આવી. એકવાર એક મિયાંજીની પાસે પતાસા આવ્યા. તેમને ખ્યાલ આવ્યો કે જો ખુલ્લા રાખીશ તો છોકરાઓ ખાઈ જશે. તેમણે ચંબૂમાં ભરીને તેનું મોં આટાથી બંધ કરી દીધું. મિયાંજી એકવાર કયાંક બહાર ગયા તો છોકરાઓએ ચંબાના નાળચામાં પાણી ભરીને ખૂબ શરબત પીધું.

સાર એ કે નફસ ભોળો પણ છે. પટાવી–ફુસલાવીને ચાહો તે કામ લઈ શકો છો. એક બુઝુર્ગનો બનાવ છે કે તેમને હલવો ખૂબ પસંદ હતો. તો નફસથી કહેતા કે દસ રકાતો પઢી લે ! પછી હલવો ખાય લેજે ! તે પ્રમાણે કરતા પણ અમારા હઝરત હાજી સા. ફરમાવતા રહેતા કે, નફસને ખૂબ ખવડાવો–પીવડાવો ! ફરી તેનાથી ખૂબ કામ પણ લો ! કારણ કે મજૂર ખૂશ થઈને વધારે કામ કરે છે.

અલ્લાહ તઆલાની કસમ, આ હિકમત જે હઝરત (રહ.) એ વર્ણવી તે સોનેરી અક્ષરે લખવાપાત્ર છે અને તેમની આવી હિકમતોથી જણાય છે કે તેઓ મોટા કામિલ–પરિપૂર્ણ શયખ હતા. ખરેખર, આપણો એ જ હાલ છે કે જો નફસને કંઈક દેતા રહો તો તે

ખૂશીથી કામ કરતો રહેશે, નહિ તો નહિ. હા, એટલું પણ ન આપો કે બિલકુલ શરારતી બની જાય.

અમારા બુઝુર્ગોના તરીકામાં વિના જરૂરત મશક્કત નથી, ઘણી સહૂલત છે. ફરી લુત્ફ એ કે મકસદમાં કામિયાબી પણ જલદી મળે છે અને તેનું કારણ સુન્નતની પેરવી છે, કારણ કે હુઝૂર (સલ.) અલ્લાહ તઆલાના મહબૂબ–પ્રિય છે અને મહબૂબની અદાઓને અપનાવી લે તે પણ મહબૂબ થઈ જાય છે.

## નફસ–મન સાથે વધારે નરમી તથા સખ્તી બંને નુકસાનકારક છે

હવે અમુક લોકો તો નફસ સાથે અહીં સુધી નરમી કરે છે કે તેને ગુનાહોથી પણ નથી રોકતા અને અમુક માણસો એટલી સખ્તી કરે છે કે જાઈઝ કામો પણ નથી કરતા જ્યારે કે નતીજો બંને સૂરતોમાં ખરાબ નીકળે છે.

## રમઝાન શરીફમાં તકવો–પરહેઝગારી અપનાવવાની બરકત

તો નફસથી કહી દો કે રમઝાન પૂરો થતાં સુધી કોઈ ગુનોહ ન કરે અને ફકત એક મહિનાનો તેનાથી વાયદો લઈ લે ! મને યકીન છે કે જો રમઝાન શરીફ તકવા સાથે પસાર થયો તો ફરી એ તકવો ઈન્શા અલ્લાહુ તઆલા ન તૂટશે. એક બુઝુર્ગ ફરમાવે છે કે, 'રમઝાન જે હાલમાં ગુઝરે છે, બાકી અગિયાર માસ પણ સહૂલત સાથે તે હાલતમાં ગુઝરી જાય છે'.

સારાંશ કે રમઝાન શરીફમાં સઘળા ગુનાહ છોડી દો ઝબાનના ગુનાહ પણ, જેમ કે ગાળો બોલવી, ગીબત કરવી, કોઈ ગુનાહિત લખાણ વાંચવું, જૂઠ બોલવું. કાનના ગુના પણ જેમકે

ગીબત સાંભળવી, ગાયન સાંભળવા આંખના ગુનાહ પણ, જેમ કે નામહરમને શહવતથી જોવું, છોકરાઓને જોવા–તાકવા. હાથના ગુનાહ પણ, જેમ કે કોઈ પર જુલ્મ કરીને મારપીટ કરવી, વ્યાજુ અથવા બીજો કોઈ ગુનાહિત મઝમૂન–લખાણ લખવું વગેરે. એ જ રીતે પગના ગુનાહ પણ જેમ કે નાચ ગાનની મહેફિલોમાં જવું, જૂઠા કેસોની પેરવી માટે જવું, વગેરે.

## પેટને હરામ ખોરાકથી રમઝાનમાં વિશેષ બચાવવું જોઈએ

સૌથી વધીને એક ગુનોહ છે તેને તો જરૂર જ છોડી દેવો જોઈએ. અર્થાત પેટનો ગુનોહ કે તેને હરામ ખોરાકથી ભરવામાં આવે, કારણ કે જો તેને ન છોડયો તો બીજા ગુનાહોને છોડવા ઘણાં મુશ્કેલ થશે. એટલા માટે કે પેટ આખા શરીરની હોજ છે. આ એક હદીષનો મજમૂન છે, તો જો તેમાં ગંદુ પાણી હશે તો બધી નાલીયોમાં ગંદુ જ પાણી પહોંચશે અને આ વાત માનવીના શરીર તથા રૂહ–આત્મા બંને માટે આમ છે, એટલે શરીરની પણ બહુધા બીમારીઓ પેટની ખરાબીથી થાય છે. એ જ રીતે રૂહની બીમારીઓ થાય છે, તેનું કેન્દ્ર પણ પેટ જ છે.

હવે જે રીતે શરીરની બીમારીઓનો ઈલાજ જાહેરી તબીબની વાત પર અમલ કરીને કરો છો, એ જ રીતે બાતિની બીમારીઓની ઈસ્લાહ માટે બાતિની તબીબની વાત પર અમલ કરીને હરામ ખાવાનું છોડી દો ! એક બદનની તંદુરસ્તી છે અને એક રૂહની. શરીરની તંદુરસ્તી તો એ રીતે મળે છે કે તબિયતને અનુકુળ ખોરાક લેવામાં આવે, તે જ આખા શરીરમાં વહેંચાશે. જયારે રૂહાની–આત્મિક તંદુરસ્તી એ રીતે મળે છે કે હલાલ ખોરાક પેટમાં પહોંચે, એનાથી તમામ અવયવોને નેક કામોની તવફીક થશે અને જો હરામ ખોરાક પહોંચ્યો તો સર્વે અવયવોને ગુનાહોની તરફ રગબત થશે.

તો કમથી કમ એટલું તો કરો કે રમઝાનભર હરામ ખોરાકથી બચો ! એનો એ હેતુ નથી કે રમઝાન પછી તેને ખાવા માંડો, બલકે એ મતલબ છે કે જો રમઝાનભર હરામથી બચી રહયા તો ફરી ઉમ્મીદ છે કે હંમેશા બચી રહેશો. અંતમાં વઅઝનો સાર રજૂ છે.

રમઝાનમાં પ્રત્યેક પ્રકારના ગુનાહ સંપૂર્ણ ત્યાગી—છોડી દો ! પછી અલ્લાહ તઆલા ચાહશે તો એ રોઝા મુબારક રોઝા થશે અને તે તમારી શફાઅત કરશે અને તે રોઝા બનશે, જેના માટે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'હું પોતે તેનો બદલો આપીશ' અને જો ગુનાહ ન છોડયા તો રોઝા તો થશે, પરંતુ એવા કે તમે દોસ્તને કહો કે મને એક નોકર ખોળી આપો ! અને તે એવો માણસ લાવી આપે, જે બહેરો, આંધળો, લંગડો, લુલો અને ગુંગો હોય તો જેમ એ માણસ છે પણ, અને નથી પણ. એવા જ એ રોઝા છે પણ અને નથી પણ. એ રોઝા એ લાયક છે કે એને રોજા (મકબરા) માં દફનાવી દેવામાં આવે.

અલ્લાહ તઆલા આપણ સૌને પોતાના ફઝલો—કરમથી એના પર અમલ કરવાની તવફીક અર્પે, આમીન.... !



પ્રકાશન નં. ૫૧૬

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વચનો)

# મુસીબતથી બોધ લઈએ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરુચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરુચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા



**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ,**

# મુસીબતથી બોધ લઈએ !

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**"વઇઝા મસ્સલ્ ઇન્સા–ન દ્દુર્રુન્ દઆના, લિજમ્બિહિ અવ્ કાઇદન્ અવ્ કાઇમા. ફલમ્મા કશફ્ના અન્હૂ દુર્રહૂ મર્ર કઅલ્લમ્ યદ્ઉના ઇલા દુર્રિમ્મસ્સહૂ કઝાલિ–ક ઝુય્યિ–ન લિલ્ મુસ્રિફીન મા કાનૂ યઅ્લમૂન."**

**તરજુમો :** અને જ્યારે માનવીને કોઈ તકલીફ પહોંચે છે, તો અમને પુકારવા લાગે છે સૂતા પણ, બેઠા પણ અને ઊભા ઊભા પણ. ફરી અમે જ્યારે એ તકલીફ હટાવી દઈએ છીએ તો ફરી પોતાની પ્રથમ હાલત પર આવી જાય છે, જાણે જે તકલીફ તેને પહોંચી હતી, તેને હટાવવા માટે કદી અમને પુકાર્યા જ ન હતા. આ હદથી નીકળનારાઓનાં અમલ, તેમને એ જ રીતે ભલા દેખાય છે.

આ આયતે શરીફહમાં એક એવો આમ–સામાન્ય મઝમૂન–વિષય વર્ણવવામાં આવ્યો છે, જે બહુધા લોકોની હાલતને શામિલ છે. તેથી જ મેં બયાનના માટે આ આયતને પસંદ કરી છે, ફરી આજના સંજોગોથી તે સુસંગત પણ છે.

## માનવીની બેબસી-લાચારી

દુનિયામાં એવો કોઈ માનવી નથી, જેના પર કોઈ મુસીબત ન આવે અને કોઈ વાત તેની મરજી વિરુદ્ધ ન થાય, કારણ કે પોતાની ઝાત પર માનવીનો પોતાનો કોઈ ઇખ્તિયાર નથી, બલકે તે અલ્લાહ તઆલાના કબજામાં છે. તે ચાહે તે થાય છે, માનવીના ચાહવાથી કાંઈ થતું નથી, પરંતુ જોવામાં એ આવે છે કે, માનવી પ્રત્યેક વાતમાં પોતાના તરફથી એક મનસૂબો બનાવી લે છે કે, આ કામ આ રીતે થવું જોઈએ, જાણે તેના કબજામાં હોય. તેથી તે મોટા ભાગે પરેશાન રહે છે, કારણ કે દરેક કામ તેની ઈચ્છા મુજબ થતું નથી.

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે : **"અમ્ લિલ્ ઇન્સાનિ, મા તમન્ના."** એટલે કે, "માનવીની દરેક આરઝુ પૂરી થતી નથી." આરઝૂઓ માનવીની ઘણી હોય છે, પૂરી થોડીક જ થાય છે. અલ્લાહ તઆલા જે ચાહે છે, તે જ થાય છે અને તેમાં જ માનવીનું શ્રેય કે ભલું હોય છે. ભલે, પ્રથમથી તેની બેહતરીની માનવીને જાણ ન હોય, પરંતુ પરિણામ પર જો મનન કરવામાં આવે તો તેની હિકમત જણાય આવે છે.

## મુસીબતની હકીકત

હવે કારણ કે પ્રથમ દૃષ્ટિએ તેની હિકમતની જાણ હોતી નથી, તેથી ઈચ્છા વિરુદ્ધને મુસીબત કહે છે, નહિ તો જો તેની મસ્લિહત-ફાયદાને જુએ તો, કોઈ મુસીબત, મુસીબત નથી, બલકે પ્રત્યેક મુસીબત જે અલ્લાહ તઆલાના તરફથી આવે છે, તે નેઅમત-ઈનામ છે. હા, જે આફતોને આપણે પોતાને હાથે નોતરીએ છીએ અર્થાત્ ગુનાહ, કે તેને પોતાના ઈખ્તિયારથી કરીએ છીએ, તેમાં કોઈ હિકમત નથી હોતી અને હકીકતમાં મુસીબત તે જ છે અને તેથી જ તેને ગુનોહ ઠરાવવામાં આવ્યો છે અને એ જ ફર્ક છે બંદાના પોતાના કરેલ કામમાં, અને અલ્લાહ તઆલાએ ફરમાવેલ કામમાં. બંદો અલ્લાહ તઆલાની

મરજીની વિરુદ્ધ જે કામ કરે છે તે શર્ર–બુરાઈ છે, જ્યારે અલ્લાહ તઆલાનું કોઈ કામ બુરું નથી, તેનું પ્રત્યેક કામ ખૈર છે.

## મુરીદને જે હાલત પેશ આવે, તે ખૈર છે

તેથી જ અલ્લાહવાળા પોતાના મુરીદોને એ શિખવાડે છે કે, મુરીદને જે હાલત પેશ આવે તેને બેહતર સમજે, ભલે તે બીમારી હોય અથવા દુશ્મનનું પોતાના ઉપર ગાલિબ થવું, ફાકા–ભૂખ હોય યા બીજી કોઈ મુસીબત, આ તાલીમથી તેમનામાં એક મજબૂતી પેદા થાય છે, જેથી તેઓ પરેશાન નથી થતા. સારાંશ કે જે વાત પણ અલ્લાહ તઆલા તરફથી પેશ આવે, સઘળી બેહતર છે, પરંતુ બેહતરી એવી છે જેમ દવાની બેહતરી, કે મા–બાપ તો જાણે છે કે ગળેથી ઉતારતાં જ તિર્યાકનું કામ કરશે, પરંતુ બાળક નથી સમજતું, બલકે મા–બાપને પોતાના દુશ્મન ગણે છે કે તેમણે આવી કડવી દવા પિવડાવી દીધી.

અથવા જેમ ગુમડામાં નશ્તર દેવું, કે મા–બાપ તો તેનાથી ખુશ છે, પરંતુ બાળક તેને દુશ્મન સમજે છે. નશ્તર લગાડનારને મા–બાપ ફી આપે છે અને બાળકને નવાઈ લાગે છે કે, એને પૈસા શાનાં ? એણે તો મને તકલીફ આપી છે. એ તો સજાના લાયક છે, ન કે ઈનામનાં, પરંતુ પ્રત્યેક સમજદાર જાણે છે કે, હકીકતમાં આ કામ ઈનામનું છે, પરંતુ બાળક નાદાન છે. તો જે તફાવત બાળક તથા મા–બાપની સમજમાં છે, તેથી વધારે તફાવત બંદા તથા અલ્લાહ તઆલાના ઈલ્મમાં છે.

અલ્લાહ તઆલા ખૂબ જાણે છે કે જે બનાવને બંદો મુસીબત સમજી રહ્યો છે, તેમાં કઈ કઈ હિકમતો તથા ફાયદા છુપાયલા છે.

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : **''અસા અન્ તક્રહુ શયઅંવ્ વ હુ–વ ખય્રુલ્લકુમ.''**

**અર્થ** : ''કદાચ એક વાતને તમે ખરાબ માનો અને તે તમારા માટે (હકીકતમાં) બેહતર હોય.''

તો જેની નજર આ હકીકત પર હશે તે કદાપિ કોઈ અણગમતી વાતને

મુસીબત નહિ સમજે. જેમ નશ્તર મારનારે મુસીબતમાં નથી ફસાવ્યો, બલકે ભલું કર્યું છે એ જ પ્રમાણે અલ્લાહ તઆલા જે બંદાની સાથે જે કાંઇ પણ કરે છે તે સઘળું બેહતર જ હોય છે, પરંતુ બંદો તેની હિકમતને સમજતો નથી. તે જો સહેજ પણ મનન કરે તો અમુક હિકમતો માલૂમ પણ થઇ શકે છે.

## મુસીબતની અમુક હિકમતો

જેમ કે મુસીબતમાં એક આ પણ ગુણ છે કે, ટેવો– આદતો સુધરી જાય છે. માણસ અલ્લાહ તઆલાને યાદ કરવા લાગે છે, (ગુનાહથી) તવબા નસીબ થઇ જાય છે. જો જાણ થાય કે ફલાણા ગુનાહના કારણે આમ થયું તો આ ખુલ્લા ફાયદા નજર આવે છે, પરંતુ અમુક લોકો તેને યાદ નથી રાખતા તો આ દષ્ટિએ કોઇ અણગમતી વાત મુસીબત ન કહેવાશે, પરંતુ જાહેરમાં મુસીબત કહેવાશે, કારણ કે મુસીબત આમ તોર પર તેને જ કહે છે, જે તબીઅતના વિરુદ્ધ હોય.

હવે જિંદગીમાં કેમ કે બહુધા વાતો મરજીની વિરુદ્ધ જ હોય છે, માટે માનવી મુસીબતથી ખાલી નથી. કોઇ માલી– આર્થિક રીતે પરેશાન છે, કોઇ તંદુરસ્તીથી હેરાન છે તો કોઇ અવલાદ તરફથી ફિકરમંદ–ચિંતિત છે. સાર એ કે પ્રત્યેક માનવી એવી કોઇ ને કોઇ મુસીબતમાં ફસાયેલો છે, પરંતુ અસર દરેક પર જુદી જુદી થાય છે. એક સરસરી–ઉપલક અસર એવી પણ છે કે કોઇ મુસલમાન તેનાથી ખાલી નથી, ભલે થોડી જ વાર માટે હોય. તે અસર એ કે પોતાની કમઝોરી તથા લાચારી પર નજર થઇ જાય છે અને પોતાના ગુનાહોને જોવા લાગે છે.

મહા ઝાલિમ છે તે માણસ કે તેના પર કોઇ મુસીબત આવે, છતાં તેના પર એ અસર ન થાય, બલકે એમ કહેવું જોઇએ કે તે માનવી જ નથી. ઇન્સાન હશે તો તેના પર એ અસર જરૂર થશે અને એ અસર મહાન નેઅમત છે. તેનાથી એવા રોગનો ય ઇલાજ થઇ જાય છે, જે સર્વ ખરાબીઓની જડ છે.

## મૂળ રુકાવટ હકને કબૂલ કરવાથી, અભિમાન છે

હક વાત કબૂલ કરવામાં સૌથી મોટી રુકાવટ એ છે કે, માણસ પોતાને સૌથી ચઢિયાતો માને. એ જ કારણે યહૂદી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઈમાન ન લાવ્યા હતા, જ્યારે કે તેઓ જાણતા હતા કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના સાચા રસૂલ છે, પરંતુ દરજામાં ઘટાડો થવાના ડરે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈમાન ન લાવ્યા અને એમ સમજ્યા કે, આજે તો અમે પેશવા તથા સરદાર માનવામાં આવીએ છીએ, જો ઈમાન લાવીશું તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તાબે થવું પડશે અને નાનાં થઈ જઈશું.

એ જ પ્રમાણે મક્કાના અમીરો કહેતા હતા કે, જો આ કુર્આન અલ્લાહનું કલામ છે તો કોઈ મોટા (અમીર) માણસ પર કેમ ન ઉતર્યું ? યતીમ અને ગરીબ માનવી પર કેમ ઉતર્યું ?

હાલાં કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બરકતનો હાલ એ હતો કે અબૂ તાલિબના ઘરે રહેતા હતા ત્યારે કાકાના ઘરના માણસોને બહુધા ભરપેટ ખોરાક ન મળતો. હા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખાવામાં શરીક રહેતા ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બરકતથી સૌનું પેટ ભરાઈ જતું, નહિ તો સૌ ભૂખ્યા રહેતા. અનેક વારના આવા અનુભવ પછી સૌ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે જ જમતા. જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મોકા પર હાજર ન રહેતા તો કાકા અબૂ તાલિબ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તલાશ કરાવતા, કે સૌનું પેટ તો ભરાય જાય.

સાર એ કે મક્કાના અમીરો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ધનવાન ન હોવાના કારણે ગર્વથી ઈમાન ન લાવ્યા, જ્યારે કે તેની ઘણી બુરાઈ આવી છે.

## તકબ્બુર-અભિમાનની બુરાઇ

હદીસ શરીફમાં છે કે, "જેના દિલમાં રાઈના દાણા જેટલું પણ અભિમાન હશે, તે જન્નતમાં ન જશે." (અર્થાત શરૂથી) તો એ આટલી ખરાબ બીમારી છે. છતાં ઘણા થોડા લોકો તેનાથી બચેલા છે. થોડો ઘણો દરેકમાં એ રોગ મવજૂદ છે. એ જ બીમારીએ શયતાનને પળ વારમાં હડધૂત-મરદૂદ બનાવી દીધો, જેણે આઠ લાખ વરસ સુધી બંદગી કરી હતી.

એ જ રહસ્યના કારણે બુઝુર્ગોએ કહ્યું છે કે, ખાલી વઝીફાથી કાંઈ નથી થતું, જ્યાં સુધી કોઈ કામિલ-પરિપૂર્ણ (બુઝુર્ગ) પાસે ન રહે અને તેઓ અહંકાર-ગર્વનો ઉપાય ન કરે.

અમે જોયું છે કે, જે લોકો કોઈ બુઝુર્ગથી પોતાની ઈસ્લાહ-સુધારણા નથી કરાવતા, બલકે ખાલી કિતાબો જોઈને કાંઈક કરે છે તેમના અખ્લાક-સંસ્કાર સુધરતા નથી.

આલિમોએ કહ્યું છે કે, આસમાન પર સૌ પ્રથમ ગુનાહ આ અભિમાનનો જ થયો છે, એનાથી પહેલાં કોઈ ગુનાહ નથી થયો. તો આ ગર્વ એટલી ખરાબ વસ્તુ છે, પરંતુ મુસીબતથી આટલા ખરાબ રોગનો ઈલાજ પણ થઈ જાય છે. તે એટલી મોટી નેઅમત છે કે, તકબ્બુર પણ તેનાથી તૂટી જાય છે.

સાર એ કે કોઈ એવો મુસલમાન નથી, જેના પર મુસીબતની અસર ન થાય, પરંતુ ફર્ક એટલો છે કે અમુક લોકો જ તેને યાદ રાખે છે, બહુમતિ તેને ભૂલી જાય છે.

## મુસીબતથી ઇબ્રત-બોધ ન લેવો એક રોગ છે અને તેના અનેક પ્રકાર છે

એ ભૂલી જવાના જ રોગને આ આયતમાં બયાન કર્યો છે અને એ

રોગનાં કેટલા ય દરજા–પ્રકાર છે, કારણ કે લોકોની હાલત જોતાં જણાય છે કે, આપણામાં ત્રણ પ્રકારનાં લોકો છે :

(૧) અમુક લોકો તો તે છે કે તેમને મુસીબત આવે ત્યારે પણ સંપૂર્ણ રીતે પોતાનાં ગુનાહોનો ખ્યાલ નથી આવતો. મને તે માણસથી તઅજ્જુબ થાય છે જે મુસીબત આવવા પર કહે છે કે ખબર નથી, મારાથી શું ગુનોહ થયો છે, જેની સજા ભોગવી રહ્યો છું ? સાહિબો ! તે કયો સમય છે કે તેમાં આપણાથી ગુનાહ નથી થતા ? આપણો તો પૂરો સમય ગુનાહમાં જ વીતે છે. પછી એમ કહેવું કે અમારાથી શું ગુનોહ થયો છે ? તો એક પ્રકારના લોકો તો આ છે કે જેમને એ પણ ખબર નથી હોતી કે અમે શું કર્યું છે, જેથી મુસીબત આવી ?

(૨) બીજા તે લોકો છે જેઓ સમજે છે કે અમે આ ગુનાહ કર્યો છે, પરંતુ તે છતાં તેનો ઈલાજ નથી કરતા, તવબા– ઈસ્તિગફાર નથી કરતા, બલકે અમુક તો ઔર ગુનાહ કરવા લાગે છે. મેં સ્ટીમરમાં જોયું છે કે, ખાસ તોફાનની ભયાનકતામાં અતિ પરેશાનીના સમયે કેટલાક લોકો ‘‘યા અલી (રદિ.), યા અલી (રદિ.)’’ કહેતા હતા અને ઘણા લોકો ‘‘મોટા પીર સા. (રહ.)’’ને પુકારતા હતા.

## અમુક લોકો સમજે છે કે બુઝુર્ગ, અલ્લાહ તઆલાથી વધુ રક્ષણ કરે છે

એટલું જ નહિ, કેટલાક લોકો એમ માને છે કે, અલ્લાહ તઆલા એટલી હિફાઝત નથી કરતા, જેટલી બુઝુર્ગ કરે છે. મક્કા શરીફમાં એક શાહ સાહેબે હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ (રહ.)ના ભત્રીજા પાસે આવીને થોડીક રકમ અમાનત સોંપી. તેમણે કહ્યું કે, ‘‘ભાઈ, અલ્લાહ તઆલાને સોંપો !’’ કહેવા લાગ્યા કે, ‘‘એમ ન કહો, કારણ કે અલ્લાહ તઆલાએ હવે સઘળા કામ બુઝુર્ગોને સોંપી દીધાં છે.’’ પછી એક બેહૂદા હિકાયત સંભળાવી કે, એક વેપારી હતો. તેને જ્યારે દુકાનથી ઉઠવાની જરૂરત પડતી તો તે દુકાનને મોટા પીર સાહેબને સોંપીને ઉઠી

જતો. એક દિવસ દુકાન પર તેના બદલે તેનો ભાઈ બેઠો હતો. તેને દુકાનથી ઉઠવાની જરૂરત પડી તો તે અલ્લાહ તઆલાને સોંપીને ચાલ્યો ગયો, તે દિવસે જ દુકાનમાં ચોરી થઈ ગઈ. તેનો ભાઈ આવ્યો અને ચોરીનો હાલ જાણ્યો તો ભાઈને પૂછયું કે, તમે દુકાન કોને સોંપી હતી ? ભાઈએ કહ્યું કે, અલ્લાહ તઆલાને. તો તે કહેવા લાગ્યો કે, ''એ જ તો ભૂલ કરી ભાઈ ! મોટા પીર સા. ને સોંપવી જોઈતી હતી.''

એ જ રીતે એક બીજી હિકાયત–કિસ્સો છે કે, એક કાફલો જઈ રહ્યો હતો. રસ્તામાં ચોર ભેટી ગયા. કાફલાના લોકોએ પ્રથમ અલ્લાહ તઆલાને પુકાર્યા તો કાંઈ ન થયું. પછી એક બુઝુર્ગને પુકાર્યા તો ચોર ભાગી છુટયા.

ગજબની વાત એ કે, કિતાબોમાં પણ આ પ્રકારની હિકાયતો લખી મારી છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક કાફિરથી પૂછયું કે, તમારા કેટલા ખુદા છે ? તેણે કહ્યું કે, ''સાત. છ જમીનમાં અને એક આસમાનમાં.'' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''મુસીબતના સમયનો કોણ છે ?'' તેણે કહ્યું કે, ''આસમાનવાળો.'' તો અરબના તો મુશરિક પણ મુસીબત વેળા એક ખુદા તઆલાને જ પુકારતા હતા, પરંતુ હિન્દુસ્તાનમાં કેટલાક જાહિલ મુસલમાનો મુસીબત વેળા પણ બીજાઓને પુકારે છે.

**અમુક લોકો મુસીબત વેળા અલ્લાહને યાદ કરે છે અને જ્યારે તેનાથી મુક્તિ મળે છે તો આઝાદ થઇ જાય છે**

ત્રીજો પ્રકાર તે (લોકોનો) છે, જેઓ ગુનાહને યાદ કરીને તવબા પણ કરે છે તથા મુસીબત વેળા અલ્લાહ તઆલાને જ પુકારે છે, પરંતુ હાલ એ છે કે, જ્યાં સુધી મુસીબત રહી, અલ્લાહ તઆલા પણ યાદ રહ્યા, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ યાદ રહ્યા અને જ્યાં મુસીબત ટળી, તો એવા આઝાદ ! કે જાણે અલ્લાહ તઆલાના

કબજામાંથી નીકળી ગયા. આ જ વાત અલ્લાહ તઆલા આ આયતે શરીફહમાં વર્ણવે છે કે, "માનવી મુસીબત વેળા તો અલ્લાહ તઆલાને ખૂબ પુકારે છે અને જ્યારે તે મુસીબત દૂર કરી દે છે તો એવો થઇ જાય છે જાણે (અલ્લાહ તઆલા સાથે) કોઇ સંબંધ જ નથી." આગળ ફરમાવે છે કે, તેનું કારણ એ છે કે, તે લોકો ગુનાહ કરતા કરતા હદથી બહાર નીકળી ગયા છે.

ગુનાહમાં એ ગુણ છે કે, તેમાં અક્કલમાં બગાડ થઇને તબિયતમાં સલામતી નથી રહેતી અને તેના લઇને તેમને પોતાના અમલ સારા દેખાય છે. તેનું કારણ ગુનાહની ટેવ પાડવી છે કે, તેના કારણે ખરાબ વાતો સારી દેખાવા લાગે છે. ઉપરોક્ત આયતના વિષયને સાંભળીને પ્રત્યેક માનવી પોતાની હાલતને જોઇ લે કે તમામની આ હાલત છે કે નહિ ? નિ:શંક, દરેક કબૂલ કરશે કે, એ જ હાલ છે. બસ, થોડો ઘણો ફેર હશે, પરંતુ ખાલી કોઇ નથી.

બીજી જગ્યાએ પણ આ જ વિષય ઈરશાદ ફરમાવ્યો છે : **"વ ઇઝા મસ્સકુમુદ્દુર્રુ ફિલ્ બહ્રિ દલ્લ મન્ તદ્ઉ-ન ઇલ્લા ઇય્યાહુ ફલમ્મા નજ્જાકુમ ઇલલ્ બર્રિ અઅ્રદ્તુમ."**

**અર્થાત્** : "જ્યારે તમે દરિયાની મુસાફરીએ જાઓ છો અને કોઇ મુસીબત આવે છે તો તે સમયે સૌને ભૂલાવીને કહો છો કે જો અમને આ મુસીબતથી નજાત-મુક્તિ મળશે તો અમે ખાસ અલ્લાહ તઆલાની ઇબાદત કરીશું, પરંતુ જ્યારે તેનાથી છુટકારો મળે છે તો સરકશી કરો છો અને પહેલા જેવા થઇ જાઓ છો."

આગળ ફરમાવે છે : **"વકાનલ્ ઇન્સાનુ કફૂરા"** કે "માનવી ખૂબ જ નાશુક્રો-નગુણો છે."

## આપણે સંપૂર્ણપણે અલ્લાહ તઆલાના કબજામાં છીએ

**"અ-ફ અમિન્તુમ્ અંય્યખ્સિ-ફ બિકુમ્ જાનિબલ્ બર્રિ અવ્**



**યુર્સિ-લ અલયકુમ હાસિબન્ સુમ્મ લા તજિદૂ લકુમ્ વકીલા.''**

**અર્થાત્** : ''શું તમે એથી નિડર થઇ ગયા છો કે અમે તમને જમીનમાં જ ધસાવી દઈએ.''

તો અલ્લાહ તઆલા માટે એ પણ મુશ્કિલ નથી. કારૂનને ધસાવી જ દીધો હતો. આ બનાવ પર આપણું તો ઈમાન– શ્રદ્ધા હતી જ, પરંતુ અમુકને પૂરો સંતોષ ન હતો. (એવા લોકોએ) થોડા જ વર્ષ પર કાંગરા નજીકનો ધરતીકંપ જોયો કે સાંભળ્યો હશે જેમાં (જમીનનાં) એક મોટા ભાગને ધસાવી દેવામાં આવ્યો, જેથી હાલના લોકો પણ જોઇ લે.

આગળ (અલ્લાહ તઆલા) ફરમાવે છે : અથવા તમારા પર પથ્થર વરસાવનાર હવા મોકલી આપીએ, ફરી તમે પોતાના માટે કોઈ મદદગાર પણ ન પામો. સારાંશ કે તમે પૂરી રીતે અમારા કબજામાં છો, કોઈ પણ રીતે બચી નથી શકતા. કેટલાક લોકો એમ સમજે છે કે, ભલે બીજા ખતરા હોય, પરંતુ દરિયાનો ખતરો તો ટળી ગયો.

તે વિશે અલ્લાહ તઆલા ફરમાવે છે : **''અમ્ અમિન્તુમ અંય્યુઇદ્કુમ ફીહિ તારતન્ ઉખ્રા.''**

**અર્થાત્** : ''શું એથી બેખૌફ થઇ ગયા કે તમને ફરી દરિયાનો જ સફર કરવો પડે.''

જુઓ, રોજનો મામલો છે કે માનવી કોઇ જગ્યાએ ન જવાની કસમ ખાય લે છે, છતાં ત્યાં જવા લાચાર બને છે. એ જ રીતે જો તમને ફરી સમંદરનો સફર પેશ આવે, તો શક્ય છે કે, આ વેળા અલ્લાહ તઆલા ભયાનક તોફાનમાં તમને ડુબાડી જ દે અને એ ઉપર બતાવી જ દીધું કે જો દરિયામાં પણ ન જવાનું થાય તો, બીજી જગ્યાએ પણ હલાક કરી શકે છે, કારણ કે તેની કુદરત–શક્તિ ખુશ્કી તથા સમંદર–બધે જ સરખી છે.

મને એક કિસ્સો યાદ આવ્યો કે, એક હોડીવાળાથી એક માણસે પૂછયું કે, તમારા પિતા કયાં મર્યા ? તેણે કહ્યું કે, ''દરિયામાં ડૂબીને.'' કહેવા લાગ્યો કે દાદા કયાં મર્યા ? તેણે કહયું કે, ''દરિયામાં.'' કહેવા



લાગ્યો કે, "છતાં તમે દરિયામાં રહો છો ? ડરતા નથી ?" નાવિકે પૂછયું કે, તમારા પિતા કયાં મર્યા ? કહેવા લાગ્યો કે, "ઘરમાં." ફરી પૂછયું કે દાદા કયાં મર્યા ? તેણે કહયું કે, "ઘરમાં." તો નાવિકે કહયું કે, તે છતાં તમે ઘરમાં રહો છો ? ડરતા નથી ?" તો અલ્લાહ તઆલાની કુદરત દરેક જગ્યાએ છે, બલકે દરિયામાં તો ઘણી તદબીરો–યુકિતઓ બચવાની પણ થઈ શકે છે, પરંતુ જમીન પર કોઈ આફત આવે, તો તેથી બચવાનો કોઈ ઉપાય નથી, જેમ કે બે ટ્રેનો ટકરાય જાય તો બચવાની કોઈ સૂરત નથી. (એથી વિરુદ્ધ) જો સ્ટીમર તૂટી જાય તો ડૂબતા ડૂબતા પણ તેને ઘણી વાર લાગે છે. કિનારો નજીક હોય તો મદદ પણ મળી જાય છે.

## માનવી અલ્લાહ તઆલાથી હરઘડી ડરતો રહે

જે માનવી સમંદરમાં અલ્લાહ તઆલાથી ડરે અને જમીનમાં ન ડરે તે કેટલો નાદાન છે. બીજું જો માની લેવામાં આવે કે દરિયામાં જ ખતરો વધારે છે તો એવું પણ બની શકે છે કે અલ્લાહ તઆલા ફરી તે જ જગ્યાએ મોકલી આપે અને એવી હવા ફૂંકાવે કે તે કશતીને તોડી–ફાડીને ટુકડે ટુકડા કરી દે. તેને જ અલ્લાહ તઆલા ફરમાવે છે : "**અમ્ અમિન્તુમ્ ફીહિ તા–રતન્ ઉખ્રા.**" અર્થ : "શું એથી (તેઓ) નિડર થઈ ગયા કે ફરી વાર દરિયાનો જ સફર કરવો પડે અને એ કાંઈ સમંદરની જ વિશેષતા નથી, બલકે પ્રત્યેક મુસીબતના માટે એ કહી શકાય છે કે શું ફરી એવું નથી થઈ શકતું કે અલ્લાહ તઆલા ફરી એ જ કિસ્સામાં ફસાવી દે, જેમાંથી નીકળ્યા છો."

## મુસીબતનું કારણ ગુનાહ છે

સાહિબો ! પોતાને કયારેય અલ્લાહ તઆલાના કબજાથી બહાર ન સમજો અને સઘળા જ ગુનાહોને ત્યજી દો ! જુઓ, ગુનાહથી મુસીબત એટલા માટે આવે છે કે, તેથી અલ્લાહ તઆલા નારાજ થાય છે અને એ વાત સઘળા ગુનાહોમાં છે, પછી ભલે તે કોઈ પણ પ્રકારનો ગુનાહ

હોય. જ્યારે અલ્લાહ તઆલા નારાજ થયા અને દરેક જાતની મુસીબત તેમના તાબામાં છે તો નવાઈ નથી કે ફરી કોઈ મુસીબતમાં ફસાવી દે.

## નમરૂદની હિકાયત-કિસ્સો

જુઓ, અલ્લાહ તઆલાને જ્યારે મંજૂર થયું ત્યારે નમરૂદ (જેવા બાદશાહને) એક મચ્છરથી હલાક કરી દીધો. ઈતિહાસની કિતાબોમાં લખ્યું છે કે, નમરૂદનો એ હાલ હતો કે જ્યારે માથા પર ચોટ લાગતી ત્યારે જ ચેન પડતું તો એ મચ્છરો હજુ પણ મવજૂદ છે અને અલ્લાહ તઆલાને હજુ પણ તે જ શક્તિ છે. જુઓ, કયાં નમરૂદ જેવો મહાન રાજા અને કયાં મચ્છર (જેવું તુચ્છ જંતુ), પરંતુ અલ્લાહ તઆલાએ દેખાડયું કે, (બાગીઓ માટે) અમારો એક સામાન્ય સિપાહી બસ છે.

## અલ્લાહ તઆલાને પ્રત્યેક રીતે (સંપૂર્ણ) શક્તિ છે

એક કીડી જાહેરમાં ઘણી નાની તથા મામૂલી વસ્તુ છે, પરંતુ જ્યારે અલ્લાહ તઆલા ચાહે છે તો એનાથી જ હલાક કરી દે છે અને જ્યારે તેમની હિફાઝત હોય છે તો કોઈ પણ કાંઈ નથી બગાડી શકતું. મેં ઘણી વાર જોયું છે કે, માથામાં તેલ નાખીને માથા નીચે રૂમાલ રાખીને સૂઈ ગયો. ઉઠીને જોયું તો રૂમાલ પર કીડીઓ ચઢેલી છે, પરંતુ માથામાં એક પણ કીડી જોવામાં નથી આવી, તો એનાથી બચાવનાર અલ્લાહ તઆલા સિવાય કોણ છે ? અને જો તે ન બચાવે, તો મા'મૂલી કણ પણ દુઃખી કરવા માટે ઘણો છે.

એક બાદશાહનો કિસ્સો છે કે, તેના નાક પર વારંવાર માખી આવીને બેસતી હતી. તેણે તંગ થઈને કહ્યું કે, ખબર નહિ, માખીને અલ્લાહ તઆલાએ શા માટે પેદા કરી છે ? (એ સાંભળી) વઝીરે કહ્યું કે, એટલા માટે પેદા કરી છે કે જેઓ પોતાને મોટા સમજે છે, તેમનો ગર્વ તૂટે. સારાંશ કે જરા

વિચારીને અલ્લાહ તઆલાની વિરુદ્ધાઈ કરો. તમારામાં તો એક માખીના મુકાબલાની પણ શક્તિ નથી. બસ, જો બચવાની કોઈ સૂરત છે તો એ જ કે અલ્લાહ તઆલાથી દિલ લગાડો તથા ગુનાહોથી તવબા કરો!

મેં અફલાતૂન (પ્લેટો)ની એક હિકાયત જોઈ છે કે, તેણે હઝરત મૂસા (અલૈ.)થી પૂછયું કે, જો આસમાન કમાન હોય તથા જમીનની મુસીબતો તીર હોય અને અલ્લાહ તઆલા તીર ચલાવતા હોય તો શી રીતે બચાય? હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે, તીર ચલાવનારની બગલમાં આવી જાય. અફલાતૂને કહ્યું કે, બેશક, ખચીત આપ નબી છો, કારણ કે આ જવાબ નબી સિવાય કોઈ નથી આપી શકતું. તો અફલાતૂન આટલો મોટો હકીમ તથા ફિલસૂફ પણ આપની નુબુવ્વતને માની ગયો. આ કિસ્સાને એટલા માટે વર્ણવ્યો કે અલ્લાહ તઆલાના આ લશ્કરોથી જો બચવા ચાહો તો તેની નઝદીકી પ્રાપ્ત કરો!

કદાચ આ પ્રસંગે કોઈને આ શંકા થાય કે અલ્લાહ તઆલાના નેક બંદાઓ ઉપર પણ મુસીબતો આવે છે, ફરી અલ્લાહ તઆલાની નઝદીકી પ્રાપ્ત કરવાથી શું લાભ?

આ શંકાનો જવાબ એ છે કે, તે વાસ્તવમાં દુ:ખ જ નથી, કારણ કે હકીકતમાં મુસીબત તે જ છે જેનાથી પરેશાની થાય અને પરેશાની ફકત ગુનેહગારોને થાય છે, ન કે ફરમાંબરદારોને, કારણ કે તેમની દષ્ટિ સદા મસ્લિહત પર હોય છે તેથી તેઓ હર હાલમાં રાજી રહે છે, તેમને જે કાંઇ પેશ આવે છે, તેને બેહતર જાણે છે. તેમાં કંઈક શારીરિક તકલીફ વેઠવી પડે, પરંતુ દિલ તો અંદરથી રાજી રહે છે, તેથી પરેશાની કે ફરિયાદ તેમને નથી હોતી. તો તેમની મુસીબત ફકત જોવામાં મુસીબત હોય છે, હકીકતમાં મુસીબત નથી હોતી.

## હઝરત બેહલોલ (રહ.)નો કિસ્સો

હઝરત બેહલોલ (રહ.)થી એક માણસે પૂછયું કે, મિઝાજ કેમ છે? તેમણે જવાબ દીધો, કે તે માનવીના મિઝાજનું શું પૂછવાનું? કે

દુનિયામાં જે કાંઇ થાય છે, તે તેની મરજી મુજબ થાય છે. પૂછનારે કહ્યું કે, એ શી રીતે થઇ શકે ? હઝરત બેહલોલ (રહ.)એ કહ્યું કે, એ તો તમે જાણો છો કે, પ્રત્યેક વસ્તુ અલ્લાહ તઆલાની મરજી મુજબ થાય છે અને મેં મારી ઇચ્છા, અલ્લાહ તઆલાની મરજીમાં ફના કરી દીધી. હવે જે કાંઇ થાય છે તે ઇચ્છા મુજબ થાય છે.

## શાહ દવલાની હિકાયત

એ મુજબની એક હિકાયત મશહૂર છે. પંજાબમાં શાહ દવલા નામના એક બુઝુર્ગ હતા. એક વાર નદીનું પૂર તેમના ગામ તરફ આવવા લાગ્યું. લોકોએ તે બુઝુર્ગથી કહ્યું કે, દુઆ કરો, ગામ ડૂબવાનો ભય છે. બુઝુર્ગે કહ્યું કે, કાલે આવજો, દુઆ કરીશું અને સાથે પાવડા લઇ આવશો ! (બીજે દિવસે) લોકો પાવડા લઇને હાજર થયા તો બુઝુર્ગે તેમને કહ્યું કે, નદીનો રસ્તો ગામ તરફ ખોદવાનું શરૂ કરો ! લોકોએ કહ્યું કે, એથી તો કાલે ગામ તબાહ થવાનું હશે તો, આજે થઇ જશે. બુઝુર્ગે કહ્યું કે, મારાથી દુઆ ચાહતા હોવ તો આમ જ કરો ! કેમ કે, “જે બાજુ મવલા, ત્યાં શાહ દવલા.” લોકો પણ અકીદતમંદ હતા કે ગામ ભણી રસ્તો ખોદવા માંડયા. (અલ્લાહ તઆલાની કુદરત) કે તરત પૂર અટકી ગયું. આ હિકાયત તો ઘણી મોટી છે. મારો હેતુ એ છે કે, તેઓ જે બાજુ અલ્લાહ તઆલાની મરજી જુએ છે, તે જ બાજુ થઇ જાય છે.

## હઝરત મવ. ફઝલુર્રહમાન (રહ.)ની હિકાયત

હઝરત મવ. ફઝલુર્રહમાન (રહ.) સા. ના દિકરા પર એક કેસ થઇ ગયો હતો. લખનઉના એક હાફેઝજી કહેતા હતા, કે મને નવાઇ થતી હતી કે, સૌનાં માટે તો તેઓ દુઆ કરતા હતા અને બેટા માટે કાંઇ ન કરતા. બસ, ખ્વાબ– સ્વપનામાં જોયું કે, મવલાના (રહ.) આસમાન તરફ હાથ ઉઠાવીને કહી રહ્યા છે કે,

“યા અલ્લાહ ! મારા દિકરા માટે તો કાંઇ કહીશ નહિ. એ વિશે

આપની મરજી પર રાજી રહીશ.'' (મુસીબત વેળા દુઆ કરવી ગુનોહ નથી. આ તેમના પર હાલનો ગલ્બો હતો, જેના લઇ તેમણે બેટા માટે દુઆ ન કરી).

તો જેની આ શાન હોય કે, જે અલ્લાહ તઆલાની મરજી હોય, તે જ તેમની મરજી હોય, તેને કોઇ ના–ગવારી શું પેશ આવશે ? આથી જણાયું કે, અલ્લાહવાળાઓ પર કોઇ મુસીબત નથી આવતી.

જુઓ, સંખિયા એકના માટે ઝેર છે અને બીજાના માટે દવા છે, જેણે કોઇ યુક્તિથી તેનું ઝેર મારી નાખ્યું હોય. તો અલ્લાહવાળા આ મુસીબતનું ઝેર મારી નાખે છે અને અલ્લાહ તઆલાની મુહબ્બત તથા તેની રઝા પર રાજી રહેવાથી તેની સઘળી તેજી ધોઇ નાખે છે. હવે ન કોઇ વસ્તુ (તેમના માટે) કડવી છે, ન સંખિયા ઝેર છે.

## વઅઝ–બયાનનો નિચોડ

સાર એ કે જે વાસ્તવમાં મુસીબત છે તે, ગુનાહથી જ આવે છે. તો જ્યારે કોઇ મુસીબત આવે, તો તરત જ તવબા કરો અને તે તવબા પર અડગ રહો ! એમ નહિ કે તેની ફરિયાદ કરવા લાગો, કારણ કે એ એક ફુઝૂલ વાત છે. હદીસ શરીફમાં તો અહીં સુધી છે કે, જો સમયના હાકિમ તરફથી પણ કોઇ વાત મરજી વિરુદ્ધ પેશ આવે તો હાકિમને બુરું– ભલું ન કહો ! બલકે અલ્લાહ તઆલાને રાજી કરો, તે હાકિમના દિલને પણ નરમ કરી દેશે.

જુઓ, કેટલી ઉમદા વાત શીખવી છે તથા ફિત્નાની કેટલી રોકથામ કરી છે. ફરમાવે છે કે, તેમના દિલ તો મારા કબજામાં છે. જ્યારે તમારા આ'માલ ખરાબ જોઉં છું, તો તેમના દિલ સખ્ત કરી દઉં છું. તો જ્યારે હાકિમ તરફથી સખ્તી જુઓ તો મને રાજી કરો, હું તેમના દિલોને નરમ કરી દઇશ. ફરી તેઓ તમારી સાથે નરમીનો વર્તાવ કરશે. કોઇએ ખૂબ કહ્યું છે : ''**ઉમ્માલુકુમ અઅ્માલુકુમ.**'' એટલે કે તમારા આ'માલ તમારા હાકિમ છે. નાદિરશાહના સમયમાં એક માણસ કહે છે કે, નાદિરશાહના રૂપમાં આપણાં બુરા અમલ આપણને સતાવી રહ્યાં છે.

આથી જણાયું કે, આ જાહેરી કારખાનું આંતરિક કારખાનાનાં તાબે છે. પ્રથમ ઓર્ડર ત્યાંથી છૂટે છે, ફરી તે પ્રમાણે અત્રે થાય છે.

## શાહ અબ્દુલ અઝીઝ સા. (રહ.)ની હિકાયત

હઝરત શાહ અબ્દુલ અઝીઝ સા. ના યુગની હિકાયત સાંભળી છે કે, એક સમયે શહેરનો ઈન્તિઝામ ઘણો ખરાબ અને ઢીલો હતો. એક માણસે શાહ સા. (રહ.)થી કારણ પૂછયું તો જવાબમાં શાહ સા.એ ફરમાવ્યું કે, "આજકાલ અહીંના સાહિબે ખિદમત ઢીલા છે." પૂછયું કે, "તે કોણ છે ? શાહ સાહેબે કહ્યું કે, "એક કાછિયો બજારમાં સકરટેટી વેચી રહ્યો છે, તેઓ આજકાલ સાહિબે ખિદમત છે."

તે માણસ તેની પરીક્ષા માટે ગયા અને ઈમ્તિહાન આ રીતે કર્યું કે સઘળી સકરટેટીઓને કાપી કાપીને અને ચાખી ચાખીને ટોપલામાં મૂકી દીધી અને નાપસંદ કરીને ઊભા થઈ ગયા, પરંતુ તેઓ કાંઈ ન બોલ્યા.

થોડાક દિવસ પછી જોયું કે, (શહેરની) વ્યવસ્થા સંપૂર્ણ ઠીક થઈ ગઈ. તે જ માણસે ફરી પૂછયું કે, હવે ઈન્તિઝામ કેમ ઠીક થઈ ગયો ? શાહ સા. (રહ.)એ ફરમાવ્યું કે, "સાહિબે ખિદમત બદલાય ગયા." તેણે કહ્યું કે, "તે કોણ છે ?" શાહ સાહેબે ફરમાવ્યું કે, "એક ભિશ્તી છે. ચાંદની ચોકમાં પાણી પિવડાવે છે, પરંતુ એક પ્યાલાના આટલા પૈસા લે છે."

તેઓ તેટલા પૈસા લઈને ગયા અને પાણી માંગ્યું. તેમણે પાણી આપ્યું. તે માણસે ઢોળી દીધું કે એમાં કચરો છે અને બીજું પાણી માંગ્યું. તેમણે પૂછયું : બીજા પૈસા છે ? તે માણસે કહ્યું : "ના." તેમણે એક થપ્પડ મારી અને કહ્યું કે, "મને સકરટેટીવાળો સમજ્યો છે ?" તે માણસે આવીને શાહ સા. (રહ.)થી કિસ્સો વર્ણવ્યો. શાહ સા. એ કહ્યું કે જુઓ, આજકાલ તેઓ સાહિબે ખિદમત છે, જેમણે સૌને નચાવી રાખ્યા છે.



## બાહ્ય વ્યવસ્થા આંતરિક વ્યવસ્થાના તાબે છે

તો જાહેરી ઈન્તિઝામ બાતિની ઈન્તિઝામના તાબે છે. જ્યારે અલ્લાહ તઆલાને નારાજ કરશો તો, પ્રથમ આંતરિક વિભાગમાં ઓર્ડર થશે, ફરી તે મુજબ બાહ્યજગતમાં (ફેંસલા થશે). સારાંશ કે, "સાહિબે ખિદમત" તથા "કુતુબ" લોકો અલ્લાહ તઆલાની સામે સંપૂર્ણ લાચાર હોય છે. જેવો હુકમ હોય છે તેવું જ કરે છે. માટે તેમનાથી મુહબ્બત તો રાખવી જોઈએ, પરંતુ તેમનાથી દુનિયાના કોઈ કામ નીકળવાની આશા રાખવી મોટી ભૂલ છે.

## બુઝુર્ગોથી દુઆ કરાવો ! દુઆની ફઝીલત

હા, બુઝુર્ગોથી દુઆ કરાવો ! તે પણ ફક્ત તે બુઝુર્ગોથી જેમનો હાલ નબીઓથી મળતો હોય, કે તેઓ દુઆ પણ કરે છે અને ઈસ્લાહ–સુધારણા પણ અને દુઆ કરાવવાની સાથે પોતાના અમલોને પણ ઠીક કરો, ગુનાહોથી તૌબા કરો, કારણ કે જ્યાં સુધી અમલ ઠીક ન થાય, ત્યાં સુધી તેમની દુઆથી પણ કાંઈ ખાસ લાભ નહિ થાય અને ન તેમની ભલામણ કાંઈ કામ દેશે. અત્યારે પ્રથમ તો લોકોએ અમલને બિલકુલ છોડી દીધાં છે અને જો કાંઈ કરે પણ છે તો તે એ કે ઘણાં બધા વઝીફા પઢી લીધા, જ્યારે કે દુનિયાના માટે જે વઝીફા પઢીએ છીએ તેમાં તે નેકી નથી, જે દુઆમાં છે, કારણ કે વઝીફો પઢવામાં દિલમાં એક પ્રકારનો દાવો હોય છે કે આ કામ જરૂર થશે, કારણ કે મુજર્રબ–અનુભવસિદ્ધ અમલ છે, તેથી જ તેને તીર બ હદફ (નિશાના પરનું તીર) માનવામાં આવે છે. જ્યારે દુઆમાં આ દાવો નથી હોતો, ખાકસારી તથા નમ્રતા હોય છે અને સવાબ, આજિઝી તથા બંદગીમાં જ છે.

હેતુ એ છે કે, અમલની દુરુસ્તી કરે તથા હંમેશા એ સબકને યાદ રાખે અને ફરી અલ્લાહ તઆલાને નારાજ ન કરે અને નારાજ ન કરવાનો



મતલબ એ નથી કે જે ગુનાહના કારણે મુસીબત આવી હતી, ખાસ તે ગુનાહને છોડી દે, બલકે સર્વ ગુનાહોને છોડી દે ! કારણ કે એ તો ફકત પોતાનો ખ્યાલ છે કે ફલાણા ગુનાહથી મુસીબત આવી. શું ખબર ? કોઈ બીજા ગુનાહથી પણ આવી હોય. ફરી પાછલી મુસીબત જો કોઈ ખાસ–વિશેષ ગુનાહથી આવી હોય તો શું જરૂરી છે કે કોઈ બીજા ગુનાહથી નહિ આવે ?

જુઓ, મોટા ઈંગારાથી કોઈ વાર છપ્પર બળ્યું હોય તો, શું એ પછી ચિંગારીને છપ્પરમાં મૂકી દઈશું ? કદાપિ નહિ, બલકે છપ્પરને નાની ચિંગારીથી પણ તેવું જ બચાવીએ છીએ, જેમ મોટા ઈંગારાથી. સાર એ કે ગુનાહ નાના હોય કે મોટા, સૌથી બચો !

## વઅઝનો ખાતિમો તથા દુઆ

આ વિષય (ગુનાહોને છોડવા તથા મુસીબતથી ઈબ્રત- બોધ લેવા)ની જરૂરત અત્યારે આમ–વ્યાપક, સામાન્ય છે, કારણ કે આપણામાં કોઈ એવો નથી, જે ગુનાહમાં સપડાયેલો ન હોય અને તેના પર મુસીબત ન આવતી હોય એટલા માટે આ મઝમૂન (ચૂંટીને) બયાન કરવામાં આવ્યો. હવે હું બયાનને પૂરું કરું છું.

(અંતમાં) અલ્લાહ રબ્બુલ ઈઝઝતથી દિલી કરો કે તે (ગફુરો રહીમ તથા કરીમ કારસાઝ ઝાત) અમલની તવફીક (આપણ સૌને) અતા ફરમાવે, આમીન. (યા રબ્બલ આલમીન, બિહુરમતિ નબિય્યિલ અમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ).

**(સુબ્હા–ન રબ્બિ–ક રબ્બિલ ઇઝ્ઝતિ અમ્મા યસિફૂ–ન વ સલામુન્ અલલ્ મુરસલીન વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન).**

પ્રકાશન નં. ૫૧૭

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# દુનિયાની મુહબ્બતથી બચીએ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત—ઈન્ડિયા)

# અનુક્રમણિકા

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.**

# દુનિયાની મુહબ્બત

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.
**'કલ્લા બલ્ તુહિબ્બુનલ્ આજિલ-ત વ તઝરૂનલ્ આખિરહ.'**

**તરજુમો :** હરગિઝ નહિ, બલકે તમે લોકો દુનિયાથી મુહબ્બત રાખો છો અને આખિરતને છોડી દો છો.'

મારો ઈરાદો પહેલેથી આ મઝમૂન–વિષયને બયાન કરવાનો હતો, પરંતુ ઈત્તિફાકથી મવ. શબ્બીર અહમદ સા. (ઉસ્માની) માટે પણ આ જ વિષય નક્કી થયો. મવ. સાહેબનો મઝમૂન બિલકુલ કાફી હતો, પરંતુ તેમાં અમુક વાતોને જરા ખોલીને બયાન કરવાની જરૂર છે. તેમણે ફકત એ'તિકાદની હાલત, આખિરત વિશે વધારે બયાન કરી છે, તેનો એક બીજો પેહલૂ અમલી છે, હું તેને બયાન કરું છું, જેથી આખિરતના બન્ને પેહલૂ બયાન થઈ જાય.

## આખિરતના મુકાબલામાં દુનિયાને અપનાવવાની શિકાયત

આ આયતનો હાસિલ–તાત્પર્ય એ છે કે ખુદા તઆલા તે દુનિયાદારોની શિકાયત ફરમાવી રહ્યા છે, જે આખિરતને છોડીને દુનિયાની પાછળ પડી ગયા છે અને ઝાહિર છે કે દુનિયાથી મુહબ્બત

કરવી અને આખિરતને છોડવું, આ બન્ને વાતો અમલ છે, ઈલ્મ નથી.

## ઇલ્મથી મકસૂદ અમલ છે

અને અમલને બયાન કરવાની જરૂરત એટલા માટે છે, કે પ્રત્યેક ઈલ્મથી અમલનો જ હેતુ છે. અમુક ઈલ્મ ઝાહિરમાં ખુદ ધ્યેય–મકસૂદ જણાય છે, પરંતુ ગેહરાઈથી જોવામાં આવે તો તે ઈલ્મનો નતીજો પણ કોઈ અમલ જ છે, જેમ કે આપ હમણા જોશો. (ઈન્શા અલ્લાહુ તઆલા).

## ઇલ્મ તથા અમલ બન્નેની આવશ્યકતા

શરીઅતના હુકમોમાં બે દરજા છે, એક એ'તિકાદનો, બીજો અમલનો. શરીઅત ઉપરાંત દરેક ફિરકો–સંપ્રદાય પણ પ્રત્યેક ઈલ્મમાં બે બાબતોને જરૂરી માને છે, એક ઇલ્મને, બીજી અમલને. ઈલ્મ તો અમુક એવા પણ છે, જેમને બાહ્ય રીતે અમલથી કોઈ સંબંધ નથી **અર્થાત્** : તેમનો લાભ અમલ પર મોકૂફ–આધારિત નથી, બલકે ઈલ્મથી જ તેનો ફાયદો થોડો ઘણો હાસિલ થઈ જાય છે, જો કે વાસ્તવમાં તે ઈલ્મોથી પણ કોઈક દરજામાં અમલ મકસૂદ છે.

પરંતુ અમલ કોઈ ઝાહિરમાં એવો નથી, જેનો લાભ ઈલ્મ વિના પ્રાપ્ત થઈ શકે. જુઓ, તૌહીદનો અકીદો– માન્યતા એક એવો ઈલ્મ છે કે જો તેની સાથે કોઈ પ્રકારનો અમલ ન કરવામાં આવે, બલકે ફકત અલ્લાહ તઆલાને એક જાણે અને અમલ કાંઈ ન કરે, ત્યારે પણ કાંઈ ને કાંઈ ફાયદો થઈ જ જશે અને કદી ન કદી નજાત–છૂટકારો થઈ જ જશે, પરંતુ કોઈ અમલ વિશે જેવી રીતે નમાઝ, રોઝા વગેરે એ નથી કહી શકાતું કે એ'તિકાદ વિના તે અમલનો નફો પ્રાપ્ત થઈ જશે.

તો જણાયું કે ઈલ્મ તો એક દરજામાં અમલથી બેપરવા અને બેનિયાઝ પણ છે કે, તેનો ફાયદો અમલ વિના હાસિલ થઈ શકે છે, પરંતુ અમલ ઈલ્મથી કોઈ દરજામાં પણ બેનિયાઝ નથી અને તેનાથી

અકીદા વિના કંઇ જ પ્રાપ્ત નથી થઇ શકતું અને એ જ રાઝ છે કે સહાબએ કિરામ (રદિ.)ની ઈબાદતનો મુકાબલો કોઇ જ ઈબાદત નથી કરી શકતી.

## આરિફ (અલ્લાહને ઓળખનાર)ની ઇબાદતની ફઝીલત-બિન આરિફ પર

કારણ આ છે કે સહાબએ કિરામ (રદિ.)માં અલ્લાહ તઆલાની મા'રિફત–ઓળખ હતી તથા તેઓ ઈલ્મમાં કમાલના દરજા પર હતા. એટલા માટે તેમની ઈબાદત આપણી ઈબાદતથી ઘણી ચડિયાતી હતી. તે મુજબ હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ સા. (રહ.)નો એક ઈરશાદ નકલ કરું છું, હઝરત ફરમાવ્યા કરતા હતા કે, આરિફની બે રકા'તો બિન આરિફની હજાર રકા'તોથી વધારે દરજો ધરાવે છે, કારણ આ ફર્કનું આ જ છે કે આરિફને જે ઈલ્મ અને મઅરિફત હાસિલ છે તે, બિન આરિફને હાસિલ નથી.

હવે કોઇ એમ ન સમજે કે હાજી સા. (રહ.)એ કાંઇ ઘણું વધારે વધારી દીધું. બિલકુલ નહીં. ભાઇઓ ! એ સંપૂર્ણ સાચી વાત છે અને એથી જણાય છે કે હઝરત હાજી સા. નો ઈલ્મ કેટલો બધો હતો અને નજર–દષ્ટિ ઊંડી હતી અને આ જ તે ઈલ્મ હતો, જેના કારણે મવ. મુહમ્મદ કાસિમ સા. (રહ.) જેવા મહાન આલિમ આમ ફરમાવ્યા કરતા હતા કે, 'મને હાજી સા. (રહ.)થી જે કાંઇ અકીદત થઇ છે, તે હાજી સા. ના ઈલ્મના લઇને થઇ છે.'

તો એમાં જો મનન કરવામાં આવે તો જણાશે કે હઝરત હાજી સા. (રહ.)એ કાંઇ વધારીને નથી કહ્યું, બિલકુલ ઠીક કહ્યું છે. ખુદ હદીસ શરીફમાં છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, 'જો એક સહાબી એક મુદ અથવા અડધો મુદ (અડધો શેર કે પાશેર) જવ ખૈરાત કરે અને બિનસહાબી ઉહુદ

પહાડનાં જેટલું સોનું ખૈરાત કરે, તો તે સહાબીના પાશેર જવની તોલે નથી આવી શકતું.'

હવે જરા જુઓ કે, પાશેર અનાજની કિંમતનું કેટલું સોનું થાય છે ? અને તે ઉહુદ પહાડથી શું નિસ્બત ધરાવે છે ? બલકે હું કહું છું કે કિંમતને છોડો, ખુદ પાશેર અનાજને જ લ્યો, તો ખુદ તેની મિકદાર–પ્રમાણ પણ ઉહુદ પહાડના મુકાબલામાં કોઈ નિસ્બત નથી રાખતી. તો એ હજારોનો ફરક નહિ, બલકે કરોડોનો ફેર છે. આથી ખબર પડી કે, હાજી સા. (રહ.)એ કાંઈ વધારીને નથી કહ્યું, બલકે કાંઈક ઓછું જ કરીને કહ્યું છે, પરંતુ મતલબ–હેતુ એક છે, તો કારણ સહાબાની આ ફઝીલતનું એ જ ઈલ્મ તથા મઅરિફત (ઓળખ) છે.

અત્રે કદાચ કોઈ માણસને આ શંકા થાય કે મૌલવી પણ અજીબ ચીઝ છે, એક જ વાતથી જે ચાહે તે સાબિત કરી, કામ લઈ લે છે. આ હદીસ શરીફથી હમણાં ઈલ્મની ફઝીલત (મહત્તા) સાબિત કરી અને ઘણી વાર એનાથી જ સહાબીની ફઝીલત સાબિત કરતા જોયા છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુહબતથી એવો ઈખ્લાસ પ્રાપ્ત થયો હતો કે, તેનાથી અમલમાં આ બરકત થઈ ગઈ.

## ઇલ્મ તથા ખુલૂસ એક બીજાથી અલગ નથી હોતા

તેનો જવાબ એ છે કે એ બન્નેવ વસ્તુઓ જુદી જુદી નથી, એકની પ્રાપ્તિ બીજાની પ્રાપ્તિ છે. જો ખુલૂસ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુહબતની બરકતથી હતું, તો ઈલ્મ ખુલૂસની બરકતથી હતો, બલકે જો વિચારવામાં આવે, તો એ જણાય છે કે એ હઝરાતમાં ઈલ્મનો મરતબો સુહબતથી પણ પ્રથમ છે, કારણ કે સુહબત–સહવાસ પણ ઈલ્મના જ પ્રતાપે નસીબ થઈ.

જુઓ, જયારે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ



લોકોને ઈસ્લામની દઅવત (આમંત્રણ) આપી તો કોઈને બાકી રાખ્યા હતા ? છતાં શું કારણ કે સહાબાની સમજમાં ઈસ્લામ આવ્યો અને અબૂ જહલ, અબૂ લહબ ન સમજી શકયા ? આથી જણાય છે કે, તેમની પાસે અલ્લાહ તઆલાની આપેલ કોઈ એવી દોલત મોજૂદ હતી, જે અબૂ જહલ પાસે ન હતી. હા ! કુફ્રની તારીકી–અંધકારમાં તેમની ચમક દમક છુપાયેલી હતી, જે ઈસ્લામ લાવવાથી ચમકી ઊઠી. એ જ કારણ હતું કે હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.)એ જ્યારે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોયા, તો જોતાંવેંત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રસૂલ હોવાની કબૂલાત કરી લીધી અને કહ્યું કે, 'આ ચહેરો જૂઠાનો નથી.' કોઈએ ખૂબ કહ્યું છે : શેઅર–

**મર્દે હક કી પેશાનીકા નૂર,**
**કબ છુપા રહતા હૈ પેશે ઝી શુઉર.**

કુર્આન શરીફમાં ફરમાવે છે :

**તરજુમો** : 'તેમના ચહેરા પર નિશાની છે, સિજદાની અસરથી.'

સારાંશ કે સહાબએ કિરામ (રદિ.)માં જરૂર કોઈ એવી વાત હતી, જેને લઈ તેમણે તરત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઓળખી લીધા અને બીજાઓને તે વાત નસીબ ન થઈ. તે વાત શું હતી ? તે સહાબા (રદિ.)નો ઈલ્મ તથા મઅરિફત (ઓળખ) હતી અને જ્યારે તે વખતે તેમના ઈલ્મનો આ હાલ હતો કે જ્યારે ઈસ્લામની દોલત તેમની પાસે ન હતી તો, ઈસ્લામના પછી અને સુહબત–સહવાસનો ફૈઝ મેળવ્યા પછી શો હાલ થયો હશે ?

કદાચ કોઈને આ શંકા ઉપસ્થિત થાય કે, આ સર્વ તકરીરથી તો ફકત સહાબા (રદિ.)ના ઈલ્મ તથા મઅરિફતની ફઝીલત (મહિમા) સાબિત થઈ કે તેમને તેના કારણે પાશેર સદકો કરવામાં તે સવાબ મળતો હતો, જે બીજાઓને ઉહુદ પહાડ જેટલું સોનું સદકો કરવાથી પણ નથી મળી શકતો, પરંતુ એથી આ તો સાબિત (પ્રૂફ) નથી થતું કે,



સહાબા (રદિ.)ના સિવાય બીજા બુઝુર્ગોને પણ ઈલ્મ તથા મઅરિફતના લઈ આવી ફઝીલત મળી શકે છે કે, તેમની બે રકા'ત બીજાઓની હજાર રકા'તોથી વધી જઈ શકે.

તેનો જવાબ આ છે કે, બીજા બુઝુર્ગોના ઈલ્મ પણ સહાબા (રદિ.)થી જ પ્રાપ્ત થયા છે અને સિલસિલો બરાબર ચાલ્યો આવે છે, તો સહાબએ કિરામ (રદિ.)નો જે ફૈઝ બીજા બુઝુર્ગોને પહોંચ્યો છે, તેને મિસાલ–ઉદાહરણથી સમજો. રેલગાડીને ચાલતા બધા જ જુએ છે, હવે હું પૂછું છું કે, ટ્રેનમાં જેટલા ડબ્બા લાગેલા હોય છે, તેમના ચાલવાની તદબીર–ઉપાય શું છે ? દેખીતું છે કે ઉપાય તેનો એ વિના કાંઈ નથી કે એન્જિનમાં આગ તથા પાણીથી સ્ટીમ–વરાળ તૈયાર કરવામાં આવે અને બીજા ડબ્બાઓને તેની સાથે જોડી દેવામાં આવે, તો જ્યારે એન્જિનની સાથે બાહ્ય સંબંધ થઈ જવાથી પ્રથમથી લઈ છેવટ સુધી બધા ડબ્બાઓમાં એન્જિનનો ફૈઝ આવી ગયો અને સઘળા ડબ્બાઓ ચાલી પડયા, તો શું હઝરાતે સહાબએ કિરામ (રદિ.)થી સંબંધ રાખનારાઓમાં તેમનો ફૈઝ ન આવશે ? અવશ્ય આવશે.

(વઅઝના ઝમાનામાં વરાળવાળા એન્જિનનો રિવાજ હતો, ઈલેકટ્રીક એન્જિનનો નહિ.– *યાકૂબ ઈખરવી*)

## ખુદા તઆલા તથા રસૂલ (સલ.) સુધી પહોંચવાની સરળ રાહ

અને આ તકરીરથી એ પણ સાબિત થઈ ગયું કે, જો કોઈ ખુદાપાક તથા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી પહોંચવા ચાહે તો, તેને જોઈએ કે પોતાની સાંકળ આ એન્જિનોથી મેળવી દે ! જ્યારે તેમને હરકત થશે, તો તે પણ ચાલી પડશે અને ધ્યેયને પામી લેશે. જેમ કે કહે છે કે, એક કીડીને શોખ થયો કે કોઈ રીતે કા'બા શરીફ પહોંચું. લોકોથી જાણ્યું કે તે તો ખૂબ દૂર છે અને ઘણી અગવડો વેઠયા પછી ત્યાં પહોંચાય છે.

આ સાંભળીને કીડી બીચારી ઘણી નાહિંમત થઇ. એ જ હાલમાં એકાએક એક રસ્તો બતાવનાર જોવા મળ્યો. તેને જોતાં જ તસલ્લી થઇ ગઇ કે તેનાથી જરૂર મુરાદ– હેતુની પ્રાપ્તિ થશે. તરત જ તેના પગે પડીને ખુશામદ કરવા લાગી. તેણે કહ્યું : શાંતિ રાખ, હું તને સરળ રસ્તો બતાવું છું. એટલામાં હરમ શરીફનું એક કબૂતર દેખાયું. રહબર–માર્ગદર્શકે કહ્યું : મુબારક, મુરાદ પૂરી થવાની ઘડી આવી લાગી. એના પગોથી ચોંટી જા ! કીડીએ એમ જ કર્યું અને કા'બા શરીફ પહોંચી ગઇ. આથી જણાયું કે, બુઝર્ગો સાથેના સંબંધમાં તકબ્બુર– અભિમાન ન હોવું જોઇએ. જો તકબ્બુર હશે તો ધ્યેય પ્રાપ્ત થશે નહિ.

## તકબ્બુરે આપણી રાહ મારી છે

સાહિબો ! આ વિષય ખૂબ ધ્યાનથી સાંભળવા જેવો છે. આપણા મુસલમાનોમાં અત્યારે મોટી કોતાહી આ થઇ રહી છે કે, તેઓ તેમની સાથે અભિમાનથી વર્તે છે અને કારણ ફકત એટલું જ છે કે, તેમની આવક ઘણી જ ઓછી છે, આરામનાં સાધનો તેમની પાસે ઓછાં છે. નોકર– ચાકર નથી રાખતા. પોશાક વધારે કિંમતી નથી પહેરતા. દુનિયાદાર પોતાના સામાનથી તેમના સામાનની સરખામણી કરે છે, તો જમીન, આસમાનનો ફરક જુએ છે અને સમજે છે કે, જ્યારે સામાન અમારી પાસે વધારે છે, તો અમે જ મોટા છીએ.

## તકબ્બુર–અભિમાનની બુરાઇ

પરંતુ ભાઇઓ ! યાદ રાખો કે આ મોટાઇને કારણે જ શયતાન બરબાદ થયો, જેના બરબાદ થવાથી આજે આપણે બરબાદ થઇ રહ્યા છીએ. તેણે પણ એ જ કર્યું હતું કે પોતાની ઝાહિરી શાનો–શૌકત અર્થાત્ આગથી પેદા થવું તથા હઝરત આદમ (અલૈ.)ની બાહ્ય હકારત અર્થાત્ ખાકી હોવું જોઇને પોતાને મોટો અને તેમને નાનો સમજ્યો અને ખુદા તઆલાના હુકમને કસમયનો બતાવીને માનવાથી ઇન્કાર કર્યો, જેમ કે

ઈરશાદ છે : ''અબા વસ્તક્બ-ર વ કાન મિનલ્ કાફિરીન.'' એટલે તેણે આદેશ-હુકમ માનવાથી ઈન્કાર કર્યો અને પોતાને મોટો માન્યો અને તે કાફિરોમાંથી થઈ ગયો.'

આજે આ બીમારી આમ થઈ રહી છે. સાહિબો ! હું લાગણીપૂર્વક કહું છું કે, આ બાહ્ય ટીપટાપે આપણને ગુમરાહ કરી રાખ્યા છે. ઝાહિરી હાલત પર મદાર ન રાખો, બલકે હકીકત-વાસ્તવિકતાને જુઓ ! યાદ રાખો, જો માનવી બાહ્ય દેખાવથી થયા કરત તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને અબૂ જહલમાં શું ફેર રહેત ? તો શકલો-સૂરત અને પોશાક પર કમાલનો આધાર ન રાખો. અમુક લોકો આ દુનિયાની શાનોશૌકત તથા ટીપટાપને જુએ છે. હવે બુઝુર્ગોને તેનાથી ખાલી જુએ છે, તેથી તેમને હલકા સમજે છે. ખૂબ સમજી લ્યો કે, તેમની સાદગી એ કારણે છે કે તેમને બનાવટની જરૂર નથી.

## દુનિયાની બાદશાહીની હકીકત અને તેનું ઉદાહરણ

બુઝુર્ગોની નજરમાં દુનિયાના સરસામાનની સહેજ પણ અહમ્મિય્યત-અગત્ય નથી. એક બુઝુર્ગે એક બાદશાહને પૂછયું કે, જો તમે કોઈકવાર શિકારે જાઓ અને સાથીઓથી છુટા પડી જાઓ અને તરસની તીવ્રતાથી તમારો બુરો હાલ થઈ જાય તો એવા સમયે એક માણસ તમારી પાસે એક પ્યાલો પાણીનો લઈને આવે અને કહે કે, ''જો મને અડધું રાજપાટ આપી દો તો હું તમને આ પાણીનો પ્યાલો આપું.'' તો તમે ત્યારે શું કરો ?

બાદશાહે કહ્યું કે, ''હું અડધી સલ્તનત આપીને એ પ્યાલો ખરીદી લઉં.'' ત્યાર બાદ બુઝુર્ગે કહ્યું કે, 'જો અકસ્માતે તમારો પેશાબ બંધ થઈ જાય અને કોઈ રીતે ન ખૂલે, સઘળા હકીમો પણ આજિઝ થઈ જાય અને ત્યારે એક માણસ એ શરતે પેશાબ કરાવવાનો વાયદો કરે કે,

બાકીની અડધી સલ્તનત તેને આપી દો.' તો તમે શું કરો ? બાદશાહે કહ્યું કે, "બાકીનું અડધું રાજપાટ પણ તેને આપી દઉં." બુઝુર્ગે ફરમાવ્યું કે, "હવે તો તમને પોતાની બાદશાહતની હકીકત તથા તેની કીંમત જણાય ગઈ હશે કે, ફકત એક પ્યાલો પાણી અને એક પ્યાલો પેશાબ તેની કીંમત છે."

દુનિયાદારોની તથા જે વસ્તુઓ પર તેઓ જીવ આપે છે, સાંગોપાંગ તે જ મિસાલ છે. જેમ બાળકોને તમે જોયા હશે કે, તેઓ રેતીનું ઘર બનાવે છે અને પોતાનું ઘર સમજીને ખુશ થાય છે અને જ્યારે મોટેરાં તેમને આ વ્યર્થ હરકત પર રોકે છે, તો બાળકો ખૂબ નારાજ થાય છે. તેનું કારણ એ જ છે કે તેમની દષ્ટિ આ રેતીનાં ઘર સુધી જ છે, હજુ સુધી આલીશાન બંગલાઓ તથા મોટા મોટા મહેલો તેમની નજરમાં નથી આવ્યા.

એ જ પ્રમાણે ઉમ્મતનાં હમદર્દ બુઝુર્ગો આપને આલીશાન કોઠી–બંગલાઓમાં સપડાયેલા જોઈને એ મશ્ગલા પર હંસે છે તથા આખિરતનો શોખ અપાવે છે, પરંતુ તમે તેની હકીકત ન સમજવાથી તેમનાથી નારાજ થઈ બડાઈ હાંકો છો, નહિ તો જો તમને એ વસ્તુઓની હકીકત ખબર હોત, તો પોતાના હાલ પર અફસોસ કરત.

## દુનિયાથી બેતઅલ્લુક–અસંબંદ્ધ હોવાનો મતલબ

મારો હેતુ આ નથી કે, બેઘર–ઘર વિનાના થઈ જાઓ અને જે કાંઈ તમારી પાસે છે, તેને બરબાદ કરી દો, બલકે મતલબ આ છે કે તેની મુહબ્બત ત્યજી દો અને તેનાથી દિલ ન લગાડો ! તો બુઝુર્ગોના તૂટયા ફાટયા હાલનું કારણ એ જ છે કે તેમને દુનિયાના સામાનની કાંઈ કીંમત નથી.

બીજું આ કારણ પણ છે કે, ખુદ આકા કરીમને પણ એ જ હાલ પસંદ છે, જેમ કે હદીસે કુદ્સીમાં છે કે, "હું તેમનાથી નજદીક છું



જેમનાં દિલ તૂટેલાં છે.'' મવ. રૂમ (રહ.) ફરમાવે છે કે, ''જ્યાં જમીનનો ભાગ નીચો હોય છે, પાણી ત્યાં જ જાય છે. જેને કોઈ દર્દ હોય છે, દવા તેને જ દેવામાં આવે છે. જેને કોઈ બીમારી હોય છે, શિફા તેને જ આપવામાં આવે છે. હવે જ્યારે આ તૂટેલ ફાટેલ હાલ જ અલ્લાહ તઆલાને પસંદ છે, તો બુઝુર્ગોને પણ એ જ પસંદ છે.''

## અમલ ઇલ્મ વિના લાભદાયક નથી

સાર એ કે, ઈલ્મ એવી વસ્તુ છે કે કોઈ પણ અમલ ઈલ્મ વિના ફાયદામંદ નથી, પરંતુ અમુક ઈલ્મ અમલ વિના લાભ આપે છે, જો કે તેનો નતીજો, કોઈ ને કોઈ અમલ જરૂર છે, પરંતુ તેનો આ અર્થ નથી કે અમલ તરફથી લક્ષ હટાવી લેવામાં આવે, કારણ કે ઈલ્મનો કમાલ (પરિપૂર્ણતા) જરૂર અમલ પર મવકૂફ–આધારિત છે.

## તૌહીદ–અલ્લાહ તઆલાને એક માનવાનો કમાલ (પરિપૂર્ણતા) અમલથી છે

દૂર શા માટે જવું, તૌહીદના જ અકીદા–માન્યતાને જોઈ લ્યો કે, તેની દુરુસ્તી–સહીહ હોવું તો ખચીત અમલ પર મોકૂફ–આધારિત નથી, પરંતુ નૂરાનિયત નેક અમલોથી જ થાય છે અને તેનો નતીજો એક અમલ પણ છે અને તે આ છે કે, જ્યારે આ માની લીધું કે ખુદા તઆલા કમાલ તથા તસર્રુફ–ફેરફારમાં એકલા છે, તો બીજાઓથી ડર તથા શોખ એવો ન હોવો જોઈએ, જેવો આપણને છે.

કુરઆન શરીફ તથા હદીસ શરીફથી જણાય છે કે, આ ઈલ્મોનો નતીજો અકીદાના સિવાય (જેના પર નજાત– મુક્તિનો આધાર છે) કોઈ અમલ પણ જરૂર છે અર્થાત્ આ અકીદાઓની બરકતથી મુકિત ઉપરાંત એક બીજો પણ લાભ છે.



## તકદીરના અકીદાને માનવામાં નજાત ઉપરાંત દુનિયાની પણ એક મોટી મસ્લિહત-લાભ છે

જેમ કે તકદીર-ભાગ્યનો જ આ મસ્અલો લઈ લ્યો, કે જ્યાં તેનો આ હેતુ છે કે, તેને માનવાથી છૂટકારો થશે, ત્યાં આ હેતુ પણ છે, જેને આયતમાં ઈરશાદ ફરમાવ્યો છે : **તરજુમો** : 'જે કાંઈ જમીનમાં અથવા તમારી જાનોમાં કોઈ મુસીબત પહોંચે છે, તે પ્રથમથી જ લૌહે મહફૂઝમાં મોજૂદ છે અને તમને આ અકીદો એટલા માટે શિખવાડયો કે, તમે નુકસાન થવા પર ગમગીન ન થાઓ અને જે નેઅમત મળે, તેના પર ઈતરાઓ ના."

આ આયતમાં સ્પષ્ટ રીતે જણાવી દીધું કે, તકદીરની માન્યતામાં એક મોટો લાભ આ પણ છે કે નુકસાન થવા પર સદમો ન થાય, કારણ કે ફિતરી વાત છે કે નુકસાન થવા પર રંજ થયા કરે છે. ખુદા તઆલાની મહેરબાની જુઓ કે, ગની (બેપરવા) હોવા છતાં આપણી મસ્લિહત પર નજર ફરમાવી અને આપણને એવી વાત બતાવી, જેમાં આપણા માટે ઘણી મોટી તસલ્લી-આશ્વાસનનો સામાન છે. જો સર્વ જગતનાં અક્કલવાનો મળીને તેનો ઉપાય કરત તો, એવી વાત હાથ ન આવત, જે ખુદા તઆલાએ બતાવી દીધી, તે આ કે આપણને તકદીરનો મસ્અલો શિખવાડયો.

સાહિબો ! આ જ મસ્અલો છે, જેના પરિણામે આપણે મોટામાં મોટી ચિંતા અને મુસીબતમાં પણ પોતાના દિલને તસલ્લી આપી શકીએ છીએ. જો આપણને આ મસ્અલો ન શિખવાડવામાં આવત તો, કોઈ રીતે આપણો ગમ દૂર ન થાત. કુરઆને પાકની આ આયતમાં કેટલી તસલ્લી છે. **તરજુમો** : "તકદીરમાં જે લખાય ચૂકયું છે તે જ થાય છે અને જે મુસીબત આવે છે તે ખુદા પાકના જ હુકમથી આવે છે અને ખુદા તઆલા મોટા હિકમતવાળા છે." તેમનું કોઈ કામ હિકમતથી

ખાલી નથી હોતું, માટે આ મુસીબતમાં પણ જરૂર મસ્લિહત હશે, (ભલે તે આપણી સમજમાં ન આવે.)

## ખુદા તઆલાની ઝાત તથા સિફાત-ગુણોનાં રહસ્યો પૂછવાની મનાઇ

સાહિબો ! ખુદા તઆલાની ઝાત તથા સિફાત વિશે કોને હક છે કે, જે કાંઈ ઝબાન ખોલી શકે ? અને કોનું દિમાગ છે કે જે કાંઇ સમજી શકે ? ઈરશાદે ખુદાવંદી છે : **તરજુમો** : "કે ખુદા તઆલાના ઈલ્મે, પ્રત્યેક વસ્તુને ઘેરી–આવરી લીધી છે." અને જ્યારે તેણે સર્વ જહાનને ઘેરી લીધું છે, તો એક કમઝોર માનવીનો ઈલ્મ, તેની ઝાત તથા સિફાતને સંપૂર્ણ રીતે કેમ કરી ઘેરી શકે છે ?

જો એક પાણીનો કીડો દુનિયાભરના રહસ્યો જાણવાની કોશિશ કરે અને સૂર્ય, ચંદ્ર પર (જેમનું પ્રતિબિંબ પાણીમાં નજરે પડે છે) પોતાનો અભિપ્રાય દેવા લાગે, તો શું તેમને પૂર્ણ રીતે સમજી શકશે ? કદાપિ નહીં. એ જ રીતે પથ્થરમાં રહેનારો કીડો ત્યાં જ રહીને, પથ્થર બહારની દુનિયાભરની વસ્તુઓની હકીકત સમજવા ચાહે અને જ્યારે સમજી ન શકે, તો તે વસ્તુઓની હસ્તીનો જ નકાર કરી દે, તો તેનો નકાર સહેજ પણ લક્ષપાત્ર છે ? અથવા તેની તલાશ જરા પણ કદ્રપાત્ર છે ? કદાપિ નહિ.

યાદ રાખો, જે લોકોએ કાંઇ સમજી લીધું છે, તેઓ તો એમ કહે છે કે, દુનિયાના રાઝ શું ઢૂંઢો છો ? ઈશ્કો– મુહબ્બતનાં રાઝદાર–જાણભેદુ બનો ! દુનિયાના રહસ્યો તો ન કોઈએ અક્કલથી જાણ્યાં, ન કોઈ ખોલી શકે છે. હે સાયન્સના આશિકો ! વિજ્ઞાનની ઢૂંઢ ત્યારે કરજો, જ્યારે પોતાનાં જરૂરી કામોથી નવરાશ થાય. જરા આંખ ઉઠાવીને જુઓ, તમે કેવા ભંવર–વમળ માં ફસાયેલા છો, તમારે તો હજુ ઈશ્કનો દરિયો પાર કરવાનો છે, તેને ભૂલીને આકાશો તથા તારાઓની ચિંતામાં કયાં ફસાયા ?



## મુક્તિ ઉપરાંત તૌહીદનો એક બીજો હેતુ

હવે તૌહીદને લ્યો કે, તેનો શો હેતુ છે ? તેને હું અગાઉ પણ થોડોક બયાન કરી ચૂકયો છું, પરંતુ હવે જરા વિસ્તારથી વર્ણવું છું. આપણને (સૂરએ ઈખ્લાસમાં) આ શિખવાડયું છે કે, "ખુદા તઆલાનો કોઈ ભાગીદાર નથી, તે બેનિયાઝ છે, ન તેણે કોઈને જણ્યો, ન કોઈએ તેને જણ્યો, ન કોઈ તેની બરોબરનો છે." આ અકીદાનો એક હેતુ તો આ છે કે તેને માનવાના કારણે આપણને છૂટકારો મળે.

બીજો હેતુ તેનો આ પણ છે કે, ખુદા તઆલાના સિવાય બીજા પર દૃષ્ટિ ન રહે અને તેના સિવાય કોઈથી આશા તથા ડર ન રહે, કારણ કે એ ફિતરી વાત છે કે, જ્યારે કોઈ ઘણા મોટાથી સંબંધ થઈ જાય છે, તો નાનાઓનો ડર અથવા મુહતાજી દિલમાં બાકી રહેતાં નથી.

## અકબર બાદશાહની હિકાયત ઉદાહરણ સાથે

અકબર બાદશાહની હિકાયત–કિસ્સો જાણીતો છે કે, એક વાર શિકારે ગયો. અકસ્માતે એકલો કોઈક દૂર ઠેકાણે નીકળી ગયો. ત્યાં કોઈ ગામડિયાનો મહેમાન બન્યો. જ્યારે વિદાય થયો તો ગામડિયાને કહ્યું કે, "જો તને જરૂર પડે તો મારી પાસે આવજે." એક વાર તેને કોઈ જરૂરત પેશ આવી, તો તે અકબરની પાસે ગયો. બાદશાહ ત્યારે નમાઝ પઢી રહ્યો હતો. નમાઝથી પરવારીને તેણે (અલ્લાહ તઆલાથી) દુઆ માંગી. જ્યારે દુઆ પૂરી કરી તો ગામડિયાએ પૂછયું કે, "આ તમે શું કરી રહ્યા હતા ?" અકબરે કહ્યું કે, "અલ્લાહ તઆલાથી દુઆ માંગી રહ્યો હતો." ગામડિયાએ કહ્યું કે, "શું તમને પણ કોઈની પાસે માંગવાની જરૂર પડે છે." અકબરે કહ્યું કે, "નિઃશંક, ખુદા તઆલા પાસે માંગવાની મને પણ જરૂરત છે." ગામડિયો કહેવા લાગ્યો, "તો પછી મને તમારાથી હાજત પેશ કરવાની શી જરૂર છે ? જે તમારી



મોટી મોટી બાદશાહી જરૂરતો પૂરી કરશે, તે (ખુદા તઆલા) મુજ ગરીબની સામાન્ય આવશ્યકતાઓ પૂરી ન પાડશે ?''

તો આ દિલનું ગની–બેનિયાઝ હોવું, આ તૌહીદની બદોલત–પ્રતાપે હતું, જે સહેજ મદદ મેળવીને ચમકદાર બની ગયું. એ જ પ્રમાણે અકીદા–માન્યતાના પ્રત્યેક મસ્અલાનો હેતુ આપને કુરઆન, હદીસમાં મળશે, જેનાથી જણાશે કે આ અકીદાઓથી અમલમાં ઘણું બધું કામ લેવામાં આવ્યું છે, તો તેમના પર બિલકુલ નજર ન નાખવી મોટો જુલ્મ છે, તેમને પણ ધ્યાનમાં રાખવા જોઈએ.

**જે રીતે પ્રત્યેક અમલને ઇલ્મથી સંબંધ છે, એ જ રીતે પ્રત્યેક ઇલ્મને પણ અમલથી સંબંધ છે**

આ તકરીરથી આ વાત સાબિત થઈ ગઈ છે કે, જે રીતે પ્રત્યેક અમલના માટે ઈલ્મ જરૂરી છે, એ જ પ્રમાણે પ્રત્યેક ઈલ્મના માટે પણ એક દરજ્જામાં અમલ જરૂરી છે, એ બીજી વાત છે કે એ ઈલ્મનું સહીહ–ઠીક હોવું, અમલ પર મોકૂફ (આધારિત) ન હોય, પરંતુ તેનો સંબંધ અમલથી જરૂર છે. તો આ મોટી કમી રહેશે કે ફકત ઈલ્મને જ બયાન કરીને છોડી દેવામાં આવે અને તેનો જે અમલથી સંબંધ છે, તેને બયાન કરવામાં ન આવે. એ જ કારણે મેં આ આયતને હમણાં પઢી છે, જેથી મૌ. શબ્બીર અહમદ સાહેબે જે ઈલ્મ વિશે બયાન કર્યુ છે તેના પછી આ આયતના અમલ વિશે પણ બયાન થઈ જાય.

સારાંશ કે આ આયત શરીફમાં ખુદા તઆલા શિકાયત ફરમાવી રહ્યા છે કે તમે લોકો દુનિયાથી મુહબ્બત કરો છો તથા આખિરતને છોડો છો. અત્રે દુનિયાની મુહબ્બત પછી આખિરત છોડવાનું વર્ણન ફરમાવવાથી એ પણ જણાય આવ્યું કે, દુનિયાની મુહબ્બતથી શું મુરાદ છે ? એટલે દુનિયાની મુહબ્બત તેને કહીશું જેમાં આખિરત છૂટી જાય અને એનાથી જ આ હદીસ શરીફનાં અર્થ પણ સમજમાં આવી ગયા

હશે કે, દુનિયાની મુહબ્બત પ્રત્યેક ગુનાહની જડ છે, અર્થાત્ તમામ ગુનાહોથી વધીને ગુનાહ છે.

આ તે જ મુહબ્બતને કહેવામાં આવ્યું છે, જેના લઇ આખિરત છૂટી જાય, જો આખિરત ન છૂટે, તો તે દુનિયાની મુહબ્બત સમજવામાં ન આવશે અને તેની આ બુરાઇ ન હશે. ભલે, દુનિયા તરફ પેદાઇશી રગબત–શૌખ હોય અને જરૂરત મુજબ તેને પ્રાપ્ત પણ કરવામાં આવે. તેનો કોઇ વાંધો નથી, પરંતુ આખિરતથી ગફલત ન થાય. આ હકીકત જાણવાથી ઘણી શંકાઓ દૂર થઇ જશે.

## રૂહાની બીમારીઓના ઇલાજ–ઉપચાર માટે ચાળીસ (૪૦) દિવસનું કાફી હોવું

તો જ્યારે શારીરિક બીમારીઓ માટે એક અંગ્રેજ (બિન મુસ્લિમ) ડોકટરના કહેવાથી ચાર મહિના ફુઝૂલ બરબાદ કરી દો છો, તો રૂહાની બીમારીઓના ઈલાજ માટે એક મઝહબી–ધાર્મિક તબીબના કહેવાથી ચાર માસની જગ્યાએ ચાળીસ (૪૦) દિવસ જ તેની પાસે રહો અને એ પણ જરૂરી નથી કે અકીદતમંદ થઇને રહો, બલકે ઈમ્તિહાન–પરીક્ષાના તૌર પર રહેવાની પણ છૂટ છે. હા, વિરોધી થઇને ન રહો.

આથી વધીને સહૂલત બીજી શું હશે કે આખી જિંદગીમાંથી ફકત ચાળીસ (૪૦) દિવસ માંગવામાં આવે છે. વલ્લાહ, જો તમે એમ કરી લ્યો તો, લગભગ સઘળી શંકાઓના જવાબ આપોઆપ જ ચર્ચા વિના તમારી સમજમાં આવી જાય અને આ ચાળીસ દિવસનું બંધન કે શર્ત પોતાની રાયથી નથી લગાડતો, બલકે સ્વયં હદીસ શરીફથી જ આપણને સંતોષ અપાવવામાં આવ્યો છે કે, જો ચાળીસ દિવસ સુધી કોઇ દીનના કામને પાબંદીથી કરી લે તો, ફરી ખુદા તઆલાની તરફથી આપણી મદદ થાય છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

ફરમાવે છે કે, "જે માનવી ચાળીસ દિવસ ખુદા તઆલાના માટે ખાલિસ–નિયુક્ત કરી દે, તો અલ્લાહ તઆલા તેના દિલથી હિકમતનાં ઝરણાં વહેતાં કરી દે છે."

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કુરબાન થઈ જાઓ કે આપણી પ્રત્યેક જરૂરતનો ખ્યાલ રાખ્યો છે અને તેના માટે એક તરીકો આપણને બતાવી દીધો છે કે તે મુજબ આપણે સંતોષથી કામ કરી શકીએ અને તેની રીત એ છે કે આપણે ખુલૂસની સાથે ચાળીસ દિવસ ગુજારીએ, પરંતુ એવા નહીં જેમ એક ગામડિયાએ કર્યું હતું કે, તેને એક મૌલવી સાહેબે નમાઝ પઢવાનાં માટે કહ્યું અને ચાળીસ દિવસ નમાઝ પઢવા પર એક ભેંસનો વાયદો કર્યો.

જ્યારે ચાળીસ દિવસ પૂરા થયા, તો તે માણસ મૌલવી સાહેબ પાસે ગયો અને કહ્યું કે, ચાળીસ દિવસ પૂરા થઈ ગયા, હવે ભેંસ આપો. મૌલવી સાહેબે કહ્યું કે, "ભાઈ, મેં તો એટલા માટે કહ્યું હતું કે જો તેં ચિલ્લા સુધી જમીને– નિયમિતતાથી નમાઝ પઢી લીધી, તો ટેવ પડી જશે અને ફરી નહીં છૂટે." ગામડિયો કહેવા લાગ્યો : "ભલે, ન આપો, બંદાએ પણ વુઝૂ વિના જ નમાઝ પઢી છે." તો જેમ તેને બેવુઝૂ નમાઝ પઢવાથી કાંઈ અસર ન થઈ, તેમ તમે પણ મૌલવી સાહેબ પાસે જઈને રહેવામાં દુનિયાની કોઈ નિય્યત કરી લેશો, તો ખાક પણ અસર થશે નહિ.

કેરાના નામે કસ્બામાં એક મામલતદાર સા. એક માણસને મારી પાસે લાવી કહેવા લાગ્યા કે, તેમને ઈસ્લામની અમુક બાબતોમાં શંકા છે. મેં કહ્યું કે, એનો ઈલાજ આ નથી કે આ થોડી વારની બેઠકમાં તેઓ એને પેશ કરે અને હું જવાબ આપું અને તેઓ સાંભળીને ચાલતા થાય. તેનો ઉપાય એ છે કે, થોડા દિવસ થાના ભવન (હઝરતના વતન)માં આવીને રહે અને હું જે કહ્યા કરું, તેમાં તેઓ મનન કર્યા કરે. તે સાહેબે થાના ભવન આવીને રહેવાનો ભારપૂર્વક વાયદો કર્યો હતો, પરંતુ મુદ્દત

વીતી ગઈ અને તેમનો વાયદો પૂરો ન થયો.

અસલ વાત એ છે કે, લોકો પોતાની આ હાલતને બીમારી જ નથી સમજતા. હાલાં કે એ એટલી મોટી બીમારી છે કે કોઇ પણ બીમારી તેની બરાબર નથી. ફરી રોગ પણ જૂનો છે. માટે હદીસ શરીફ મુજબ કમથી કમ એક ચિલ્લુ ઈલાજ માટે જરૂર કાઢવું જોઈએ.

આયતે શરીફમાં ફરમાવ્યું કે, "દુનિયાથી મુહબ્બત કરો છો અને આગળ વધાર્યું કે આખિરતને છોડી દો છો." આ શબ્દો વધારવાથી આ શંકાનો જવાબ થઈ ગયો કે, આલિમ લોકો આપણાથી દુનિયા છોડાવવા ચાહે છે અને આ હદીસ શરીફ વિશે પણ શંકા દૂર થઈ ગઈ કે, "દુનિયાની મુહબ્બત પ્રત્યેક ગુનાહની ચોટી–શિખર છે." કારણ કે આયત શરીફથી માલૂમ થયું કે, દુનિયાની મુહબ્બત તે જ છે જેનાથી આખિરત છૂટી જાય, ન કે દુનિયા કમાવવી. દુનિયા કમાવી જાઈઝ છે અને દુનિયાની મુહબ્બત નાજાઈઝ છે. માટે શિકાયતમાં ફરમાવ્યું કે, દુનિયાથી મુહબ્બત કરો છો, આ શિકાયત ન કરી કે દુનિયા કમાઓ છો.

## દુનિયાની મુહબ્બતના કેટલાય દરજ્જા છે

ઉપરોકત આયતમાં દુનિયાની મુહબ્બત પર નારાજગી તથા મલામત–લાન'તાન કરવામાં આવી છે. તેના કેટલાય દરજ્જા છે, જે દરજ્જાની મુહબ્બત હશે તેના પર તે દરજ્જાની નારાજગી હશે. એક દરજ્જો તો મુહબ્બતનો અંતિમ–છેવટનો છે, જેને કુફ્ર કહે છે, તેના પર નારાજગી પણ છેવટની હશે અને સજા પણ હંમેશાની હશે. ખુદાપાકનો શુક્ર છે કે મુસલમાન તેનાથી તો પાક છે. બીજો દરજ્જો આ છે કે, અકીદો–માન્યતા તો ઠીક છે કે, આખિરતને માને છે તથા દુનિયાને થોડા દિવસની સમજે છે, પરંતુ માન્યતાના તકાદા મુજબ અમલ ઠીક હોત, ડરનો ગલબો હોત, દુનિયાથી દિલ ઉચાટ હોત, આ વાતો નથી.

તેના વિશે અલ્લાહ તઆલા આ આયત શરીફમાં ફરમાવે છે :
**'ઇક્તર-બ લિન્નાસિ હિસાબુહુમ્ વહુમ ફી ગફલતિમ્ મુઅ્‌રિદૂન'** કે કિયામતનો દિવસ માથે આવી ગયો, જેમાં હિસાબ–કિતાબ થશે અને જરા જરા વાતની જાંચ ને પડપૂછ થશે, પરંતુ લોકો હજુ ગફલતની ઊંઘમાં મસ્ત છે. જે લોકો ફકત એ'તિકાદને કાફી સમજે છે અને અમલને જરૂરી નથી માનતા, તેઓ એમાં વિચાર કરે અને જુએ કે હજુ પણ તેમની રાય સહીહ રહે છે અથવા નહીં ?

એમ ન સમજો કે અમલ ન કરવો નાનો ગુનાહ છે, માટે વધારે ચિંતાની વસ્તુ નથી, કારણ કે પ્રથમ તો એ નાનો ગુનાહ નથી, બલકે મોટો ગુનાહ છે. બીજું, જો નાનો ગુનાહ પણ હોત, ત્યારે પણ લક્ષપાત્ર હતો. એટલા માટે કે નાના તથા મોટા ગુનાહની મિસાલ ચિંગારી તથા મોટા અંગારા સમાન છે. જેમ મોટો અંગારો લાપરવાઈ રાખવાથી આલીશાન મહેલને ભસ્મિભૂત કરી શકે છે, એ જ રીતે એક ચિંગારી પણ થોડા સમયમાં તે અંગારા સમાન, બલકે તેનાથી વધુ નુકસાન કરી શકે છે. જો કોઈ ભાઈ હજુ પણ નાના ગુનાહથી બચવું જરૂરી ન સમજે, તો તે મહેરબાની કરીને એક નાની ચિંગારી પોતાના છાપરામાં મૂકી જુએ.

શું કોઈ કહી શકે છે કે ચોરી, ઝિનાખોરી, રુશવત– લાંચ, જુલ્મ, હંમેશા દાઢી મુંડાવવી, ઘૂંટીથી નીચો પાયજામો રાખવો (ગીબત, ચુગલી વગેરે) નાના ગુનાહ છે, કદાપિ નહીં, હા, કુફ્રથી નાના છે, પરંતુ જે વસ્તુઓ કુફ્રથી કમ હોય, તેમનું નાનું હોવું જરૂરી નથી. જુઓ, આકાશ અર્શથી તો નાનું છે, પણ ખુદ પોતાના લિહાઝથી કોઈ નાની વસ્તુ નથી.

## દુનિયાની મુહબ્બતનો બીજો દરજ્જો અમલમાં આળસ છે અને તેનો ઉપાય

એક દરજ્જો અમલની કોતાહીનો આ છે કે, અકીદા બધા ઠીક હોય,

પરંતુ આળસ તથા આરામતલબી અમલ ઠીક ન કરવા દેતી હોય અને નફસની ઐશપરસ્તીએ દુનિયામાં ડુબાડી રાખ્યા હોય. એવા લોકોનો ઈલાજ આ છે કે, મોતને યાદ કર્યા કરે. તેનાથી અલ્લાહપાકે ચાહ્યું, તો સઘળી હાલત ઠીક થઈ જશે, કારણ કે અકીદા તો પ્રથમથી જ દુરુસ્ત છે. ફકત નફસની લઝઝતો કમ કરવાની જરૂરત છે. તેનો ઈલાજ મોતની યાદથી ઠીક થઈ જશે. હદીસ શરીફમાં છે કે, "લઝઝતોને કાપનારી વસ્તુ એટલે કે મોતને ખૂબ યાદ કર્યા કરો."

બીજી હદીસ શરીફમાં છે કે, "જે માણસ દિવસમાં વીસ (૨૦) વખત મોતને યાદ કરશે, તેને શહાદત (નો દરજ્જો) મળશે. એનો અર્થ એ નથી કે મોતના શબ્દની વીસ (૨૦) વાર તસ્બીહ પઢે, કારણ કે મોતને યાદ કરવાથી શહાદતનો દરજ્જો મળવાનું કારણ એ છે કે, એવો માણસ પોતાને સંપૂર્ણ ખુદા તઆલાની રઝામંદીમાં સોંપી દેશે અને તેની નફસાની લઝઝતો બિલકુલ છૂટી જશે અને એ વાત ત્યારે જ થઈ શકે છે જ્યારે તેનો મુરાકબો–ધ્યાન ધરે અને પ્રત્યેક સમયે તેનો ખ્યાલ રાખે. તો દુનિયાદારોમાં આટલા પ્રકારની મુહબ્બત છે.

## દીનદારોની બીમારીઓ તથા તેમનો ઇલાજ

હવે દીનદારોની હાલત વર્ણવું છું, તેમનામાં એક તો ઝાહિરવાળા છે (જે દિલની ઈસ્લાહની ચિંતા નથી કરતા.) તેમનો હાલ આ છે કે, જે ગુનાહ તેમની શાનની વિરુદ્ધ નથી અને તેનાથી લોકોમાં બદનામી નથી થતી, તેમનાથી તો પરહેઝ નથી કરતા અને જે ગુનાહોથી ઝાહિરી દીનદારી પર ડાઘ લાગે છે, તેનાથી બચે છે.

જુઓ, ગીબત એટલે પીઠ પાછળ કોઈનું બુરું બોલવું કેટલો મોટો ગુનોહ છે, પરંતુ સામાન્યજનો એને દીનદારીથી વિરુદ્ધ નથી સમજતા, માટે એવા લોકો તેનો ખૂબ શુગ્લ રાખે છે. જ્યારે શરાબખોરી દીનદારીની વિરુદ્ધ સમજવામાં આવતી હોવાથી, તેનાથી પરહેઝ કરે છે અને ગઝબ

આ છે કે, એવા લોકો પોતે પણ પોતાને દીનદાર સમજે છે.

સુબ્હાનલ્લાહ, આ અજીબ દીનદારી છે કે, ગમે તે કરી લ્યો, દીનદારના દીનદાર, એ લોકોની દીનદારી બીબી તમીઝાનું વુઝૂ છે, કે તેને એક વાર કોઈ બુઝુર્ગે વુઝૂ કરાવી દીધું હતું, ફરી આખી જિંદગી એ એક જ વુઝૂથી તેણે નમાઝ પઢી, ન તે પેશાબથી તૂટતું હતું, ન પાખાનાથી. એવી જ એ દીનદારોની દીનદારી, ન ગીબતથી તૂટે છે, ન શિકાયતથી. ગમે તે કરે, પરંતુ તેઓ પ્રથમ કક્ષાનાં દીનદાર બની રહેશે.

સાહિબો, જો તેઓ એને ગુનાહ નથી સમજતા, તો એ તો સખત ગલતી છે અને જો ગુનાહ સમજે છે અને લાપરવાઈ વર્તે છે, તો ઘણી જ મોટી ભૂલ છે, કારણ કે બેખબરી–અજાણતામાં કોઈ ગુનાહ થઈ જાય, તો કોઈ દરજામાં ઉઝર હોઈ પણ શકે છે અને જાણવા છતાં કરવામાં આવે, તો કોઈ ઉઝર પણ નથી હોઈ શકતો. તેનો ઈલાજ એ છે કે થોડા દિવસ કોઈ કામિલની સુહબતમાં રહો ! આજ સુધી આપે ફકત ઈલ્મની ખિદમત કરી છે તથા શબ્દોના વાદ–વિવાદમાં રહ્યા છો. માટે શરીઅતનો રંગ નથી ચઢયો. હવે જરા થોડા દિવસ તેને છોડીને 'હાલ' પેદા કરો, જે અલ્લાહવાળાઓની સુહબત–સહવાસ વિના નથી પેદા થતો, તેની સખત જરૂરત રહે છે. તેનાથી ઈન્શાઅલ્લાહુ તઆલા સર્વે ગુનાહ છૂટી જશે.

## ઝાહિરવાળાઓ તથા હાલવાળાઓના ગુનાહોમાં મોટો ફેર છે

એ પર કદાચ કોઈને એ શંકા થાય કે જે હાલવાળા છે, તેમના પોતાનાથી પણ તો ગુનાહ થાય છે, તો તેમની સુહબતથી બીજાઓના ગુનાહ શી રીતે છૂટશે ? તેનો જવાબ એ છે કે, પ્રથમ તો હાલવાળાઓથી ગુનાહ ઘણાં ઓછા થાય છે. બીજું, જો કદી એવી ભૂલ થઈ જાય છે, તો તરત તેમને ચિંતા થાય છે અને તેઓ શર્મ–પસ્તાવાથી રડી–કકડીને

તેને જલદી માફ કરાવી લે છે. (જ્યારે) આપણને ન ચિંતા થાય છે, ન કુઢન. આપણને શયતાને સમજાવી દીધા છે કે, અલ્લાહ તઆલાની રહમત ઘણી વિશાળ છે. માટે મન ફાવે તેમ કરો !

## ઝાહિરી આલિમોમાં દુનિયાની મુહબ્બતની બીમારી પણ છે

ઝાહિરવાળાઓમાં એક કમી તો ઉપરવાળી હતી. બીજી કમી એ છે કે, અલ્લાહ તઆલાની મુહબ્બત તેમના દિલમાં રચી નથી હોતી, એટલે એક પ્રકારની મુહબ્બત માલથી તેમને થઈ જાય છે અને માલની મુહબ્બતમાં એવા લોકો દુનિયાદારોની પાસે જાય છે. તેમની સામે પોતાની હાજત ઝાહિર કરીને તેમની નજરમાં ઝલીલ–અપમાનિત થાય છે અને તેમની ઝિલ્લતથી ઈલ્મે દીનની ઝિલ્લત થાય છે. તે લોકોને જોઈએ કે બુઝુર્ગોના આ ઈરશાદને સમજે કે, "જે ફકીર અમીરના દરવાજે જાય, (દુનિયાના લાભ માટે) તે ઘણો ખરાબ છે."

## હઝરત સલીમ ચિશ્તી (રહ.)ની હિકાયત

હઝરત સલીમ ચિશ્તી (રહ.)નો બનાવ છે કે, એક વખત આપ પગ લંબાવીને બેઠા હતા કે, બાદશાહ વઝીર સાથે આવી પહોંચ્યો. આપ એ જ રીતે બેસી રહ્યા (પગ ન સમેટયા). વઝીરને આ વાત ન ગમી. તેણે કહ્યું કે, "હઝરતે પગ ફેલાવી બેસવાનું કયારથી શીખી લીધું છે ?" હઝરતે ફરમાવ્યું : "જ્યારથી હાથ સમેટી લીધા છે." વઝીરે કહ્યું કે, "બાદશાહ આપના હાકિમ છે અને હાકિમોના અદબનો કુરઆનમાં આદેશ છે." હઝરતે ફરમાવ્યું : "બાદશાહ તમારો હાકિમ હશે, મારો તો ગુલામનો ગુલામ છે." વઝીરે કહ્યું કે, "હઝરત ! એ શી રીતે બને ?" હઝરતે ફરમાવ્યું : "મનેચ્છા તથા હવસ મારા ગુલામ છે (તાબે છે) અને બાદશાહ તેમનો ગુલામ છે. આથી મારા ગુલામના ગુલામ થયા."

## દુરવેશોમાં પણ અમુક વાતો, સુધારવાને લાયક હોય છે

દીનદારોનો બીજો વર્ગ દુરવેશો, અલ્લાહવાળાઓનો છે. તેઓ દિલમાં ઘણાં ખુશ થતા હશે કે, બધા વર્ગોની ખામીઓ ચીંધવામાં આવી, પરંતુ અમારો વર્ગ બચી ગયો. તો એ બિલકુલ સહીહ છે કે તેઓ બીજાઓથી સારા છે, પરંતુ કાનૂન છે કે, જે વસ્તુ વધારે લતીફ હોય છે, તે બગડે છે ત્યારે તેમાં બીજી વસ્તુઓથી વધારે બદબૂ–દુર્ગંધ પેદા થાય છે. હવે દુરવેશો લતાફત–પાકીઝગીમાં વધેલા છે (બીજા વર્ગોથી), માટે તેમનામાં જો કાંઇ ખરાબી પેદા થઇ ગઇ, તો તે સૌથી વધારે ખરાબ લાગશે.

તો એ વર્ગમાં ખુદા તઆલાના ફઝલો–કરમથી તે એવા તો નથી, જે બીજા વર્ગોમાં છે, પરંતુ ખામીઓથી તેઓ પણ મુક્ત નથી. જેમ કે અમુકમાં એ ખામી છે કે, તેમણે લોકોથી સંપૂર્ણ જુદાઇ અપનાવીને તેને એવી જરૂરી માની લીધી કે, બિચારા દુનિયાદારો સાથે બદ–અખ્લાકીથી વર્તવા માંડયું, હાલાં કે એ શરીઅતમાં પસંદ નથી. હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ (રહ.) ફરમાવતા હતા કે, ''દુનિયાદાર જો ફકીર (અલ્લાહવાળા)થી મળવા આવે, તો ફકીરે તેમનાથી બદઅખ્લાકીથી વર્તવું જોઇએ નહિ.'' બુઝુર્ગોનું કથન છે કે, ''જે અમીર ફકીરના દરવાજે જાય તે ઘણો સારો છે.''

હા ! તમે તેમના દરવાજે ન જાઓ, પરંતુ એક સૂરતમાં તેની પણ રજા છે, જયારે તમને ઈસ્લાહની આશા હોય અને તમને અમીર બોલાવે, તો માન સહિત ચાલ્યા જાઓ અને તેમનાથી કોઇ વાતમાં દબાઓ નહિ. એવી સૂરતમાં જવાનો કદાપિ ઈન્કાર ન કરો.

## ઝિક્રો–શુગ્લથી કેફિયતો મકસૂદ ન હોવી જોઇએ તથા તેના વિશે એક હિકાયત

એક કોતાહી દુરવેશોમાં આ હોય છે કે, બહુધા અલ્લાહ પાકનું નામ લેવામાં એના તાલિબ હોય છે કે દિલમાં કંઇક ગરમી પેદા થાય અથવા કંઈક દેખાય. આ મહાન ભૂલ છે. (ફકત અલ્લાહ પાકની રઝા–ખૂશ્નુદી જ ઝિક્રો–શુગ્લનો ધ્યેય હોવો જોઇએ.) શૈખ સઅદી (રહ.)એ 'બોસ્તાં'માં લખ્યું છે કે, "એક માણસ દરરોજ બંદગી કરતો. છેવટે એક દિવસ અવાજ આવ્યો કે, "ગમે તે કરો, કાંઇ જ કબૂલ ન થશે, પરંતુ એ પછી પણ તેઓ ઇબાદતમાં લાગેલા જ રહ્યા." આ કિસ્સાની જાણ તેમના એક મુરીદને પણ થઇ. તેણે કહ્યું કે, 'જ્યારે ત્યાં કબૂલ જ નથી, તો એવી બંદગીથી શો લાભ ?' તેમણે જવાબ દીધો કે, 'ભાઇ ! દિલ તેનાથી ફેરવી શકીએ છીએ, જેના વિના ચાલી શકે, જ્યારે તેમના વિના કોઇ આશરો જ નથી, તો તેમને છોડીને કયાં જાઉં ?' આટલું કહેતાં જ રહમતે ઇલાહી જોશમાં આવી અને અવાજ આવ્યો કે, "ખૈર, કોઇ હુન્નર–પાત્રતા તો તમારામાં નથી, પરંતુ અમારા વિના બીજું કોઇ ઠેકાણું નથી, એટલા માટે કબૂલ કરીએ છીએ." તો આપણું કામ તો ઇબાદત છે, રહ્યો લાભ તો તેના પર સહેજ પણ નજર ન હોવી જોઇએ.

## ઝિક્રથી કેફિયતોનો ઇરાદો કરવો, દુનિયાની મુહબ્બતમાં દાખલ છે

અને જો એમ ન કર્યું તો તમે પણ દુનિયાના તાલિબ છો, કારણ કે જે કાંઇ તમે કરો છો, તેના નતીજાનો વાયદો આખિરતમાં છે, ન કે દુનિયામાં. ત્યાં નિઃશંક મહરૂમી ન થશે. "**વલ્લઝી–ન જાહદૂ.......**"ની આયતનો અર્થ હું એ સમજું છું કે, "જે લોકો દીનના કામમાં મહેનત–

મુજાહદો કરે છે, તેમના માટે દુનિયામાં તો આ વાયદો છે કે, અલ્લાહ તબારક વ તઆલા પોતાના રસ્તાઓ પર ચાલવાની તૌફીક આપશે, પરંતુ આ વાયદો નથી કે, કેફિયતો મળશે તથા લતીફાઓ સાફ થઈ જશે.[1] હા, આખિરતમાં અલ્લાહ તઆલા તેમની સાથે હશે અને તેમની નઝદીકી–સામીપ્ય મળશે. નઝદીકી તો દુનિયામાં જ પ્રાપ્ત થઈ જાય છે, પરંતુ સંપૂર્ણ ઝુહૂર– પ્રાગટ્ય આખિરતમાં થાય છે.

જો કે દુનિયામાં પણ તેની અસર દેખાય છે કે, એવો માણસ પોતાના દિલને જુએ છે કે તે હર હાલમાં ખુદાપાકથી રાજી છે. જેની બાબત ઈરશાદ છે : **''રઝિયલ્લાહુ અન્હુમ વ રઝૂ અન્હૂ''** અર્થાત્ ખુદા તઆલા તેમનાથી રાજી છે અને તેઓ ખુદાપાકથી, પરંતુ આંખોથી મુશાહદો–પ્રત્યક્ષ દર્શન આખિરતમાં થશે.

આમ, દુનિયાની મુહબ્બતનાં સઘળા દરજાઓ જણાય આવ્યા. હવે પાક પરવરદિગારે આલમથી દુઆ કરો કે, તે આપણ સૌને અમલની નેક તૌફીક અર્પણ કરે, આમીન, યા રબ્બલ આલમીન !



[1] સૂફીઓના નજીક માનવીમાં ૬ લતીફા છે જેમ કે દિલ, રૂહ વગેરે. ઝિક્રો–શુગ્લથી તેમને સાફ કરાય છે.

પ્રકાશન નં. ૫૧૮

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# ઈસ્લામી મુઆશરત (જીવન-વહેવાર) અપનાવીએ !



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત-ઈન્ડિયા)

## અનુક્રમણિકા

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.**

# ઈસ્લામી મુઆશરત (જીવન-વહેવાર)ના હકો

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**'યા અહ્લલ્ કિતાબિ લા તગ્લૂ ફી દીનિકુમ્ ગય્રલ હક્કિ વલા તત્તબિ-ઉ અહ્વા-અ કવ્મિન્ કદ્ દલ્લુ મિન્ કબ્લુ વ-અ દલ્લુ કષીરંવ્ વ દલ્લુ અન્ સવાઇસ્સબીલ** : 'હે અહલે કિતાબ-કિતાબવાળાઓ ! તમે પોતાના દીનમાં નાહકનો વધારો ન કરો અને તે લોકોના વિચારો પર ન ચાલો, જેઓ પ્રથમ પોતે પણ ગલતીમાં પડી ચૂકયા છે અને ઘણાઓને ગલતીમાં નાખી ચૂકયા છે અને તેઓ સીધા રસ્તાથી દૂર થઇ ગયા હતા !'

આ આયતે શરીફહથી નીચેના મુદ્દાઓ સંકલિત છે :

(૧) મેં આગળના એક બયાનમાં અમુક હકો વિશે બયાન કર્યું હતું કે એક મુસલમાનના બીજા મુસલમાન પર ઘણા હકો છે, દા. ત. સલામ કરવી, દાવત કબૂલ કરવી, બોલાવે તો જવાબ દેવો, છીંક આવતા અલ્હમ્દુ લિલ્લાહ કહે તો તેનો જવાબ દેવો, બીમાર હોય તો ખબર લેવી, ગુજરી જાય તો તેના જનાઝામાં શરીક થવું, આ હકો તો પાસે હોવાની હાલતના છે. અમુક હકો દૂર હોવાની હાલતના છે, જેમ કે એક મુસલમાનની પાછળ તેની કોઇ ગીબત કરે તો તેને રોકવી, તેના પર કોઈ તોહમત મૂકે તો તેનો રદિયો આપવો વગેરે. મેં વાયદો કર્યો હતો કે આ હકોના જરૂરી આદાબ કોઇ મોકા પર બયાન કરીશ તો આજે તે આદાબ બયાન કરું છું !

## અખ્લાક–સંસ્કાર તથા ટેવો માટે પણ ખાસ આદાબ છે

જાણવું જોઈએ કે, અખ્લાક અને આદતો માટે પણ અમુક નિયમો છે, જેમ કે નમાઝ, રોઝા વગેરેની હદો નક્કી થયેલી છે, જેમાં વધઘટ થવાથી તેમનો હક અદા નથી થતો, જેમ ચાર રકા'તવાળી નમાઝ પાંચ રકા'ત અથવા ત્રણ રકા'ત પઢવાથી અદા નથી થતી અથવા રુકૂઅમાં કુરઆન શરીફ પઢવું જાઈઝ નથી, બલકે ઓર ગુનાહ છે અથવા જેમ અસરના ટાઈમ સુધી રોઝો રાખવાથી રોઝો નથી થતો અને ઈશા સુધી રોઝો રાખવાથી ગુનાહ થાય છે. એ જ રીતે અખ્લાક–આદતોમાં હદથી વધારો–ઘટાડો કરવાથી બંદાના શિરે બુરાઈ આવે છે. માટે તેમના આદાબ તથા હદોનું જાણવું જરૂરી છે. આજે લોકોની આદતો જોતાં લાગે છે કે, તેમના આદાબથી મહદ્અંશે લોકો અજાણ છે. જાણે તેમને દીન જ નથી સમજતા, તેથી પોતાની સમજમાં જે આવ્યું તે કરી લીધું. અમુક જાણકારો અખ્લાક–આદતોમાં કમી કરવાને તો ખરાબ સમજે છે, પરંતુ વધારો કરવાને બુરું નથી માનતા, બલકે દરેક પ્રકારના વધારાને પસંદ કરે છે તથા મકસૂદ સમજે છે, જ્યારે કે આયતે શરીફહમાં ઝિયાદતીની બુરાઈ બયાન કરવાથી જણાય છે કે, કમીની જેમ જ ઝિયાદતી પણ બુરી છે !

ઉદાહરણ રૂપે સલામને લો, તેમાં કેટલો વધારો કરે છે કે ઝિક્ર, કુર્આન, ખુત્બા, અઝાન વગેરે સૌમાં આવતાં– જતાં સલામ કરે છે. કહેવત મશહૂર છે : ‘‘ઓછે ને સીખા સલામ, સુબ્હ દેખે ન શામ.’’ આ પ્રકારની ઝિયાદતી પણ ઈસ્લામમાં પસંદ નથી. જેમ કે, **‘લા તગ્લૂ ફી દીનિકુમ.’** ફરમાવ્યું, અર્થાત્ : પોતાના દીનમાં નાહકનો વધારો ન કરો ! તેની મિસાલ નુસખા જેવી સમજવી જોઈએ કે હકીમે જે દવા પાંચ ગ્રામ લખી હોય, જો તેને દસ ગ્રામ લેવામાં આવે, તો નુકસાન કરે છે એ જ રીતે શરીઅત જયારે રૂહાની–આત્મિક ઉપચાર કરે છે તો

તેના હુકમોમાં પણ વધઘટ કરવાથી અવશ્ય નુકસાન થાય છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "આ અલ્લાહ તઆલાની નિશ્ચિત (નક્કી) કરેલી હદો છે, તો તમે તેમનાથી આગળ ન વધો!"

(૨) અખ્લાકના આદાબ તથા હકો બયાન કરવાનો વાયદો આજે પૂરો કરું છું, કારણ કે વાયદો પૂરો કરવો પણ શરીઅતમાં વાજિબ છે. લોકો તેમાં પણ સુસ્તી કરે છે. વાયદો પૂરો કરવાની પરવા નથી કરતા. ખૈર, તે હુકૂક તથા અદબોમાંથી એક સલામ છે, તે સુન્નતે કિફાયહ છે. એટલે કે સાથીઓમાંથી જો કોઈ એક પણ સલામ કરી લે, તો બધાના જિમ્મેથી ઊતરી જાય છે!

## સલામ કરવામાં બેઇહતિયાતી (અ-સાવચેતી)

એક તો આ નથી જોવામાં આવતું કે આ ટાઈમ સલામ કરવાનો છે કે નથી? અમુક પ્રસંગે સલામ કરવી મના પણ છે, જેમ કે ઝિક્ર, તિલાવત કે નમાઝ પઢનારને સલામ કરવી મના છે, કારણ કે એવા સમયે સલામ કરવી, બીજાને ખુદા તઆલા તરફથી હટાવીને પોતાની તરફ મશગૂલ કરવો છે. શું એ અદબ–વિવેકની વિરુદ્ધ નથી? અવશ્ય છે. એક બુઝુર્ગ ફરમાવે છે કે, "જો કોઈ અલ્લાહ તઆલામાં મશગૂલ થનારને પોતાની તરફ મશગૂલ કરવા ચાહે, તો તેને તરત જ અલ્લાહ તઆલાનો ગઝબ આવી પકડે છે." હા, જો કોઈ સખત જરૂરત ઊભી થાય તો ઝિક્રને છોડીને બીજું કામ કરવું જુદી વાત છે. જેમ કે કોઈ માણસ કૂવામાં પડવા લાગે તો એવા સમયે નમાઝ પણ તોડીને તેને બચાવવું જરૂરી છે. યાદ રાખવું જોઈએ કે, જ્યારે ઇબાદત વખતે સલામ કરવી પણ આ કારણથી મના થઈ ગઈ કે અલ્લાહ તઆલા સાથેની મશગૂલીમાં ખલલ ન પડે તો બીજાં એવાં કામો પણ અવશ્ય મના થઈ જશે, જેમનાથી બીજાનું દિલ વહેંચાઈ જાય, જેમ કે તેને ખબર કરવા માટે ખંખારવું, ખાંસવું અથવા તેની પીઠ પાછળ બેસી જવું એથી બીજા માણસની તબિયત પરેશાન થાય છે!

પોતાના પર કિયાસ કરી જુઓ ! જો આ બાબતો આપણી સાથે કરવામાં આવે તો તકલીફ થાય છે કે નહિ ? ફરી એ જ વાતો બીજાઓ માટે કેમ પસંદ કરો છો ? કેટલાક લોકો પીઠ પાછળ બેસવાને અદબ સમજે છે, તો અદબ એવી વસ્તુમાં પણ નથી થઈ શકતો, જેમાં બીજાને તકલીફ થાય. એ જ રીતે અમુક લોકો ઝિક્ર કે (બીજી કોઈ ઈબાદત વેળા) બીજા આદમીની વાટ જોઈને તાકતા રહે છે. એથી પણ બીજાની તબિયત પરેશાન થાય છે. જો ઈન્તિઝાર કરવો હોય તો એવી જગ્યાએ બેસીને કરવો જોઈએ કે ઝિક્ર કરનાર તેને ન જુએ અને આ માણસ તેને જોઈ શકે કે જેથી ઝિક્ર કરનારનું દિલ પરેશાન ન થાય (તથા તેની એકાગ્રતામાં ખલલ ન થાય).

## કેટલાક લોકો બીજી ગરજથી પીઠની પાછળ નિય્યત બાંધી લે છે

કેટલાક લોકો બીજી જગ્યા હોવા છતાં ખાસ પીઠની પાછળ નિય્યત બાંધી લે છે. પ્રથમ તો તેમાં શિર્કથી મુશાબહત–મળતાપણું છે. બીજું, કોઈ આદમીને કેદ કરી દેવું છે કે જ્યાં સુધી એ સલામ ન ફેરવે, તે ગરીબ કયાંય જઈ પણ નથી શકતો. અમુક ફૈઝ લેવાના ખ્યાલથી પાછળ બેસી જાય છે. તો યાદ રહે, ફૈઝ તકલીફ દેવાની હાલતમાં નથી પહોંચી શકતો. એ મોટી ભૂલ છે કે, તકલીફ પણ આપીએ અને ફૈઝની પણ ઉમ્મીદ રાખીએ. અમુક અદબ પણ તકલીફ દેનાર છે. એવો અદબ પોતે જ છોડી દેવો જોઈએ.

જુઓ, હઝરાતે સહાબા (રદિ.) પોતે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે ઊભા થતા ન હતા, કારણ કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને પસંદ નથી ફરમાવતા. અદબ એ જ છે કે, પોતાના બુઝુર્ગની રઝામંદીની કોશિશ કરો. ત્યાં સુધી કે જો કોઈક રીતે જાણ થઈ જાય કે રસ્તામાં સાથે ચાલવાથી તકલીફ થાય છે, તો સાથે પણ ન જવું જોઈએ. એ જ રીતે જોડા– ચંપલ ઉઠાવવાથી જો તકલીફ થાય તો તે પણ ન ઉઠાવે.

## હઝ. મવ. ફતેહ મુહમ્મદ સા. (રહ.)નો બનાવ

જનાબ મવ. ફતેહ મુહમ્મદ સા. (મર્હૂમ)નો બનાવ છે કે, જુમ્આ પછી મસ્જિદથી બહાર તશરીફ લઈ જઈ રહ્યા હતા કે એક માણસે આવીને જૂતા લેવા ચાહ્યા. મવલાનાએ નમ્રતાના કારણે ન દીધા. તેણે આગ્રહ કર્યો. મવલાનાએ જોરથી પકડી લીધા તો તેણે એક હાથથી તો મૌલવી સાહેબનો હાથ દબાવ્યો અને બીજા હાથથી ઝટકો મારીને જોડા લઈ લીધા. જુઓ, તે માણસે એક ખ્યાલી અદબ માટે તે બુઝુર્ગને કેવી તકલીફ આપી અને અદબથી વધીને બેઅદબી થઈ ગઈ. આ વાતો મા'મૂલી નથી. ભલે, એ નમાઝ–રોઝાની જેમ ઈસ્લામના ફર્ઝોમાંથી નથી, પરંતુ કેમ કે અખ્લાક–આદતોનો સંબંધ બીજાઓથી છે અને તેથી બંદાઓના હકોમાં દાખલ છે, તેથી તેમાં વધઘટ કરવાથી અઝાબનો ખતરો વધારે છે. જ્યારે નમાઝ–રોઝા અલ્લાહ તઆલાના હકો હોવાથી તેમાં એટલો અઝાબનો ડર નથી, કારણ કે અલ્લાહ તઆલા બખ્શનાર છે. તેમનાથી બખ્શિશની ઉમ્મીદ કંઈ વધારે નથી, પરંતુ બંદાઓના હકો તેમના પોતાના માફ કરવાથી જ માફ થાય છે, તેથી તેમની રિઆયત વધારે જરૂરી છે.

(૩) અમુક માણસોને એ આદાબ જરા સખ્ત શબ્દોથી શિખવાડાય છે, કારણ કે અમુક તબિયતો માટે સખતીની જરૂરત રહે છે, તો તેઓ બુરું માને છે તથા તેને અખ્લાકની વિરુદ્ધ સમજે છે. તો જાણવું જોઈએ કે, બદ–તમીઝીની વાત પર સખતી કરવું અખ્લાકના ખિલાફ નથી. હદીસ શરીફમાં છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પડેલી વસ્તુનો મસ્અલો પૂછયો કે, જો કોઈ બકરી રખડતી (બિનવારસી) મળે, તો (તેનું) શું કરે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તેને પકડી લેવી જોઈએ, નહિતર કોઈ બીજો માણસ અથવા વાઘ–વરુ લઈ જશે.' ફરી તે માણસે ઊંટ વિશે પણ એ જ પૂછયું, તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નાખુશ થયા અને તેઝીથી જવાબ આપ્યો કે, 'ઊંટથી તમને શી નિસ્બત ?

તે તો ઝાડપાન ખાઈને, પાણી પીને પોતે જ પોતાના માલિક પાસે પહોંચી જશે.'

આથી માલુમ થયું કે, બે–તમીઝી–અસભ્યતાની વાત પર ગુસ્સો કરવો જાઈઝ છે. તો અખ્લાકની હકીકત આ છે કે, વિના કારણે કોઈને તકલીફ ન પહોંચાડે. કેટલાક લોકો કોઈના ઘરે જઈને (બોલાવવા) બૂમાબૂમ કરે છે, એ પણ તકલીફ આપવું છે. જે લોકો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દરવાજા પર આવીને પુકારતા હતા, તેમના વિશે અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે : ''બેશક, જે લોકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હુજરાઓની બહારથી પુકારે છે, મોટા ભાગે તેઓ નાસમજ છે.''

(૪) સલામનો એક અદબ તો આ બયાન થયો કે, જે ઈબાદતમાં મશગૂલ હોય તેને સલામ ન કરે. બીજો અદબ આ છે કે, જે ગુનાહમાં મશગૂલ હોય તેને સલામ ન કરે, કારણ કે ગુનેહગારની તા'ઝીમ જાઈઝ નથી અને સલામ એક પ્રકારની તા'ઝીમ છે. એક અદબ સલામનો આ છે કે, પેશાબ–પાખાનાની હાલતમાં સલામ ન કરે. એ જ પ્રમાણે ખાવા–પીવાની હાલતમાં સલામ ન કરે. ત્યારે જો સલામનો જવાબ આપે, તો શ્વાસ નળીમાં અંતરસ જવાનો ખતરો રહે છે. આ બયાનમાં બીજા પણ ઘણા અદબ તથા અહકામ આવી ગયા.

## મુસાફહા (હસ્તમેળાપ)ના આદાબ

સલામ પછી મુસાફહા કરવામાં આવે છે, તેના પણ થોડાક જરૂરી આદાબ બયાન કરું છું. જાણવું જોઈએ કે, મુલાકાત થાય ત્યારે તો (મુસાફહા કરવો) સૌના નજીક સુન્નત છે અને રુખ્સત–વિદાય વેળા મુસાફહામાં ઈખ્તિલાફ (મતભેદ) છે. કેટલાકના મતે સુન્નત છે, કેટલાકના મતે નથી અને આ બન્ને મોકા સિવાય બીજા કોઈ સમયે મુસાફહા સાબિત નથી. તો મુસાફહા માટે પણ નિયમ નક્કી થયા અને એમાં મુસાફહાની ખુસૂસિય્યત– વિશેષતા નથી, બલકે પ્રત્યેક વસ્તુના

માટે ખાસ ખાસ કાનૂન અને શર્તો હોય છે કે તેમના વિના કોઈ વસ્તુ સહીહ નથી થતી. જેમ નાના ગામડામાં હનફીઓના નજીક જુમ્આની નમાઝ નથી થતી, જેમ કે હજ મુંબઈમાં નથી થતી !

અવામ—સામાન્યજનોએ મસાઈલમાં આલિમો સાથે વિવાદમાં ન ઊતરવું જોઈએ, કારણ કે દલીલનું સમજવું આસાન—સરળ નથી. તેના માટે ઘણા ઈલ્મની જરૂર છે. અલબત્ત, હુકમનું જાણવું બેશક, આસાન છે કે મસ્અલા જાણી લો, તે પર અમલ કરી લો ! બાકી, દલીલ દરેકની સમજમાં નથી આવી શકતી, પરંતુ અફસોસ ! આમ લોકો ઈલ્મ ન હોવા છતાં આલિમોથી મુકાબલો કરે છે. મૂળ વાત આ છે કે, તેમનાં દિલોમાં આલિમોની ઈઝઝત નથી, નહિતર કદી તેમનાથી બહસ (વાદવિવાદ) ન કરત !

જુઓ, જો કોઈ એન્જિનિયર કોઈ આલીશાન ઈમારતને ધરાશયી કરવાનો હુકમ આપે અને તેનું કારણ વિગતે ન સમજાવે, તો પણ ઈમારત વિના વિવાદે પાડી નાખવામાં આવે છે, કારણ કે તેને નિષ્ણાંત તથા ભરોસાપાત્ર સમજવામાં આવે છે અને મોટો લાયક માણસ (પોતાના ક્ષેત્રનો) પણ સમજે છે કે (બાંધકામમાં) જે વાત એન્જિનિયર સમજી શકે છે તે હું નથી સમજી શકતો. અફસોસ ! અમુક તો (વિવાદથી) આગળ વધીને સલાહ આપે છે કે શરીઅતના અમુક હુકમો બદલી કાઢવા જોઈએ !

એ લોકો એટલું નથી સમજતા કે, વકીલને કાનૂન તથા કલમ પૂછવાનો તો અધિકાર છે, પરંતુ કારણ પૂછવાનો અધિકાર નથી, કારણ કે પ્રથમ તો ઘણા વકીલ કારણને જાણતા જ ન હશે અને જે જાણે છે તેઓ પણ કહી શકે છે કે, કાનૂન બતાવવો અમારું કામ છે, કાનૂનનું કારણ બતાવવું નહિ, તે કાનૂન બનાવનારાઓને પૂછો અને કાનૂન બદલવાની રાય દેવી તથા તેમાં બહસ—ચર્ચા કરવી, તો સાફ હુકૂમતનો ઈનકાર છે. અફસોસ ! દુન્યવી હુકૂમતના કાનૂનમાં દખલ દેવાને તો નાજાઈઝ મનાય, પરંતુ શરીઅતના કાનૂનમાં દખલ દેવાને

આસાન મનાય. શરીઅતના હુકમોનો હાલ રસમો–રિવાજ જેવો સમજે છે કે, જેમાં લાભ જોયો, તે મુજબ બદલી નાખ્યો ! હવે મુસાફહા વિશે અરજ કરું છું.

## જ્યારે મુસાફહા કરવાથી તકલીફ થાય ત્યારે મુસાફહા ન કરવો જોઇએ

કોઈક વેળા મુસાફહા કરવાથી બીજા માણસને તકલીફ થાય છે જેમ કે એક હાથમાં જોડા, બીજા હાથમાં છત્રી છે, તો મુસાફહા શી રીતે કરે ? એ સિવાય કે જોડા મૂકી દે, તો ખુદ તેની તકલીફ દેવી જ અયોગ્ય છે. એ જ રીતે જે માણસ કામમાં હોય તેનાથી મુસાફહા ન કરવો જોઈએ. એથી તકલીફ પણ થાય છે અને નુકસાન પણ. એ જ પ્રમાણે જે માણસ ઉતાવળે જઈ રહ્યો હોય, તેને મુસાફહા માટે રોકવું યોગ્ય નથી, કારણ કે તેના જરૂરી કામનો હરજ થતાં તેને તકલીફ થાય છે. એ જ રીતે અમુક માણસો મજલિસમાં પહોંચીને બધાં જ સાથે મુસાફહા કરે છે. જો તેઓ કશા કામમાં હોય તો એટલી વાર સૌ નકામા થઈ જાય છે, તેથી દિલમાં તંગી થાય છે. એવી જ રીતે ઘણાખરા લોકો બયાન પછી બયાન કરનાર સાથે અવશ્ય મુસાફહા કરે છે, (જ્યારે કે બયાનથી પહેલાં પણ વક્તા મુકર્રિરને જોઈ ચુક્યા હતા, હવે સંજોગ અને સમય હોવા છતાં ત્યાં સલામ તથા મુસાફો ન કર્યો, તો બયાન પછી તેને કરવું જાણે બયાનની ખુસૂસિય્યત–વિશેષતા ઠરાવી, જ્યારે કે શરીઅતમાં મુસાફાના માટે બયાનનું નક્કી તથા ખાસ કરવું સાબીત નથી.) તો પ્રથમ તો એ બિદઅત છે અને વળી તકલીફ પણ છે. તો જે વાતમાં તકલીફ હોય તેને છોડી દેવી જોઈએ !

## સિફારિશ–ભલામણના આદાબ

જો ઈશારાથી જણાય કે સિફારિશ કરવાથી બીજા માણસ પર બોજ થશે, તો એવી ભલામણ ન કરો. કોઈક વાર તેના પર અમલ કરવું

તેની મસ્લિહતની વિરુદ્ધ હોય છે અને ભલામણ કરનારના લિહાઝ અને તેના દિલ તૂટવાના ખ્યાલથી પોતાની મસ્લિહતો વિરુદ્ધ વર્તવા પર તે મજબૂર થાય છે. જ્યારે સિફારિશ કરનાર આ ખ્યાલમાં રાચે છે કે, અમે ફલાણાનું કામ બનાવી આપ્યું, પરંતુ તેને જાણ નથી કે, નાહક બીજા માણસ પર બોજ નાખીને તેના હિતનું ખૂન કર્યું. જો સિફારિશની જરૂર હોય તો તેમાં સ્પષ્ટ જાહેર કરી દેવું જોઈએ કે, તમારી મસ્લિહતની વિરુદ્ધ ન હોય તો આ કામ કરજો, નહિતર કંઈ નહિ, જેથી તે ભીંસ ન અનુભવે.

જુઓ, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત બરીરહ (રદિ.)થી તેમના ખાવિંદ મુગીષ (રદિ.)ની સિફારિશ કરી કે તેમની સાથે નિકાહ કબૂલ કરી લ્યો ! બરીરહ (રદિ.) જાણતાં હતાં કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ભલામણમાં દબાણ નથી કરતા, તેથી પૂછયું : ''આપ ભલામણ ફરમાવો છો કે આદેશ ?'' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''ભલામણ કરું છું, હુકમ નથી.'' બરીરહ (રદિ.) આ જાણતાં હોવાથી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ભલામણ કબૂલ ન કરવાથી નારાજ ન થશે, સિફારિશ માનવાનો ઈનકાર કરી દીધો. તો સિફારિશ–ભલામણ આવી હોવી જોઈએ. આમ નહિ કે તમારે આ કામ કરવું જ પડશે. અફસોસ ! આપણે સઘળા મામલાઓ તથા ટેવો બગાડી નાખી. કઈ કઈ વસ્તુની ઈસ્લાહ કરાય ? તે ઉર્દૂ કહેવત જેવો હાલ છે કે, 'ઊંટ રે ઊંટ ! તેરી કોન સી કલ સીધી ?–તારું કયું અંગ સીધું ?'

સારાંશ કે, આ વાતનો ખ્યાલ રાખે કે બીજાઓને તકલીફ થાય તે કામ ન કરે. જેમ કે દાવત થોડા માણસોની હતી અને વધારે આવી ગયા. એ બીમારી પણ એવી આમ છે કે, લોકો શાદી–વિવાહમાં તેની પરવા નથી કરતા. ભલે, દાવત દેનારે તેટલો બંદોબસ્ત ન કર્યો હોય કે તેની શકિત પણ ન હોય. એક ભાઈ મઝાકી–વિનોદી સ્વભાવના હતા. તેમણે જોયું કે શાદી વગેરે આમ દાવતોમાં લોકો પોતાના એક–બે બાળકોને અવશ્ય સાથે લાવે છે, તો તેમણે દિલલગી કરી કે, એક દાવતમાં પોતાના વાછરડાને સાથે લઈ ગયા અને

જમતી વેળા તેની પ્લેટ પણ મૂકાવી. લોકોએ નવાઈથી કહ્યું કે, આ શી મજાક છે ? તેમણે કહ્યું કે, "ભાઈ ! બીજા લોકો પોતાની અવલાદને સાથે લાવે છે, મારે અવલાદ નથી, મને એ વહાલો છે, તેથી એને લઈ આવ્યો." સાર એ કે સૌ એ સાંભળી શરમિંદા થયા અને એ રસમ મોકૂફ થઈ !

હદીસ શરીફમાં છે : એક વાર એક માણસ કહ્યા વિના દાવતમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે થઈ ગયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મકાન પર પહોંચીને માલિકને સાફ ફરમાવી દીધું કે, "આ એક માણસ અમારી સાથે થઈ ગયા છે. જો તમારી રજા હોય તો આવે, નહિતર ચાલ્યા જાય." ઘર માલિકે ઈજાઝત આપી દીધી અને તે શરીક થઈ ગયા. રહી આ શંકા કે કદાચ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના લિહાઝ–શરમથી તેને રજા આપી હોય. તેનો જવાબ આ છે કે, આવા મામલાઓમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબા (રદિ.)ને એટલી આઝાદી આપી હતી કે, જેનું દિલ ચાહે, તે કબૂલ કરતો અને ન ચાહતું તો ઈનકાર કરી દેતો. જેમ કે હઝરત બરીરહ (રદિ.)ના કિસ્સામાં હમણાં જોયું, એક કિસ્સો એથી ચડિયાતો જુઓ !

મુસ્લિમ શરીફમાં છે : એક વાર એક ઈરાનીએ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દાવત કરી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શરત કરી કે, 'સાથે આઈશા (રદિ.)ની પણ દાવત હોય'. તેણે કહ્યું કે, 'આઈશા (રદિ.)ની નહિ.' તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'ફરી અમારી પણ નહિ.' ફરી તેણે આગ્રહ કર્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી એ જ ફરમાવ્યું. તેણે અમુક વાર ઈનકાર કર્યો. જો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો લિહાઝ–દબાણ હોત તો તે ઈનકાર શી રીતે કરત ? ફરી પોતાની ખુશીથી તેણે હઝરત આઈશા (રદિ.)ની પણ દાવત કરી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કબૂલ ફરમાવી અને એ જાઈઝ છે કે દાવત કબૂલ કરવામાં કોઈ શર્ત લગાડે. સારાંશ કે, આજકાલનો તકલ્લુફ તે સમયમાં ન હતો.

આપણે પોતે પોતાનો હાલ બગાડી રાખ્યો છે અને આપણો હાલ જોઈ બીજી કોમો ઈસ્લામને અપૂર્ણ તથા ઘટિયા માનવા લાગી છે. તો અસલમાં ઈસ્લામને આપણે જ બદનામ કરી રાખ્યો છે !

(૫) જે રીતે તે મોકાઓ પર મુસાફહા કરવાથી તકલીફ થાય છે, જેમનું વર્ણન કરવામાં આવ્યું, એ જ રીતે ખાવા વગેરેના સમયે મુસાફહા કરવું સરાસર અસભ્યતા છે. હાથ તો સાલનથી ખરડાયેલા છે અને તેમને મુસાફહાની પડી છે. અમુક આ બેતમીઝી કરે છે કે હાથમાં પેશાબની બોટલ છે, બસ, તેને મૂકી અને મુસાફહા કરવા લાગ્યા. આ નફાસત–પાકીઝગીના બિલકુલ વિરુદ્ધ છે, ભલે, હાથમાં કાંઈ ન લાગ્યું હોય. તેની અસલ આ હદીસ છે : 'જે માણસ પોતાની પેશાબની જગ્યાને હાથ લગાડે તો વુઝૂ કરી લે !' ઈમામ શાફિઈ (રહ.) તો આ હદીસ શરીફથી સાબિત કરે છે કે, પેશાબના સ્થાન (ગુપ્તાંગ)ને અડકવાથી વુઝૂ તૂટી જાય છે, પરંતુ આપણા ઈમામ સા. (રહ.) ફરમાવે છે કે, આ હુકમ નફાસત–પાકીઝગીના કારણે છે અને ફરમાવે છે : 'મતલબ આ છે કે, એ હાથ હવે નમાઝના કાબિલ– લાયક નથી રહ્યો, બેહતર છે કે, (ફરી) પૂરું વુઝૂ કરી લે અથવા ફક્ત હાથ જ ધોઈ લે !'

## કોઇને પાછળથી પુકારવું જોઇએ નહિ

અને ઈસ્લામના હકોમાંથી એક હક આ છે કે, મુસલમાન ભાઈના પુકારવા પર જવાબ આપે. તેના પણ આદાબ છે, જેમ કે ઈમામ અબૂ યૂસુફ (રહ.)ને ઈમામ અબૂ હનીફા (રહ.)એ વસિય્યત ફરમાવી છે, 'જો કોઈ તમને પાછળથી પુકારે તો જવાબ ન આપો, કારણ કે તેણે તમારી માનહાનિ કરી છે કે તમને જાનવરોની જેમ પાછળથી અવાજ દે છે. એ હાલતમાં જવાબ ન દેવો ગર્વ નથી, બલકે એક માણસની દુરુસ્તી તથા ઈસ્લાહ છે અને ખરે જ પાછળથી અવાજ દેવો કેટલી બેતમીઝી છે કે, કામ તો આપણું અને રોકીએ તેને. પોતે આગળ વધીને સામેથી આવીને બોલવું જોઈએ.



અને (મુસલમાનોનો) એક હક આ છે કે, જો કોઈ દાવત કરે તો કબૂલ કરી લેવી જોઈએ ! તેના પણ આદાબ છે. કેટલાક લોકો ગર્વના કારણે ગરીબની દાવત કબૂલ નથી કરતા, એ ઘણું ખરાબ છે. ગરીબી જો પરેશાનીની હદ સુધી ન હોય તો તેમાં દીન તથા દુનિયાની જેટલી રાહત છે તે માલદારીમાં કદાપિ નથી ! ફરી તેની ફઝીલત (મહિમા) અને શરાફત (બુઝુર્ગી) અલગ છે. હદીસ શરીફમાં છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુઆ ફરમાવે છે કે, "હે અલ્લાહ તઆલા ! મને જિંદગીમાં પણ મિસ્કીન રાખો અને મિસ્કીનોમાં જ મોત આપો અને કિયામતમાં મિસ્કીનો સાથે ઉઠાવો !"

તો માલની એટલી આવશ્યકતા છે કે, ફાકો ન થાય, પરેશાની ન થાય. સારાંશ કે ગરીબ માણસ જો દાવત કરે તો અમીરે અભિમાનના લઈ ઈન્કાર ન કરવો જોઈએ. બાકી પ્રત્યેક જગ્યાની દાવત પણ ન કબૂલ કરી લેવી જોઈએ. જેમાં એ પણ તમીઝ ન હોય કે ખાલિસ–નિર્ભેળ (ખરા) દિલથી કરી છે કે નહિ ? આમદની–આવક હલાલ છે કે નહિ ? જો કે તેમાં બહુ ખોદકુરેદ યા ખણખોડ કરવાની જરૂર નથી. છતાં જે લોકોની આવકનો મોટો ભાગ ગાલિબ ગુમાનમાં હરામ છે તો એવા લોકોની દાવત કબૂલ ન કરે ! જો તેના પહોંચ્યા પછી ગુનાહ શરૂ થાય જેમ કે શાદીઓમાં ગાવું–વગાડવું, તો જો એ ગુનાહ ખાસ તે જ જગ્યાએ થતો હોય, જ્યાં બેઠો છે, ત્યારે તો ઊઠીને ચાલ્યો આવે અને જો (એ ગુનાહ) બીજી જગ્યાએ દૂર અંતરે છે તો જો પોતે દીનનો પેશવા (આલિમ, પીર, ઈમામ વગેરે) હોય ત્યારે પણ ઊઠી જવું જોઈએ અને જો એમ ન હોય તો ખેર, ખાઈને ચાલ્યો આવે !

એ જ રીતે જે રસમો શરીઅતની વિરુદ્ધ મહદ્અંશે શાદીઓમાં થાય છે અને તેથી તે મજલિસ ગુનાહની મજલિસ બની જાય છે, તેમનો પણ એ જ હુકમ છે કે, ત્યાં બેસવું ન જોઈએ ! એવી જ રીતે શાદી–ગમીના પ્રસંગે અકસર લોકો જે ગર્વ તથા દેખાડા માટે દાવત કરે છે, તેમાં પણ શરીક ન થવું જોઈએ ! જે દાવત દીન તથા ઈબાદતના બદલામાં હોય તે





જાઈઝ નથી. જેવી રીતે ઝિયારત વગેરેમાં કુરઆન શરીફ અને કલિમા–દુરૂદ પઢીને જે દાવત વગેરે મળે. એ જ રીતે વઅઝની ખાસ દાવત જે વઅઝ કહેવાના જ કારણે હોય અથવા વઅઝ કહીને કંઈક મહેનતાણું વઅઝ કરાવનારથી લેવું જાઈઝ નથી. હા, જો મદ્રસહ તરફથી વઅઝ માટે નિમાયેલ હોય (નોકરી હોય) તો મદ્રસહ તરફથી પગાર લેવો જાઈઝ છે. જેના દિલમાં કંઈ પણ દીનની ગયરત તથા ઈઝઝત હશે તે પોતે આવી વાતોથી બચશે ! અલબત્ત, જો વઅઝ કહેનાર મુસાફિર (બહારથી આવ્યા) હોય અને મુસાફિરાના ખાઈ લે તે જુદી વાત છે, પરંતુ જે ઘર તરફથી વઅઝ હોય ત્યાં ન ખાય.

એ જ રીતે મુરીદ બનતી વખતે પીરની દાવત ન કરે, કારણ કે બિલકુલ બદલાની સૂરત છે. એ જ રીતે બયઅત થતી વેળા નઝરાણું કે હદિયો–ભેટ દેવામાં એક તો બદલાની સૂરતની ખરાબી તો છે જ, તે ઉપરાંત બીજી પણ અનેક ખરાબીઓ છે. દા.ત. અમુક ગરીબ માણસો જે બયઅત થવા ચાહતા હતા તે અટકી જશે. એ જ રીતે જે દાવતમાં ઝિલ્લત હોય, તેને પણ કબૂલ ન કરવી જોઈએ, કારણ કે ઝિલ્લતથી બચવાના શરીઅતમાં વખાણ કરવામાં આવ્યા છે.

હદીસ શરીફમાં છે કે, “મુસલમાન માટે મુનાસિબ– યોગ્ય નથી કે પોતાને ઝલીલ–અપમાનિત કરે !”

ઝિલ્લતની દાવત મહદ્અંશે એક છે, જે મુર્દાઓને સવાબ પહોંચાડવા માટે કરવામાં આવે છે અને તલબા, મુલ્લાજીઓ વગેરેને બોલાવવામાં આવે છે. તો એ તે દાવત છે કે, તેના ખાવાવાળાઓને સામાન્ય જનસમૂહમાં હલકા સમજવામાં આવે છે. જેમ કે કાનપૂરમાં એક વાર એક દાવતમાં જતા તલબા વિશે અમુક લોકોને આ કહેતા સાંભળ્યા કે ખુદા ખૈર કરે, કોના ઘર પર ચડાઈ થઈ છે ? તો આ પ્રકારની ખાવાની દાવતમાં ઝિલ્લત–માનહાનિ છે. તેનાથી બચવું જોઈએ ! અલ્લામહ શામી (રહ.)એ લખ્યું છે કે, આલિમોએ તે



દાવતથી બચવું જોઈએ, જેમાં ઝિલ્લત હોય, કારણ કે આલિમોની ઝિલ્લત ખુદ ઈલ્મની ઝિલ્લત છે. સ્વીકારપાત્ર ફકત તે દાવત છે, જે ખાલિસ–નિર્ભેળ મુહબ્બતથી હોય, હલાલ ખાવું હોય, ન તેમાં રસમની પાબંદી હોય, ન ગર્વ– દેખાડો હોય, ન ઝિલ્લત હોય, બલકે તેનું કારણ મુહબ્બત જ મુહબ્બત હોય !

એવું જ હદિયામાં પણ હોવું જોઈએ કે, ન તેમાં રસમની પાબંદી હોય, ન દેખાડો અને અહંકાર હોય, બલકે ફકત મુહબ્બતના જ કારણે આપવામાં આવે, તો આ પ્રકારની દાવત તથા હદિયો સુન્નત છે. તેને કબૂલ કરવું પણ સુન્નત છે, કારણ કે તેનો હેતુ ફકત મુહબ્બત છે. હદીસ શરીફમાં છે : "એકબીજાને હદિયો આપ્યા કરો, જેથી આપસમાં મુહબ્બત પેદા થઈ જાય !" બાકી રિવાજના તોર પર જે કંઈ દેવામાં આવે છે, જેવી રીતે શાદીનાં કપડાં વગેરે તો તેમાં મુહબ્બતનું નામ પણ નથી. હા, જો રિવાજની પાબંદી વિના ખાલિસ–નિર્ભેળ મુહબ્બતથી હોય તો જાઈઝ છે, એટલું જ નહિ, એવા હદિયામાં (આવેલ વસ્તુ ખાવાથી) દિલમાં નૂર પેદા થાય છે !

(૬) તે હકોમાંથી એક હક (જે એક મુસલમાનના બીજા મુસલમાન પર છે) બીમારપુર્સી એટલે કે બીમારની ખબર–અંતર પૂછવા જવું છે. તેના પણ આદાબ છે. તેમાં પણ કમી કે ઝિયાદતી થઈ રહી છે. જેમ કે કેટલાક માણસો તો બીમારની ખબર પૂછવા જ નથી જતા. આ તો કમી–કોતાહી છે. જ્યારે કેટલાક બીમારપુર્સી માટે જાય છે, તો બીમારને તેમના ખબર પૂછવા જવાથી રાહત થવાના બદલે ઊલટા તેઓ બીમારને તકલીફ પહોંચવાના સબબ બની જાય છે. ત્યાં જઈને વધારે વાર બેસી રહેવું એ તકલીફની વાત છે (ખાસ કરી જ્યારે મોટેથી–જોરથી એકી સાથે ઘણાં માણસો શોર–બકોર કરી બીમારની શાંતિમાં ખલલ નાખે). બીમારને અનેક પ્રકારની જરૂરતો હોય છે, પરંતુ તે બીચારો લિહાઝના લઈ તકલીફ ઉઠાવે છે.



હદીસ શરીફમાં છે કે, "જે માણસ તમારામાંથી કોઈની બીમારપુર્સી માટે જાય તો બીમાર પાસે થોડું બેસે !" અલબત્ત, બીમારની ખિદમત કરવાનો હુકમ બીજો છે, ત્યારે બીમાર પાસે હરઘડી બેસવું જાઈઝ છે. તેના માટે ખાસ માણસો હોય છે. ખિદમત દરેક પર જરૂરી નથી, પરંતુ બીમારને તકલીફથી બચાવવું દરેકના માટે આવશ્યક છે. અમુક માણસોની ટેવ હોય છે કે, બીમાર માણસની પાસે બેસીને નકામા કિસ્સા છેડયા કરે છે અથવા ખુદ બીમારથી જ બીમારીની આખી દાસ્તાન પૂછતા રહે છે. આવી વાતોથી બીમારને તકલીફ થાય છે. એથી બચવું જોઈએ.

**નોંધ** : જો બીમાર કોઈ વ્યક્તિથી માનૂસ હોય અથવા તેના લાગણીભર્યા વર્તાવ તથા સમજદારીની વાતચીતથી બીમારને રાહત થાય અને બીમાર તેના બેસવાને પસંદ કરે તો તેવા માણસ માટે વધુ બેસવાની આલિમોએ મનાઈ કરી નથી. હદીસ શરીફનો હેતુ બીમારને તકલીફથી બચાવી રાહત પહોંચાડવાનો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(યાકૂબ ઈખરવી)*

(૭) તે હકોમાંથી એક હક જનાઝામાં શરીક થવું અને મય્યિતના રિશ્તેદારોને આશ્વાસન આપવું છે. તેના પણ આદાબ છે, જેમ કે જનાઝાને કાંધ દેવી, મય્યિતને કબ્રમાં ઉતારવું, (માટી નાખવી), કંઈ પઢીને બખ્શવું, પરંતુ શરીઅત મુજબ સવાબ બક્ષે, જેથી લાભ થાય, નહિતર બેકાર છે. જેમ કે કેટલાક લોકો મુર્દાના તમામ કપડાં (તેમજ બીજી વપરાશની વસ્તુઓ) અલ્લાહ વાસ્તે ગરીબોને આપી દે છે, સઘળા વારિસોની પરવાનગી લીધા વિના. વળી, નાબાલિગ વારિસની ઈજાઝત બાલિગ થવાથી પહેલાં મોઅતબર નથી, તો મુર્દાના છોડેલ માલમાં જેમાં સૌ વારિસો શરીક છે, આવો તસર્રુફ–ફેરફાર જાઈઝ નથી. હા, એ માલની વહેંચણી પછી જેનું દિલ ચાહે, પોતાના હિસ્સામાંથી ખૈરાત કરી શકે છે !



વઅઝનો સાર આ છે કે, આપસના વર્તાવમાં એ વાતનો ખ્યાલ રહે કે મુર્દા તથા જીવતા સૌને લાભ તથા રાહત મળે. કોઈને તકલીફ ન થાય અને એની આવડત બુઝુર્ગોની સોહબતથી પ્રાપ્ત થાય છે, પરંતુ અમુક લોકો જ્યારે બુઝુર્ગો પાસે જાય છે તો એવી બેઈહતિયાતી કરે છે કે તેમને તકલીફ થાય છે. દા. ત. પોતાની ફુરસદ જુએ છે, તેમની ફુરસદ નથી જોતા. અમુક વાર એટલો બધો સમય બેસે છે કે તેમનો આરામ (કે કામનો) પૂરો સમય ખત્મ થઇ જાય છે. એક ભાઈ હાજી સા. (રહ.) પાસે બપોરના સમયે આવતા, જેનાથી હઝરતની ઊંઘ બગડતી, પરંતુ ખુશઅખ્લાકીના લઈ કંઇ ન કહેતા. એક વાર હાફિઝ ઝામિન (રહ.)એ તેને ધમકાવ્યો કે, "બીચારો દુરવેશ રાત્રે જાગી બપોરે જરાક આરામ લે છે, તેમાં તમે ટપકી પડીને તકલીફ આપો છો!" હઝરત ઝામિન (રહ.)ની તેઝી જરૂરતના કારણે હતી. અમુક વખતે અખ્લાક– આદતોની દુરુસ્તી સખતી વિના નથી થતી.

(દુઆ કરીએ કે અલ્લાહ તઆલા આપણ સૌને ઇખ્લાસની સાથે અમલ કરવાની નેક તૌફીક અર્પે. આમીન, યા રબ્બલ આલમીન.

**યાકૂબ ઇખરવી** (ગુફિર લહૂ)



પ્રકાશન નં. ૫૧૯

(હઝરત મવલાના અશરફઅલી
થાનવી (રહ.)ની બોધપ્રદ અને
હિકમતપૂર્ણ વઅઝ)

# દુનિયાથી રઝામંદી સારી નથી



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

## અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

## દુનિયાથી રઝામંદી સારી નથી

હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**'ઇન્નલ્લઝી-ન લા યર્જૂ-ન લિકા-અના વરજુ બિલ્ હયાતિદ્ દુન્યા વ ત્મઅન્નુ બિહા વલ્લઝી-ન હુમ્ અન્ આયાતિના ગાફિલૂ-ન. ઉલાઇ-ક મઅ્વાહુમુન્નારુ બિમા કાનૂ યકસિબૂ-ન.** તરજુમો : બેશક, જે લોકો અમારી પાસે આવવાનું યકીન-વિશ્વાસ નથી રાખતા તથા દુનિયાની જિંદગીથી રાજી છે અને તેમાં દિલ લગાવેલા છે અને તે લોકો અમારા હુકમોથી બેપરવા છે, તેમનું રહેઠાણ દોઝખ છે, તેમનાં કરતૂતોના કારણે.'

આ આયતોમાં અલ્લાહ પાકે એક ખાસ ફિર્કાની બુરાઇ વર્ણવી છે અને જે ફિર્કાની બુરાઇ આ આયતોમાં બયાન થઇ છે, ખુદા તઆલાનો શુક્ર છે કે તે ફિર્કાનો અત્રે એક પણ માણસ નથી, પરંતુ તેથી આ બયાનને જરૂરત વિનાનું તથા અસંબંધિત ન સમજવું જોઇએ.

## તારીફ અથવા બુરાઇ સિફાત-ગુણોને કારણે થાય છે, ન કે ઝાતના કારણે

બલકે એમાં મનન કરવું જોઇએ કે, જેની બુરાઇ કરવામાં આવે છે, તો તેની ઝાતના લઇ નથી કરવામાં આવતી, કારણ કે ઝાતમાં તો સઘળા માનવીઓ સરખા છે, બલકે તેની અંદર કોઇ વાત બુરાઇની હોય છે, કોઇ કામ તેનું ખરાબ હોય છે, જેના કારણે બુરાઇ કરવામાં આવે છે. જુઓ, કુરઆન શરીફમાં જ્યાં કંઇ કોઇની મઝમ્મત-બુરાઇ કરવામાં આવી છે, તો જે ગુણ બુરાઇનો તેની અંદર હતો તે પણ વર્ણવી દીધો છે.

એ જ રીતે રઝામંદી તથા વખાણ પણ ઝાતના કારણે નથી થતા, બલકે કોઈક ખૂબી તથા સારા ગુણના થાય છે કે એ ખૂબી તેનામાં મવજૂદ છે. માટે અમે તેનાથી રાજી તથા ખુશ છીએ. તો જણાયું કે બુરાઈ તથા તારીફનો દારોમદાર, ઝાત પર નથી, બલકે સિફાત–ગુણો પર છે, તો જેનામાં પણ તે ગુણો જોવામાં આવશે, તે તારીફ અથવા બુરાઈનો હકદાર હશે, ભલે તે ગમે તે માણસ હોય.

હવે આ શંકા ન થશે કે જે ફિર્કાની આ આયતોમાં બુરાઈ છે, જ્યારે તેમાંથી એક વ્યકિત પણ અત્રે હાજર નથી, તો એ આયતોને અત્રે બયાન કરવાની શી જરૂરત છે ? મતલબ કે આ આયતો કેમ કે કાફિરોના વિશે છે, એટલા માટે આ ઈશ્કાલ–શંકા થતી હતી, પરંતુ હવે તે દૂર થઈ ગઈ, કારણ કે જે વાતો પર કાફિરોની બુરાઈ કરવામાં આવી છે, જોવાનું આ છે કે, તે વાતો આપણામાં તો મવજૂદ નથી ? જો આપણી અંદર પણ તે વાતો મવજૂદ છે તો આપણે પણ તે બુરાઈથી અલગ નથી.

## જે આયતોમાં કાફિરોની બુરાઇ કરવામાં આવી છે તેનાથી મુસ્લિમોએ બોધ લેવો જોઇએ

આજકાલ લોકો આ સાંભળીને કે ફલાણી આયત કાફિરોના વિશે છે, બેફિકર–નચિંત થઈ જાય છે કે અમારાથી એનો કંઈ સંબંધ નથી, પરંતુ જો વિચારવામાં આવે તો જાણવા મળશે કે, તે આયત જે કાફિરોના હકમાં છે તે બેફિકર કરનારી વસ્તુ નથી. તે તો મુસલમાનોના માટે ઘણી મોટી ચાબુક છે. તેનાથી ઈબ્રત લેવી જોઈએ, પરંતુ મુસલમાન તેને સાંભળીને બેફિકર થઈ જાય છે, કે એ તો કાફિરોના વિશે છે, અમારાથી શું નિસ્બત ?

સાહિબો ! એ સહીહ છે કે એ કાફિરોની બુરાઈ છે અને કુરઆન શરીફમાં બહુધા–મોટા ભાગે કાફિરોની જ બુરાઈ કરવામાં આવી છે, મુસલમાનોની બુરાઈ તેમાં ઘણી ઓછી છે, પરંતુ એ વિચારવાની વાત છે કે, કાફિરોની બુરાઈ મુસલમાનોને શા માટે સંભળાવવામાં આવી

રહી છે ? હેતુ તેનો આ છે કે, એ વાતો મુસલમાનોમાં હોવી બેહદ અજીબ છે. એ વાતો તો ફકત કાફિરોમાં હોત, મુસલમાનોમાં કદાપિ ન હોત.

દેખીતું છે કે, અલ્લાહ તઆલાને ન કોઈની ઝાતથી દુશ્મની છે અને ન કોઈની ઝાતથી મુહબ્બત છે, બલકે જેમાં સારા ગુણો છે, તેનાથી રાજી છે અને જેમાં ખરાબ ગુણો છે, તેનાથી નારાજ છે. તો તે જ વાતો જેના લઈ કાફિરોની બુરાઈ કરવામાં આવી છે, મુસલમાનોમાં પણ હોય–જે તાબેદાર હોવાનો દાવો કરે છે–તો તેમણે વધારે શરમાવું જોઈએ તથા તેની ઈસ્લાહ કરવી જોઈએ, તો હવે જોવાનું આ રહ્યું કે જે વાતો પર કાફિરોને લટારવામાં આવ્યા છે, તે આપણામાં છે અથવા નહિ ? જો છે તો તેમની ઈસ્લાહ ઘણી વધારે કરવી જોઈએ.

## એક મિસાલ (ઉદાહરણ)

તેની મિસાલ એવી છે કે એક બાગી (વિદ્રોહી)ને બાદશાહ બુરું ભલું કહે કે તેં બગાવત કરી, તેં સરકારનો સામનો કર્યો, તેં આ કર્યું, તેં તે કર્યું. તો આ નારાઝગી સાંભળીને બીજાએ પણ ડરવું જોઈએ. તેણે આ જોવું જોઈએ કે જે આક્ષેપો બાગી પર લગાડવામાં આવી રહ્યા છે તે બધા અથવા થોડાક આપણી અંદર તો નથી ? હા, એટલો ફર્ક અવશ્ય છે કે જો ગુનાહ વધારે હશે તો નાખુશી પણ વધુ હશે. જો ઓછા હશે તો નારાજગી પણ ઓછી હશે. તો મુસલમાન ભલે કેવો જ બદ્દીન, મુજરિમ હોય, પરંતુ તેનો ગુનો કાફિરની બરાબર નથી થઈ શકતો, તો એ માનવું પડશે કે મુસલમાનથી એટલી નારાજગી નહિ થાય, પરંતુ એ વાતથી તસલ્લી–આશ્વાસન ન થવું જોઈએ કે અમારાથી નાખુશી ઓછી છે.

જુઓ, જો એક મુજરિમને દસ વર્ષની સજા થાય અને બીજાને પાંચ વર્ષની, તો શું બીજાને બેફિકરી–નચિંતાઈ થશે ? મારા ખ્યાલમાં કોઈ સમજદાર એવો ન હશે કે તે એ કારણે નચિંત થઈ જાય કે મારી સજા

બીજાથી ઓછી છે, બલકે એક બારીક વાત છે કે, અમુક વખત મોટી કલમ અને ભારે સજા સાંભળીને એટલી તકલીફ નથી થતી, જેટલી નાની કલમ અને ઓછી સજા સાંભળીને થાય છે, કારણ કે મોટી સજા સાંભળીને માયૂસી–નાઉમ્મીદી થઈ જાય છે અને મશહૂર–પ્રખ્યાત છે કે, માયૂસી પણ એક પ્રકારની રાહત છે.

## માયૂસીથી રાહત થવાની એક મિસાલ

એક માણસનો બનાવ છે કે, તેને એક ગુનાહમાં જજે સાત વર્ષની કેદની સજા સંભળાવી અને તેને કહ્યું કે, જુઓ તમે (ઉપલી) કોર્ટમાં અપીલ ન કરતા, નહિ તો તમારી સજા વધી જશે. મેં તમને ઘણી ઓછી સજા કરી છે, પરંતુ (જજે આવું કહેવા છતાં) તે માણસે અપીલ કરી. તેમાં કદાચ અટ્ઠાવીસ વર્ષની સજા થઈ. અટ્ઠાવીસ વર્ષનું નામ સાંભળીને તેને સંપૂર્ણ માયૂસી થઈ ગઈ કે હવે હું જીવતો બચીને બહાર નથી નીકળી શકતો અને આ નાઉમ્મીદીથી તેને એક પ્રકારની રાહત તથા સંતોષ થઈ ગયો. તો આ લિહાઝથી મુસલમાનને નાની સજા સાંભળીને વધારે ફિકર રાખવી જોઈએ કે તેને તો માયૂસી પણ ન થશે. મતલબ કે એક લિહાઝથી આ ફેર છે. ભલે, બીજા લિહાઝથી બીજો ફરક પણ હોય, પરંતુ મેં ખાસ આ ફરકને એટલા માટે બયાન કર્યો કે, બેફિક્રી–નચિંતાઈ ન થાય.

## કાફિરથી મુસલમાનોને થોડી સજા થવી બેફિક્રીનો સબબ નથી, બલકે વધારે ચિંતાનું કારણ છે

કારણ કે એ વાત સાંભળીને કે એક ને એક દિવસે દોઝખથી નીકળી જઈશું. ઘણાં લોકો બેફિકર છે, તો એ મોટી ભૂલ છે કે થોડી સજા સાંભળીને નચિંત થઈ જાય. સારાંશ કે મુસલમાનો તથા કાફિરોની સજામાં આ ફેર હોવાનો ઈનકાર નથી, પરંતુ એ ફરક બેફિકર નથી કરી શકતો, બલકે વધારે ચિંતા થવી જોઈએ અથવા સરખી જ હોય અથવા ઓછી

જ હોય, પરંતુ હોય તો ખરી. અમે તો જોઈએ છીએ કે બિલકુલ જ બેફિકર બેઠા છે.

જે અજાણ છે, તેઓ તો સંપૂર્ણ બેપરવા છે, તેમની તો શિકાયત જ શું, પરંતુ ગજબ તો આ છે કે, અમુક જાણકારો પણ બેફિકર છે. કહે છે કે, કાફિરોના બરાબર સજા થોડી જ થશે અને હું આ બેફિકરીને દૂર કરવા માટે આ સઘળું બયાન કરું છું કે એ ખ્યાલને કદી દિલમાં ન લાવો અને આ એ'તિરાઝનો જવાબ આપી રહ્યો છું કે આ આયત તો કાફિરોના વિશે છે, ફરી અમને (એની) શી ચિંતા ?

## દોઝખ ખાસ કાફિરોનું રહેઠાણ છે, મુસલમાન તેમાં કાફિરોની સાથે મુશાબહત અપનાવવાના કારણે જશે

યાદ રાખો કે દોઝખ ખાસ કાફિરોના માટે છે, પરંતુ મુસલમાન પોતાના હાથોએ તે આદતો અપનાવીને, જે કાફિરોમાં હોય છે, તેમાં શામિલ થાય છે તથા તેમની સાથે કેદ થવાનું કામ કરે છે અને દલીલ તેની આ હદીસ શરીફ છે : **"મન તશબ્બ-હ બિકવ્મિન ફહુ-વ મિન્હુમ"** એટલે કે જે માણસ કોઈ ફિર્કાની મુશાબહત (અનુરૂપતા) ધારણ કરશે અને તેની રીત-ભાત અપનાવશે તો તે તે જ ફિર્કામાંથી છે."

## કાફિરોની મુશાબહતથી શું મુરાદ છે ?

આ હદીસને પ્રથમ તો લોકોએ ઉડાવી જ દીધી અને જો લીધી પણ છે તો ફકત પોશાક તથા રીતભાતમાં. ઘણા દીનદાર પણ આ ગલતીમાં છે કે સૂરત-શકલ દીનદારોની બનાવીને પોતાને પરહેઝગારોમાં ગણવા લાગ્યા. ભલે, કામ ગમે તેવા જ હોય. તેમના એ ખ્યાલની એવી મિસાલ છે કે મારા વતનમાં એક બહુરૂપી મારી પાસે ઈનામ લેવાની ગરજે કોઈ બુઢ્ઢાની શકલ બનાવીને આવ્યો. મારી પાસે જે લોકો બેઠા હતા, તેમાંથી એક માણસે કહયું કે, "ખુદાપાકને ત્યાં આ બહુરૂપીઓની શી

હાલત થશે ? કદી ઓરત બને છે, કદી કોઈ ઓર મકર–ફરેબની શકલ બનાવે છે." તો તે કહે છે કે, "અમે ત્યાં આ રીતે થોડા જ જઈશું, આલિમોનો પોશાક પહેરીને જઈશું, તો તરત જ બખ્શિશ થઈ જશે."

મેં ધમકાવ્યો કે કેવી વાહિયાત વાત છે ? શું અલ્લાહ તઆલાને કોઈ ધોકો આપી શકે છે ? એ જ હાલ આપણો છે કે, સૂરત તો બનાવીએ છીએ આલિમો–સૂફીઓની, પરંતુ દિલમાં તો સેંકડો ખબાસતો–ગંદકીઓ ભરેલી છે. ઝાહિરી સૂરત તો એવી કે બાયઝીદ પણ શરમાય જાય અને દિલનો હાલ આ કે યઝીદ પણ શરમાય. આપણામાં સૂરતના દીનદાર તો ઘણા છે, પરંતુ સીરતના દીનદાર ઓછા છે. મતલબ કે આ હદીસ શરીફ સૂરત તથા પોશાક સાથે જ ખાસ નથી, બલકે પ્રત્યેક હાલતને શામિલ છે અને લોકો આ હદીસમાં વિના કારણે શંકા કરે છે.

આ વાત તો સંપૂર્ણ સ્પષ્ટ છે. દરેક માણસની અક્કલમાં આવે છે તથા પ્રત્યેક માણસ સમજે છે. જુઓ, જો કોઈ માણસ બેહૂદા વાતો કરવા લાગે તથા ગાળો દેવા લાગે, તો તેને કહે છે કે, તું ચમાર થઈ ગયો અથવા જો કોઈ માણસ હિજડાઓમાં રહેવા લાગે, તો તેમાં જ ગણાવા લાગશે. જ્યારે આ વાત છે તો જો આપણે કાફિરોની આદતો અપનાવીશું, તો આપણે પણ તેમના જેવા જ થઈ જઈશું અને દોઝખમાં જઈશું. જો આ વાત ન હોય તો મુસલમાનને દોઝખથી શું કામ ?

## જન્નત ખાસ દીનદારોના માટે છે

કારણ કે જે રીતે જન્નત ખાસ દીનદારો–પરહેઝગારો માટે છે એ જ રીતે દોઝખ ખાસ કાફિરોના માટે છે. રહ્યા વચ્ચેવાળા, તો કેમ કે તેઓ ન કાફિર છે, ન પરહેઝગાર, માટે હંમેશા દોઝખમાં પણ ન જશે અને શરૂથી જન્નતમાં પણ ન જશે, પરંતુ કેમ કે ઈમાનના લઈ દીનદારોથી મુશાબિહ (અનુરૂપ) છે એટલા માટે એક મુદત પછી જન્નતમાં ચાલ્યા જશે તો જન્નતમાં જવાના લાયક તેઓ છે કે, યા તો પોતે દીનદાર હોય અથવા દીનદારની સાથે મુશાબિહ હોય, તેમના સિવાય બીજા કોઈ

જન્નતના લાયક નથી, તો આ લોકો પણ ઈમાનમાં દીનદારોના જેવા છે, માટે જ્યારે ગુનાહોથી પાક સાફ થઈ જશે ત્યારે જન્નતમાં જવાના લાયક થઈ જશે. તો કાફિરોને અઝાબ–સજાના માટે દોઝખમાં મોકલવામાં આવશે તથા મુસલમાનોને ગુનાહોથી પાક કરવા માટે (જેમ ભટ્ઠીમાં લાકડા નાખવામાં આવે છે બાળવા માટે, અને કપડાં નાખવામાં આવે છે સાફ કરવા માટે).

પરંતુ તકલીફ હર હાલમાં છે. જુઓ, જો એક માણસને છરો ભોંકવામાં આવે અને બીજાને સોયો, તો શું બીજાને ચેન મળી શકે છે ? કદાપિ નહિ. આપણે એ સજાને તો શું બરદાશ્ત કરી શકીએ ? આપણાથી તો નશ્તરની તકલીફ પણ નથી વેઠી શકાતી. માટે અઝાબનાં ફરકથી કદીયે તસલ્લી ન થવી જોઈએ.

## અબૂ તાલિબનો કિસ્સો

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા અબૂ તાલિબના માટે હદીસ શરીફમાં છે કે, કેમ કે તેમણે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમત કરી હતી, માટે તેમને એવો અઝાબ ન થશે, જેવો બીજા કાફિરોને થશે, બલકે ફકત આગની જૂતીઓ તેમને પહેરાવવામાં આવશે, પરંતુ હાલત એ થશે કે, તેઓ સમજશે કે સૌથી વધુ અઝાબ મારો છે. અલ્લાહ તઆલાની હિકમતને કુરબાન થાઓ ! જુઓ, તેઓ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આટલી મુહબ્બત કરવાવાળા, પરંતુ તેમને કલિમો નસીબ ન થયો. મરતી વેળા કલિમો પઢવા પર રાજી થઈ ગયા હતા, પરંતુ અલ્લાહ તઆલા નાશ કરે અબૂ જહલનો, તેણે ત્યારે પણ બહેકાવ્યા, છેવટે એ જ હાલતમાં ખાતિમો થયો.

(આ વાત) બયાન કરવાનો જીવ તો ચાહતો ન હતો, પરંતુ જરૂરતથી બયાન કરવી પડી કે એનાથી એક જરૂરી મસ્અલો સમજાવવો હતો. તે આ કે આજકાલ જે લોકો ફકત (સીરતની) મજલિસ અથવા મવલૂદ

શરીફ કરી લેવાને નજાતના માટે કાફી સમજે છે અને તેના પર તેમને ગર્વ હોય છે કે, અમને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ઘણી મુહબ્બત છે. તેમને ન રોઝાની જરૂરત છે, ન નમાઝની, ન હજની, ન ઝકાતની, ન ગુનાહોથી તવબા–ઈસ્તિગફારની, એ લોકો મોટી ભૂલમાં છે. તેમાં વધારે ભૂલ પઢેલા–ભણેલા લોકોની છે. તેમણે પોતાની લાલચના લઈ, આમ લોકોને રાજી કરવા માટે એવી વાતો સંભળાવી, એવી મજલિસો કરી, વઅઝમાં આમ બયાન કર્યું કે સાહિબો ! દાઢી મુંડાવો અને ઝિના–વ્યભિચાર કરો, નાચ કરો, સઘળું માફ થઈ જશે, પરંતુ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત રાખો અને તે વહહાબીઓની પાસે ન બેસો અને વહહાબી નામ પાડયું છે અહલે સુન્નતનું, ચાહે તે મુકલ્લિદ તથા હનફી જ હોય.

સાર એ કે વઅઝ–બયાનની મજલિસમાં અને એમ પણ કહેવામાં આવે છે કે, જે ચાહો તે કરો, ફકત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત રાખો. તેની અસર લોકો પર આ થઈ કે, તેમણે સઘળા કામોને બિન જરૂરી સમજી લીધાં, તો એવા લોકોને આ હદીસ શરીફથી સમજી લેવું જોઈએ કે, અબૂ તાલિબના બરાબર, તેમનામાંથી કોઈ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે મુહબ્બત રાખવાવાળો નથી. અબૂ તાલિબ તે હતા કે બધાએ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને છોડી દીધા, પરંતુ તેમણે સાથ દીધો અને ઘણી તકલીફો ઉઠાવી.

આજે તો આ હાલ છે કે, જો એક પૈસાનો લાભ થાય તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમની વિરુદ્ધ કરવા તૈયાર થઈ જાય છે. એક મજલિસમાં યઝીદના ઝિક્ર પર એક માણસ કહી રહ્યો હતો કે, અફસોસ ! હું ન હતો, નહિ તો એમ કરત અને તેમ કરત. આ  સાંભળીને એક ગામડિયાને જોશ આવી ગયો. કહેવા લાગ્યો કે, હું યઝીદ છું અને મેં આવું આવું કર્યું છે. જો હિંમત હોય તો આવી જો ! આ સાંભળીને તે બહાદુર સાહેબના હોશ ઊડી ગયા. એ જ હાલ આજકાલ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી


મુહબ્બતના દાવેદારોનો છે. તો જુઓ, અબૂ તાલિબ જેમને આટલી મુહબ્બત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી હતી, તેમને પણ નકરી (એકલી) મુહબ્બતે દોઝખથી ન બચાવ્યા, કારણ કે તાબેદારી અને ફરમાંબરદારી ન હતી અને આજે તો કોનું મોં છે કે આટલી મુહબ્બતનો દાવો પણ કરે ? અને જો કરે પણ તો તેનો અમલ તથા વર્તાવ તેને જૂઠલાવી દેશે.

## સહાબએ કિરામ (રદિ.) મવલૂદ શરીફ કઇ રીતે કરતા હતા, હુઝૂર રસૂલુલ્લાહ (સલ.)નો ઝિક્ર

હું કહું છું કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઝિક્ર જરૂર કરો, પરંતુ જે રીતે ઝિક્રનો તરીકો છે તે રીતે કરો. સહાબએ કિરામ (રદિ.)એ પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઝિક્ર કર્યો છે, પરંતુ ત્યાં શું કોઇ તારીખ નક્કી થતી હતી ? બિલકુલ નહિ. તેઓ તો હર ઘડી ઝબાન પર હુઝૂર રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જ ઝિક્ર રાખતા હતા. જેમ કે મવ. ફઝલુર્રહમાન સા. ફરમાવે છે કે, અમે હર ઘડી મવલૂદ શરીફ કરીએ છીએ. જયારે લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ કહીએ છીએ, ત્યારે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જ ઝિક્ર હોય છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તો પ્રત્યેક સમયે અમારા દિલમાં વસે છે. ઝબાનથી, હાથથી હર ઘડી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જ યાદો છે. સુબ્હાનલ્લાહ ! શું કામની વાત કહી છે.

સહાબએ કિરામ (રદિ.) તો હર ઘડી ઝિક્ર કરતા રહેતા હતા અને ફકત ઝિક્ર નહિ, બલકે તેવા જ બનવાની કોશિશ કરતા હતા. આ પાખંડ જે હવે છે, સહાબએ કિરામ (રદિ.)માં કયાંય નામનાં પણ ન હતા. કોઇ સહાબીએ કદી મીઠાઇ નથી વહેંચી, કદી વિલાદત–પેદાઇશના ઝિક્રની તારીખ નક્કી નથી કરી. જો કોઇ કહે કે, અમે તો ખુશીમાં મીઠાઇ





વહેંચીએ છીએ તો હું કહું છું કે, રોજ કેમ નથી વહેંચતા ? એનું શું કારણ છે કે ખાસ મવલૂદ શરીફમાં જ વહેંચવામાં આવે છે ? એ જ રીતે વિલાદત શરીફના વર્ણન વેળા જ ઊભા થવું અને આખી મજલિસમાં ઊભા ન થવું એનું શું કારણ છે ?

## મવલૂદ શરીફની રસમ-રિવાજની બુનિયાદ શું છે?

યાદ રાખો કે, આ સઘળી બાબતો કમાણી કરનારાઓની મનઘડત છે કે પ્રત્યેક બાબતને ખાસ રીતે ઘડી છે કે લોકો દરેક કામમાં તેમના હાજતમંદ રહે અને જ્યારે તેમનાથી લોકો કામ લે, તો કાંઈક આપે પણ. હવે જ્યારે વઅઝ કહેવાવાળા કે મવલૂદ પઢવાવાળાના માટે કાંઈ થયું, તો આવનારાઓના માટે પણ કંઈક તો જોઈએ, એટલા માટે મીઠાઈની રસમ ઉપજાવી કાઢવામાં આવી.

## શાહ અબ્દુર્રહીમ સા. (રહ.)ની હિકાયત

હઝરત શાહ અબ્દુર્રહીમ સા. દહેલ્વી (રહ.) રબીઉલ અવ્વલમાં કંઈક ખાવું પકાવીને તકસીમ કર્યા કરતા હતા. એક વાર આપને કંઈ મયસ્સર ન થયું તો આપ (રહ.)એ પૈસા–બે પૈસાના ચણા શેકાવીને વહેંચી દીધા. ખ્વાબ– સ્વપ્નમાં જોયું કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ચણાને તનાવુલ ફરમાવી રહયા છે–ખાય રહયા છે. જુઓ, અલ્લાહવાળાઓમાં જ મુહબ્બત હોય છે, તેમનાથી શીખો અને તેમના તરીકા પર ચાલો. તેની ઘણી સરળ રીત બતાવું છું, પરંતુ તે રીત નફસને પસંદ ન આવશે. તે આ કે છૂપી રીતે ખર્ચ કર્યા કરો ! જો રબીઉલ અવ્વલના મહિનામાં ૫૦/–રૂા. (અતિ સસ્તા સમયના) ખર્ચ કરો, પરંતુ જાહેર ન કરો અને એક એક મિસ્કીન–ગરીબને આપી દો તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એથી વધારે ખુશી થશે. જો ખરેખર, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત છે તો આ તરીકા પર ચાલો, પરંતુ હું પેશીનગોઈ–આગાહી કરું છું કે (એવું) કદી ન થઈ



શકશે. નફસ કહેશે કે, મિયાં ! ૫૦/– રૂા. પણ ખર્ચ થયા અને કોઈને જાણ સુદ્ધાં પણ ન થઈ.

## આજકાલ હુઝૂર (સલ.)ની સાથે કેવી મુહબ્બત છે ? તેના વિશે એક હિકાયત

આજકાલ તો આ હાલ છે કે હું કાનપૂરમાં હતો કે એક માણસ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝિક્રના માટે બોલાવીને લઈ ગયા. હું ચાલ્યો ગયો. આગલા દિવસે જાણ્યું કે, એ જ જગ્યાએ જ્યાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઝિક્ર થયો હતો, આજે રંડીનો નાચ થયો છે. મને એ સાંભળીને બેહદ સદમો–દુઃખ થયું. પૂછવાથી ખબર પડી કે, તેને ત્યાં શાદી હતી અને અસલ હેતુ નાચ કરાવવાનો હતો, પરંતુ તેના અમુક મિત્રો કે જે દીનદાર પણ હતા, તેમની ખાતિર હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઝિક્ર પણ કરાવી દીધો.

તો એ ઝિક્ર હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતના કારણે નથી થયો, બલકે દીનદાર દોસ્તોને લઈને થયો અને એથી વધીને આ કે તેનો નાચની સાથે મુકાબલો કરવામાં આવ્યો અને ત્યાં જ નાચ થયો. અલ્લાહની પનાહ ! ફરી લોકો કહે છે કે, અમને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત છે અને હું કાનપૂરમાં સાંભળ્યા કરતો હતો કે, આજે ફલાણી રંડીને ત્યાં મવલૂદ શરીફ છે, આજે ફલાણી રંડીને ત્યાં ઝિક્રે હુઝૂર (સલ.) થશે. અફસોસ છે કે, ત્યાં જયારે જરૂરી વાતો, ઝિના–વ્યભિચારની બુરાઈ તથા ગાવા– વગાડવાની બુરાઈ બયાન નથી કરવામાં આવતી, તો નર્યા હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝિક્રથી શું લાભની આશા છે ?

જુઓ, જો દસ્તરખ્વાન પર નરી (ફકત) ચટણી હોય તો શું કોઈનું એ દસ્તરખ્વાનથી પેટ ભરાઈ શકે છે ? કદી નહિ. હા, જો નર્યું ખાવું

હોય અને ચટણી ન હોય તો તેનાથી કામ ચાલી શકે છે અને જો બન્નેય વસ્તુઓ હોય તો ફરી શું કહેવું ? એ આના પર યાદ આવી ગયું કે, લોકો મુહબ્બતનો દા'વો કરે છે, તો જોઇ લો કે અબૂ તાલિબની શું હાલત છે કે ભલે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બ–દોલત ફકત આગની બે જૂતીઓ જ તેમના પગોમાં હશે, પરંતુ હાલત એ હશે કે (તેઓ) એમ સમજશે કે મારાથી વધીને તકલીફ (દોઝખીઓમાં) કોઇને નથી.

દુનિયામાં જ જોઇ લો કે જો બાવળનો કાંટો પણ વાગી જાય છે તો શું હાલત થાય છે ? તો જો કોઇ કહે કે, મને તો આ હલકો અઝાબ થશે તો ખૂબ સમજી લે કે ત્યાંનો હલકો અઝાબ પણ સહન ન થશે. એ ઘમંડમાં કદાપિ ન રહેવું જોઇએ કે મને તો થોડી સજા થશે. આ શંકાઓ તો નિર્મૂળ થઇ ગઇ.

## આયતમાં કઇ કઇ વાતો પર લટારવામાં આવ્યા છે ?

હવે તે વાતો પણ સાંભળી લો; જેના પર આયતમાં લટારવામાં આવ્યા છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'જે લોકો એવા છે કે અમારી પાસે આવવાનું યકીન નથી રાખતા. આ પ્રથમ વાત છે, તો એથી આપણે બચેલા છે, પરંતુ એથી બરી થઇને (બચીને) બેફિક્રી નથી થઇ શકતી, કારણ કે આગલી વાતો આપણામાં મવજૂદ છે. જેમ કે બીજી વાત આ ફરમાવી કે, જે દુનિયાની જિંદગી પર રાજી છે અને તેમાં દિલ લગાડેલ છે અને જે અમારા હુકમોથી બેપરવા છે. આ કુલ ચાર વાતો છે, તેમના પર આ સજા ઠરાવે છે કે તેમનું ઠેકાણું દોઝખ છે.

આયતના તરજુમાથી જણાયું હશે કે, કાફિરો પર ચાર કલમો લગાડી છે અને એ સજા આ ચારેય વાતો પર છે, તો એ ચારેયની બુરાઇ સાબિત થઇ. એમાંની પ્રથમ વાત તો કોઇ રીતે આપણામાં નથી, એ કલમથી તો નિઃશંક આપણે પાક–સાફ છીએ અને છેવટની વાત એટલે તેમના

હુકમોથી બેપરવા હોવું, તેની બાબત શંકા છે કે, તે આપણામાં છે કે નહિ ? કારણ કે તેની તફસીરો–વિવરણો બે છે. એક તો આ કે તેમના હુકમોને માનીએ છીએ, તેમનો એ'તિકાદ–શ્રદ્ધા નથી, માટે ગફલત–લાપરવાઈ છે. તો આ વાતથી તો આપણે બચેલા છીએ. બીજી તફસીર આ છે કે, તેના ઉદ્દેશ્યોથી નચિંત છીએ. ભલે, એ'તિકાદ તેનો હોય કે ન હોય, તો આ જુલ્મ–ગુનો આપણી અંદર પણ છે. આપણને પણ તેમના ઉપર અમલ કરવાની ચિંતા નથી. રહ્યા વચ્ચેના બે ગુનાહો, કે દુનિયાથી રાજી હોવું તથા દુનિયામાં દિલ લગાડવું, આ બન્નેય બાબતોમાં વિના સંકોચે આપણે ફસાયેલા છીએ અને તે બન્નેય એક છે.

## રાજી હોવા અને દિલ લગાડવામાં તફાવત

પરંતુ આંશિક–થોડો ફેર કે તફાવત છે, રાજી હોવું તો એ છે કે બુદ્ધિથી તેને પસંદ કરે તથા સારું સમજે અને દિલ લાગવું એક તબ્ઈ–ફિતરી વાત છે કે, તબિયતને કોઈ વસ્તુની તરફ ખેંચાણ તથા ઈચ્છા હોય. અમુક વાર રગબત તથા ખ્વાહિશ હોય છે, પરંતુ સારું નથી સમજતા, જેવી રીતે ચોરી, હરામકારી વગેરે અને કદી સારું સમજીએ છીએ, પરંતુ શોખ નથી હોતો, જેવી રીતે કે કડવી દવા અથવા શહાદત માટે સફર કરવો કે અક્કલ તો સારું સમજે છે, પરંતુ તે તરફ રગબત નથી હોતી.

સારાંશ કે એ બન્નેમાં આ ફરક છે કે, કદી એ બન્ને વાતોમાંથી એક હોય છે અને એક નથી હોતી તો જો દુનિયાની સાથે રગબત પણ હોય અને તેને પસંદ પણ કરતો હોય તો આ હાલત ખૂબ ગંભીર છે. કાફિરોની તો આમ તોર પર–સામાન્યતઃ આ જ હાલત છે.

## દુનિયાને પસંદ કરવાની ઐબ મહદ્ અંશે મુસલમાનોમાં પણ છે

પરંતુ મહદ્ અંશે મુસલમાનોમાં પણ આ વાત છે, તેની સ્પષ્ટ દલીલ

એ છે કે, જો દુનિયા અને દીનમાં મુકાબલો– હરીફાઇ થાય છે તો દુનિયાને અપનાવે છે અને તેનાથી દિલ બુરું નથી થતું. જેવી રીતે જૂઠા કેસોમાં જવું અથવા રુશવત લેવાની હિંમત કરવી અથવા જેમ અમુકની પાસે બીજાની જમીનો દબાવેલી છે. સૌ જાણે છે કે આ બધી વાતો ગુનાહની છે, પરંતુ દિલથી પસંદ છે કે કદી પોતાની હાલત પર અફસોસ નથી થતો, બલકે જ્યારે નસીહત– શીખ આપવામાં આવે છે તથા તેની સુધારણાની સલાહ દેવામાં આવે છે તો એમ કહેવામાં આવે છે કે, એ તો જાગીરદારીનાં મુઆમલા છે, તેમને અમે જ જાણીએ છીએ, બીજા શું જાણે ?

મતલબ કે અધિકાંશ–મોટા ભાગના લોકો દીનના મુકાબલામાં દુનિયાને અપનાવે છે તથા અક્કલથી તેને પસંદ કરે છે, ભલે અકીદો–માન્યતા એવી નથી. એ જ રીતે આ જાણે છે કે, બાળકોને જો શરૂમાં અંગ્રેજી ભણાવવામાં આવે તો દીનથી અજાણ રહે છે, પરંતુ કહે છે કે, એવું ન કરીએ તો પ્રગતિ શી રીતે કરીએ ? જાણી લો કે, આ સઘળી વાતો દુનિયાને પસંદ કરવાના કારણે છે, બલકે હવે તો એ હાલત થઇ ગઇ છે કે, આલિમો– સૂફીઓમાં પણ એ બીમારી મવજૂદ છે, બહુ જ ઓછા તેનાથી બચેલા છે. હાલાં કે, તેમણે ઘણી વધારે ઇહતિયાત–સાવચેતી રાખવી જોઇતી હતી. હું જોઉં છું કે, ઘણા એવા મૌલવી, ફકીર છે કે દુનિયાની લાલચથી તેમનો આ ધર્મ થઇ ગયો છે કે મુરદુ જન્નતમાં જાય અથવા દોઝખમાં, અમારા ચાર પૈસા સીધા થઇ જાય અને એ જ તે લોકો છે, જેમની હાલત જોઇને દુનિયાદારોને દીનના ઇલ્મથી નફરત–ઘૃણા થઇ ગઇ છે.

## મૌલવીઓ, ફકીરોમાં પણ એ બીમારી છે

સાહિબો ! દીનના ઇલ્મને અમે પોતે જ ઝલીલ–રુસ્વા કર્યો, નહિ તો એ એવી વસ્તુ છે કે, તેની સામે સૌની ગરદનો ઝુકી જાય છે. દિલ્હી દરબારમાં જ્યારે બાદશાહની સામે ઉલમા ગયા તો તેમને જોઇને બાદશાહ પોતે નમી ગયો. અફસોસ છે કે, બીજા મઝહબના લોકો તો ઇઝઝત કરે. જુઓ, બાદશાહ જેણે નવાબો, રાજાઓની સામે માથું

ઉઠાવીને પણ નથી જોયું, તેણે આલિમોને જોઇને ઝુકીને તેમની તા'ઝીમ કરી. હવે બતાવો કે તેમની પાસે કઇ વસ્તુ હતી ? કઇ સલ્તનત હતી ? ફકત એ વાત હતી કે, આલિમ છે, દીનના પેશવા છે, પરંતુ જો આપણે પોતે જ આલિમની નાકદ્રી કરાવીએ તો તેમાં બીજાનો શું કુસૂર (વાંક) છે ?

## ફકીરો-સૂફીઓની નાકદ્રી લાલચના કારણે થઇ

પીરોની પણ લાલચના કારણે નાકદ્રી થઇ ગઇ છે. મને એક ગામડિયાનો કિસ્સો યાદ આવ્યો કે સીઝનમાં જ્યારે કમીનાઓ-વસ્વાયાઓનું અનાજ કાઢવા બેઠો, તો ઘરવાળાઓએ બધાને ગણ્યા, ધોબીને પણ, ભંગીને પણ અને એ બેસીને સાંભળતો રહ્યો. જ્યારે સૌના નામ સાંભળી ચૂકયો તો કહેવા લાગ્યો કે, આ સસરા, પીરનો પણ હક કાઢોને ! પરંતુ એ પીર પણ એવા હોય છે કે ફલાણા ગામના અમુક લોકો કાજી સા. મેંગલોરી (રહ.)ના મુરીદ બની ગયા હતા. ખાનદાની પીર સાહેબને જ્યારે ખબર થઇ તો કહેવા લાગ્યા : સારી વાત છે. જો જો ! હું પણ તમને પુલસીરાત પરથી ધક્કો દઇશ, તો એવા પીર એ જ લાયક છે, તેમની એવી જ કદ્ર થવી જોઇએ, જેવી કે એ ગામડિયાએ કરી. એ જ રીતે અમુક મૌલવી પણ એવા થવા લાગ્યા છે.

## એક સબ જજની હિકાયત

જેમ કે એક સબ જજ જૂની રુઢિ, જુના ખ્યાલના, એક જગ્યાએ બદલી થઇને આવ્યા. તેમને થયું કે, ત્યાંના રઇસોને મળે તો એક રઇસને ત્યાં ગયા. તેઓ દૂરથી જ સૂરત જોઇને ઘરમાં જતા રહ્યા. તેમણે ખાદિમ મારફતે કહેવડાવ્યું કે હું ફલાણો માણસ છું, આપને મળવા આવ્યો છું. નામ સાંભળીને રઇસ બહાર આવ્યા અને ઉઝર કરવા લાગ્યા કે, આપની અબા (ઝભ્ભો) જોઇને હું એ સમજયો કે કોઇ મોલવી સા. ચંદા માટે આવ્યા છે. આ કદર છે મૌલવીઓની સામાન્યજનોની નજીક, પરંતુ તેમાં વધારે વાંક આમ લોકોનો નથી, બલકે એવા મૌલવીઓનો

છે. તેમણે જ પોતાના વર્તાવથી આમ લોકોના વિચારો બગાડયા. જો મૌલવી તેનાથી બચત તો સામાન્યજનોની આટલી હિંમત ન થાત. આ તો મૌલવીઓની ભૂલ હતી.

## દીનના ઇલ્મની તરગીબ (શોખ) અપાવવો

(હવે) જે લોકોએ આવાઓને જોઇને દીનના ઈલ્મથી કિનારો કર્યો તથા તેનાથી નફરત–ધૃણા કરવા લાગ્યા, તેઓ પણ ભૂલથી ખાલી નથી, કારણ કે જો તેઓ પોતાની અવલાદને દીનના ઈલ્મની સાથે સારી આદતો પણ શિખવાડે તો તેમનાથી આવી વાતો હરગિઝ ન થાય.

બીજું, એક ખાનદાની રઈસનો દીકરો જો દીનનો ઈલ્મ પઢશે તો તે પેદાઈશી રીતે બુલંદ હોસલા હશે. તે આવી હરકતો શા માટે કરશે ? જે લોકો આવી હરકતો કરે છે, તે મહદ્ અંશે હલકા ખાનદાનના હોય છે. તો જ્યારે હકીકત આ છે તો તઅજ્જુબ છે કે, આવા લોકોને જોઈને પોતાના બાળકોને દીનનો ઈલ્મ ન શિખવાડો. હું એ નથી કહેતો કે અંગ્રેજી ન ભણાવો, જરૂર ભણાવો, પરંતુ એ પણ તો જુઓ કે દીનનો ઈલ્મ પ્રત્યેક સમયની જરૂરતની વસ્તુ છે. તો હોવું તો એ જોઈએ કે પ્રથમ દીનનો ઈલ્મ પઢાવો, ત્યાર પછી બીજી વિદ્યાઓ તરફ લક્ષ આપો, પરંતુ જો ઈલ્મે દીન પહેલાં ન પઢયો તો (દુન્યવી) ઈલ્મની સાથે સાથે તેની તાલીમ જરૂર થવી જોઈએ. જો સમય વધારે ન હોય તો ઉર્દૂની જ કિતાબો પઢાવો, પરંતુ ઉસ્તાઝથી પઢાવો. એમ નહિ કે કિતાબ આપી દીધી અને કહી દીધું કે જોઈ લો, બલકે જરૂરત એની છે કે, કોઈ દીનદાર માણસથી જેટલી કિતાબો છે, તે સૌ સબક લઈને પઢવામાં આવે. ભલે, આખા દિવસમાં એક કલાક જ આપો, બલકે હું કહું છું કે, ફુઝૂલ સમયમાંથી જે રમત–ગમતમાં પૂરો થઈ જાય છે, તેમાંથી જ જો એક કલાક આપો, તો એ પણ કાફી–બસ છે, પરંતુ તેની સાથે સાથે કદી કદી પરીક્ષા પણ લેતા રહો. પાસ થવા પર ઈનામ તથા ફેઈલ થવા પર સજા આપો તથા કિતાબો પર અમલ કરાવવાની પણ મહેનત

કરાવો. અંગ્રેજી પાછળ હજારો રૂપિયા ખર્ચ કરો છો, તો દીનના ઈલ્મ પાછળ થોડોક ખર્ચ થશે તો શું જુલ્મ થશે ?

સાર એ કે, આ બધી દુનિયાને પસંદ કરવાની ખરાબીઓ છે. એ ખરાબીઓથી ઘણા ઓછા લોકો બચેલા છે. ત્યાં સુધી કે મૌલવીઓ અને પીર પણ, તેમનાથી એવું થવું, વધારે ખરાબ છે, કારણ કે તેઓ ધોકાથી કમાય છે, પરંતુ પ્રત્યેક વર્ગમાં દીનદાર હોય અથવા દુનિયાદાર, બધા સરખા નથી હોતા. અમુક લોકો એ ખરાબીઓથી બચેલા પણ છે. આ તો બયાન હતું દુનિયાથી રાજી થવાનું.

## દુનિયાથી દિલ લગાડવાનું બયાન

(અલ્લાહ તઆલા) આગળ ફરમાવે છે : **'વત્મઅન્નૂ બિહા'** કે દુનિયામાં દિલ લગાડયું અને દુનિયા તેમના દિલમાં પણ ઘૂસી ગઈ. અલ્લાહ તઆલાએ જયારે આ હાલ કાફિરોનો વર્ણવ્યો છે તો મુસલમાનોનો તો દુનિયાથી જીવ ગભરાવો જોઈએ, પરંતુ પ્રત્યેક મુસલમાન બતાવે કે દરરોજ કેટલી વખત દુનિયાથી તેનું દિલ ગભરાયું છે અને કયારે વહશત થઈ છે ? હા, જો વહશત થાય છે તો આખિરતમાં જવાથી થાય છે. હાલાં કે દુનિયાથી તે સંબંધ હોવો જોઈએ, જે મુસાફિરને મુસાફિરખાનાથી હોય છે કે ત્યાં તેને સૌ કામ કરવા પડે છે, પરંતુ દિલ વતનમાં (ઘરમાં) લાગેલું હોય છે.

એનો મતલબ અમુક લોકો આમ સમજે છે કે, આલિમો દુનિયા છોડાવે છે, એ તદ્દન ગલત છે. હા, આલિમો આ કહે છે કે, 'દુનિયાથી સરાય જેવો સંબંધ રાખો.' જુઓ, ત્યાં ખાવા વગેરે સઘળાં કામ કરો છો, છતાં ત્યાં જીવ નથી લાગતો. જયારે દુનિયામાં જીવ પરોવી દીધો છે, જેનું કારણ આ છે કે દુનિયાની હકીકત નથી સમજયા. આપણી બિલકુલ તે જ હાલત છે, જેમ બાળક મુસાફિરખાનાના કોઈ આરામને જોઈ જિદ કરવા લાગે કે હું તો અહીં જ રહીશ.

## જેઓ દુનિયાની હકીકતને જાણે છે, તે એનાથી ગભરાય છે

બાકી જેમને દુનિયાની હકીકત તથા અસલિયતની જાણ છે, તેઓ ચાહે છે અને અલ્લાહ તઆલાથી મન્નત માને છે કે, કોઇ રીતે અહીંથી છૂટકારો થઇ જાય. બયાન તો ઘણું બધું કરવું હતું, પરંતુ સમયના અભાવે હું એક તરકીબ–ઉપાય બતાવીને ખતમ કરું છું.

## દુનિયાની મુહબ્બત દૂર કરવાનો સરળ ઉપાય

તે એવી તરકીબ–ઉપાય છે કે, ખુદાપાકે ચાહ્યું તો તેનાથી તમને તે ફૈઝ પ્રાપ્ત થશે, જે બુઝુર્ગોની સોહબત– સહવાસથી થાય છે અને આ જે મર્યાદાથી બહાર કદમ જઇ રહ્યો છે, તે અટકી જશે અને તે હાલત થઇ જશે, જે તાઉન–પ્લેગના જમાનામાં હોય છે કે બધું જ કરો છો, પરંતુ કશામાં દિલ ચોંટતું–પરોવાતું નથી. તે ઉપાય આ છે કે, એક સમય નક્કી કરીને તેમાં મૌતને યાદ કર્યા કરો અને પછી કબ્રને યાદ કરો, ફરી કિયામતના મેદાનને યાદ કરો તથા તેની ગભરામણો અને સખતીઓ કે યાતનાઓને યાદ કરો અને વિચારો કે આપણને ખુદા તઆલાની સામે ઊભા કરવામાં આવશે, તે મહાન કુદરતવાળો છે, આપણી પડપૂછ કરશે, એક એક હક ઓકવો પડશે, ફરી ભયાનક અઝાબનો સામનો થશે.

આ પ્રમાણે દરરોજ સૂતી વખતે મનન કર્યા કરો. એક– બે અઠવાડિયામાં ઈન્શા અલ્લાહુ તઆલા (અલ્લાહ તઆલાએ ચાહ્યું તો) કાયાપલટ થઇ જશે અને હમણાં દુનિયા સાથે જે મુહબ્બત છે તે, ખતમ થઇ જશે.

હવે અલ્લાહ તઆલાથી દુઆ કરો કે, તે કરીમ ઝાત આપણ સૌને અમલ કરવાની નેક તૌફીક આપે. આમીન, યા રબ્બલ આલમીન !

પ્રકાશન નં. ૫૮૧

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# બયાનની તાલીમ



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા



બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# બયાનની તાલીમ

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**'અર્રહમાનુ અલ્લમલ્ કુરઆન, ખલકલ્ ઈન્સા–ન અલ્લમહુલ્ બયાન્.'**

**તરજુમો** : 'રહમાને કુરઆનની તાલીમ આપી. માનવીને પેદા કર્યો, ફરી તેને બોલવાનું શીખવ્યું.'

## પ્રસ્તાવના તથા વઅઝ–શિખામણની જરૂરત

આ મજલિસ તલબા–વિદ્યાર્થીઓને બયાન કરવા–વકતવ્ય આપવાની ટેવ પાડવા માટે કાયમ કરવામાં આવી રહી છે, જેથી તેઓ જે કાંઈ પઢે, તેનો લાભ બીજાઓને પણ આપી શકે. કારી સાહેબે તિલાવતમાં જે રુકૂઅ સંભળાવ્યો, મેં પણ બયાનના માટે તેમાંથી જ આયત પસંદ કરી હતી. કારી સાહેબે પઢવાનું શરૂ કરતાં જ મને ખ્યાલ આવ્યો કે અમારાં બંનેના દિલોમાં એક જ વિષયની આયતોનું આવવું ઈન્શા અલ્લાહુ તઆલા આ મજલિસના મકબૂલ હોવાની નિશાની છે.

## વારિદાત–દિલમાં આવનારી વાતોનું એકત્વ, મકબૂલિય્યતની નિશાની છે

હદીષ શરીફમાં શબે કદ્ર વિશે ઈરશાદ છે : કારણ કે અમુક ખ્વાબ એકમત છે કે રમઝાનના છેલ્લા અશરા–દશકામાં શબે કદ્ર છે, માટે છેલ્લા અશરામાં શબે કદ્રને તલાશ કરો ! આનાથી બુઝુર્ગો એ સમજ્યા છે કે અમુક દિલોનું કોઈ વારિદ પર એકમત થવું તે વારિદના સહીહ હોવાનું પ્રમાણ છે. જો કે અમે શું અને અમારા વારિદાત શું ? પરંતુ નાની વાતોમાં નાની વારિદાતની પણ તે જ અસર થશે, જે મોટી વાતોમાં મોટી વારિદાતની થાય છે. અત્યારે મારા તથા કારી સાહેબના દિલમાં આ આયતનું આવવું, જાહેર છે કે અમારા બંનેમાં કમથી કમ ઈસ્લામ તો જરૂર છે (અલ્લાહનો શુક્ર) અને આપણી મજલિસ નાની શી મજલિસ છે. એ ઈશારો એનો છે કે મજલિસ અલ્લાહ તઆલા ચાહે તો મકબૂલ થશે.

પરંતુ ફક્ત એ ઈશારા પર સંતોષ ન માનવામાં આવે, બલકે તેની કબૂલિય્યતના માટે તદબીર પણ કરવી જોઈએ, કારણ કે તે સુન્નત છે અને એ દુઆ પણ કરવી જોઈએ કે અલ્લાહ તઆલા તેને કામિયાબ–સફળ કરે કે તેમાં નબવી સુન્નતની પેરવી હોય. શરીઅતની હદોથી બહાર ન હોય. એટલા માટે કે મોટી વસ્તુ પ્રત્યેક મામલામાં દુઆ જ છે.

હવે હું મૂળ હેતુ–અસલ મકસદને શરૂ કરું છું.

## 'અર્રહમાનુ અલ્લમલ્ કુરઆન' (છેવટ સુધી) આયતની તફસીર–ભાષ્ય તથા વઅઝનો હેતુ

અલ્લાહ તઆલાએ આ રુકૂઅને પોતાના મુબારક નામ 'રહમાન'થી શરૂ કર્યો છે અને ત્યાર પછી પોતાની ત્રણ નેઅમતોનું

વર્ણન ફરમાવ્યું છે. વાક્ય રચનાથી જણાય છે કે એ ત્રણેય નેઅમતોનું ઉદ્દભવસ્થાન અલ્લાહ તઆલાની રહમત–કૃપા છે. અર્રહમાનનો અર્થ સૌથી મોટો કૃપાળુ છે. સારાંશ કે મહા કૃપાળુ ઝાતે રહમતના જ કારણે કુરઆન શિખવાડયું, માનવનું સર્જન કર્યું અને તેને બયાન શિખવાડયું.

## નેઅ્મતે બયાન પર નેઅ્મતે કુરઆન તથા માનવ સર્જનને કેમ આગળ રાખ્યું

ભલે અત્રે મૂળ હેતુ નેઅ્મતે બયાનનો ઉલ્લેખ છે, પરંતુ એ નેઅ્મતના ઉલ્લેખથી પહેલા માનવ ઉત્પત્તિની નેઅ્મતનું એટલા માટે વર્ણન કરવામાં આવ્યું કે પ્રથમ માનવીનું વુજૂદ–અસ્તિત્વ હોય તો જ બયાનની લાયકાત પ્રાપ્ત થઈ શકે છે અને કુરઆનની તાલીમને એટલા માટે પ્રથમ વર્ણવી કે કુરઆને પાક તથા શરીઅતની તાલીમ વિના બયાન–વકતવ્ય પ્રમાણભૂત નથી થઈ શકતું.

## કુરઆન શિક્ષણ પર ધ્યાન ન દેવાની શિકાયત

સામાન્ય રીતે તલબા તથા બયાન કરનારાઓએ પોતાની વઅઝોમાં તાલીમે કુરઆનને ખૂબ વધારે છોડી દીધી છે અને તેઓ ઘણી બાબતોમાં શરીઅતની મર્યાદાઓને ઓળંગી જાય છે. એ જ કારણથી મહાન આલિમો તલબાને એવા જલસાઓ તથા અંજુમનોમાં શરીક થવાની પરવાનગી આપતા ખચકાય છે. જેમ કે અમુક નવયુવાન અરબી તલબાને પણ જોઉં છું કે તેઓ તે જલસાઓમાં શરીઅતની ઘણી વાતો છોડી દે છે. દા. ત. કોઈ પણ ખોટા વિષયો બયાન કરે છે. ક્યાંક તકરીરમાં યૂરોપવાળાઓની રીત અપનાવે છે અને સિતમ એ છે કે તેમના બુઝુર્ગો તથા ઉસ્તાઝો પણ એ અંદાજથી તેમને રોકતા નથી, બલકે તકરીરમાં તે વસ્તુઓને સારી તથા જોરદાર સમજવામાં આવે છે.

## તકરીરમાં ચમક પેદા કરવા તથા બનાવટનો હેતુ

તકરીરમાં આ નવી વાતો તથા બનાવટનું કારણ એ છે કે તલબા તથા વઅઝ કહેનારાઓમાં આજકાલ ઈલ્મની તો કમી થઈ ગઈ છે, તેઓ ઈલ્મે કુરઆનથી તો કોરા છે, ખરી વસ્તુ તો છે નથી, જે બાતિની કુવ્વત–આંતરિક શક્તિના કારણે દિલો પર અસર નાખે, ભલે શબ્દો કેટલાય સાદા હોય. માટે તેઓ શાબ્દિક રંગ–રોગાન તથા બનાવટથી જ બયાન–તકરીરમાં જોર પેદા કરવાની કોશિશ કરે છે, પરંતુ ચિંતન–મનન પછી શાબ્દિક રંગરોગાન તો ઊતરી જાય છે. બસ, શબ્દો જં શબ્દો રહી જાય છે, (જેનાથી) કલામ અસરવિહીન થઈ જાય છે.

## અલ્લાહવાળાઓના સાદા શબ્દોમાં લચ્છેદાર તકરીરોથી વધારે ખૂબી તથા દિલચસ્પી હોય છે

એમ અહલે હક હઝરાતને તેમના સાદા શબ્દોમાં તે ખૂબી તથા રસિકતા હોય છે કે મોટા મોટા શબ્દોમાં તે જોવામાં નથી આવતી. આ જેટલી લચ્છેદાર તથા ચુસ્ત તકરીરો હોય છે, તેમની ખૂબી પ્રથમ નજર સુધી જ હોય છે. જેટલી ગેહરાઈથી જોવામાં આવે છે, તેમની હકીકત ખૂલતી જાય છે, કારણ કે તેમાં ઈલ્મી પૂંજી તો હોતી નથી. (એથી વિરુદ્ધ) અલ્લાહવાળાઓના સાદા લફઝોનો એ હાલ છે કે જેટલી નજરને ગેહરી કરતા જશો, તેનું રૂપ વધતું જશે.

મને પોસ્ટ ખાતાના એક ઈન્સ્પેકટર મળ્યા. તેઓ હકના ચાહક હતા અને હકતલબીની વિશેષતા છે કે તેમાં હકીકત ખૂલી જાય છે. તેઓ કહેતા હતા કે, એક સાહેબ જે અખબારની દુનિયામાં ઘણા ખ્યાતનામ છે, મને તેમની સાથે રહેવા તથા તેમની તકરીરો સાંભળવાનો મોકો મળ્યો છે. હું તેમની તકરીરો સાંભળીને સમજતો હતો કે તેમની બરાબર

કોઈ મુહક્કિક–સંશોધક નથી, પરંતુ જ્યારથી અહલે હકની તકરીરો સાંભળવાનો પ્રસંગ બન્યો, જેમને ન લેકચર દેતાં આવડે છે, ન તેઓ મોટા મોટા શબ્દો બોલે છે, ત્યારે મેં જાણ્યું કે અસલ ઈલ્મ શું ચીઝ છે ?

## અહલે હકની તથા મૉર્ડન તર્ઝની તકરીરોનો ફેર

અને (તેઓ) કહેતા હતા કે અહલે હક તથા નવા અંદાજની તકરીરોમાં જે ફરક હું સમજ્યો, તે એ છે કે નવી ઢબની તકરીરો પ્રથમ નજરમાં તો ઘણી પ્રભાવશાળી તથા અસર અંગેઝ અને હક તેમાં જ સમાયેલું લાગે છે, પરંતુ જ્યારે મનન કરવામાં આવે ત્યારે હકીકત ખૂલીને તેમનું બેકાર હોવું, અવાસ્તવિક તથા કમઝોર અને બનાવટી હોવું સ્પષ્ટ થઈ જાય છે. જ્યારે અહલે હકની તકરીરો પ્રથમ નજરે બેરંગ તથા ફિક્કી લાગે છે, પરંતુ જેટલું તેમાં મનન કરવામાં આવે, તેમની શક્તિ તથા યથાર્થતા જણાય આવે છે અને દિલ પર તેમની ગેહરી અસર થાય છે કે તેની સામે સઘળી રંગીનીઓ દિલથી ધોવાય જાય છે.

## આ એ'તિરાઝનો જવાબ કે આલિમોને લેકચર દેતાં નથી આવડતું

અહીં આ એ'તિરાઝનો જવાબ પણ નીકળી આવ્યો, જે આલિમો પર કરવામાં આવે છે કે તેમને લેકચર દેતાં નથી આવડતું. જવાબ એ છે કે જ્યારે અમારી પાસે કુરઆનો–હદીષની પૂંજી મોજૂદ છે તો અમને જાહેરી ચમક–દમકની શી જરૂર છે ? અમારે લેકચર શીખવાની આવશ્યકતા નથી. અમે તો સ્પષ્ટ કહીએ છીએ કે જે માણસ લેકચરનો ઢંગ અપનાવે છે, તે પ્રથમ દિવસથી અમારા દિલમાં નાપસંદગીનું બીજ વાવે છે.

## હદીષ : નહ્નુ ઉમ્મતુન ઉમ્મિયહના અર્થ

અમને તો તે જ તર્ઝ પસંદ છે, જેની તરફ ઉપરની હદીસ શરીફમાં નિર્દેશ છે કે અમે ઉમ્મી ઉમ્મત છીએ. ઉમ્મિય્યહનો અર્થ સાદગી છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મૂળ નેમ એ છે કે આપની ઉમ્મત સાદગીથી રહે. માટે જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ 'નહનુ' (અમે) ફરમાવીને પૂરી ઉમ્મતને શરીક ફરમાવી. નબવી પેરવીની એ જ રૂહ છે કે પ્રત્યેક બાબતે સંપૂર્ણ સાદગી હોય. ઉમ્મિય્યહનો સંબંધ ઉમ્મ (માં) સાથે છે. મતલબ કે આપણી જિંદગી એવી રહે જેમ માંનાં પેટથી પેદાઈશ પછી બાળકની જિંદગી સાદી, સરળ અને બનાવટ વિનાની હોય છે. એ સાલસતા (સરળતા)ના લઈને જ દરેક માણસને બાળક સાથે પ્રેમ હોય છે, નહિ તો બાળકોથી–જે નાપાકીની પોટલી હોય છે– ઘણી નફરત–ઘૃણા થવી જોઈતી હતી.

એ સાદગી તથા સાલસતા જે વૃદ્ધોમાં હોય છે, તેમનામાં પણ તે આકર્ષણ તથા હુસ્ન હોય છે કે મોટા મોટા રૂપવાનો તેમના પર જાન કુરબાન કરે છે. સારાંશ કે ઉમ્મિય્યહનો મૂળ ભાવાર્થ એ જ સાદગી તથા સાલસતા છે જે બનાવટ તથા તકલ્લુફથી ખાલી હોય અને લખેલા–પઢેલા ન હોવું એ ઉમ્મિયતનો પ્રખ્યાત ભાવાર્થ છે, તે પણ એ જ સાદગીનો એક વિભાગ તથા શાખા છે. માટે બયાનમાં પણ બનાવટ અને તકલ્લુફ બિલકુલ ન હોવાં જોઈએ. અલબત્ત, સાદગીની સાથે સફાઈ હોવી જોઈએ, પરંતુ હવે એ તર્ઝ સંપૂર્ણપણે છૂટતો જાય છે.

તો જે તકરીરોમાં શરીઅતના ઉસૂલ–નિયમોનો લિહાઝ ન હોય, એવી તકરીરોનું હોવું–ન હોવું બરાબર છે અને સાબિત થઈ ગયું કે બયાનની તાલીમ મોકૂફ–આધારિત છે માનવીના વુજૂદ પર, એટલા માટે આયતમાં પ્રથમ માનવીની પેદાઈશનું રહમત હોવું વર્ણન કર્યું, ફરી તાલીમે કુરઆનનું, કારણ કે આ બંને રહમતોના પછી જ બયાનની

તાલીમ પ્રમાણભૂત તથા માન્ય રીતે મેળવી શકાય છે, કારણ કે બયાનનો હેતુ અમલ છે અને અમલ તે જ ભરોસાપાત્ર છે, જે કુરઆને પાકની તાલીમ મુજબ હોય, જેમાં હદીષ શરીફ તથા ફિકહ–મસાઈલ પણ શામિલ છે.

કુરઆન શરીફ બુનિયાદ અને મતન–મૂળપાઠની જેમ છે અને સઘળા શરઈ ઉલૂમ–વિદ્યાઓ તેની શરહ–વિવરણ છે. કોઈ હુકમ કુરઆન શરીફના શબ્દોથી સાફ–સાફ સમજમાં આવી જાય છે અને અમુક આદેશ ચિંતન–મનનથી સમજમાં આવે છે. જેમ કે હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની પાસે એક ઓરત આવી અને કહેવા લાગી, મેં સાંભળ્યું છે કે આપ (પેશાની–કપાળ પહોળું જાહેર કરવા માટે) વાળ નોચનારી (લુંચનારી) ઓરત પર લા'નત કરો છો.' આપે ફરમાવ્યું : જેના પર કુરઆન શરીફ લા'નત કરે, હું તેના પર શા માટે લા'નત ન કરું ?'

ઓરત કહેવા લાગી, 'મેં તો પૂરું કુરઆન શરીફ પઢયું, તેમાં તો એ વાત નથી.' આપે ફરમાવ્યું : (અર્થ) : 'જો તું સમજીને પઢત તો તેમાં એ મસ્અલો મળી જાત.' કારણ કે એ કામોને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મના ફરમાવ્યા છે અને કુરઆન શરીફમાં ઈરશાદ છે : 'રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તમને જે હુકમ આપે, તેને સ્વીકારો !' આ રીતે એ કુરઆન શરીફનો પણ હુકમ થયો.

જેમ કે હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આદેશોને કુરઆની આદેશ ફરમાવ્યું, એ જ મુજબ ખુદ કુરઆન શરીફમાં પણ છે : (તરજુમો) : 'જ્યારે અમે કુરઆન શરીફને પઢીએ (ફરિશ્તાની ઝબાનથી,) તો તેની કિર્અતની પેરવી કરો અર્થાત્ ખામોશીની સાથે સાંભળો ! ફરી અમારા શિરે તેનું બયાન છે.' અમે તેના મતલબ આપને સમજાવી દઈશું. જેમ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુરઆનના ઈજમાલને

જાહેર ફરમાવી આપ્યું અર્થાત્ મુશ્કિલ વાતોને સમજાવી દીધી.

જો ક્યાંક હદીસોમાં પણ ઈશ્કાલ અથવા ઈજમાલ રહ્યો તો તેને મુજતહિદ ઈમામોએ જાહેર ફરમાવી દીધો. અહીં સુધી કે દીનની તકમીલ–પરિપૂર્ણતા સંપૂર્ણ રીતે જાહેર થઈ ગઈ. ત્યાર પછી ઈજતિહાદની કોઈ જરૂર ન રહેતા ચોથી સદી હિજરીમાં ઈજતિહાદની શક્તિ પણ ખત્મ થઈ ગઈ.

## હક તઆલા જે વસ્તુની જ્યાં સુધી જરૂર હોય છે ત્યાં સુધી તેને પેદા કરે છે, પછી નહીં

હકતઆલાની અજીબ કુદરત છે કે જરૂરત વેળા કોઈ વસ્તુને પેદા ફરમાવે છે અને જરૂરત પૂરી થતાં તે ખત્મ થઈ જાય છે. જેમ કે હઝરત આદમ (અલૈ.)ને માટીથી પેદા કર્યા. જ્યારે તેઓ પેદા થઈ ચૂક્યા તો તેમની પાંસળીથી હઝરત હવ્વાને પેદા કર્યા. જ્યારે એક જોડું પેદા થઈ ગયું તો હવે માટી અને પાંસળીથી પેદા કરવાનો સિલસિલો ખત્મ કરી દીધો અને સ્ત્રી–પુરુષના મિલનથી લોકો પેદા થવા લાગ્યા. રહ્યું હઝરત ઈસા (અલૈ.)નું બાપ વિના પેદા થવું–તો એ મુઅજિઝહ રૂપે હતું.

અલ્લાહ તઆલા ફરમાવે છે : (તરજુમો) : 'અને તમે જે વસ્તુ માંગી, દરેક તમને આપી. અર્થાત્ તમારી જરૂરતોને અલ્લાહ તઆલા પૂરી ફરમાવે છે. ભલે, ઝબાનથી માંગો અથવા તમારી હાલતનો તકાજો હોય. આ જ નિયમ પ્રમાણે જ્યાં સુધી ઈજતિહાદની જરૂરત હતી, તેની શક્તિ પેદા થતી રહી. જ્યારે સઘળા હુકમો તરતીબ–ક્રમની સાથે ભેગા થઈ ગયા, તો એ શક્તિ ખત્મ થઈ ગઈ.

એ જ હાલ યાદશક્તિનો છે કે જ્યાં સુધી જરૂરત હતી, ત્યાં સુધી યાદ કમાલ દરજાની અતા થતી રહી. (જેના હેરતઅંગેઝ બનાવો કિતાબોમાં નોંધાયેલા છે.) ફરી જ્યારે હદીસો કિતાબોમાં

એકત્ર થઈ ગઈ અને એટલી યાદશક્તિની જરૂર ન રહી તો યાદશક્તિ કમ થવાની શરૂ થઈ ગઈ. તો ઈજતિહાદ દીનના પરિપૂર્ણ થયા પછી બંધ થયો છે અને તેમનો ઈજતિહાદ કુરઆન– હદીસના હુકમોને જાહેર કરવાવાળો છે તથા મુકલ્લિદ–તકલીદ–પેરવી કરનાર પર તેની પેરવી જરૂરી છે.

તો ઈલ્મે કુરઆનથી મુરાદ શરીઅતનો પ્રત્યેક હુકમ છે, ચાહે તે પ્રત્યક્ષ સાબિત હોય કે પરોક્ષ. તેનો પુરાવો તે બનાવથી સંપૂર્ણ સ્પષ્ટતાની સાથે મળી જાય છે કે એક વાર એક મુકદમા વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તરજુમો : હું તમારો કિતાબુલ્લાહથી ફેંસલો કરીશ અને પછી તે ફેંસલો હદીસ મુજબ હતો.' કુરઆન શરીફમાં તેનો ઉલ્લેખ સ્પષ્ટ રીતે ન હતો. એથી જણાયું કે જે આદેશ હદીસ પ્રમાણે હોય તે પણ કુરઆનનો જ આદેશ હશે, કારણ કે હદીસ કુરઆન શરીફનું બયાન તથા શર્હ–વિવરણ છે.

## બયાનની કુવ્વત–વકતવ્ય શક્તિ મહાન નેઅમત છે

માનવી ઈલ્મના પ્રતાપે મકબૂલ–પ્રિય બંદાઓમાં શામિલ થઈ શકે છે અને ઈલ્મ બયાનની નેઅમતથી જ પ્રાપ્ત થઈ શકે છે. જો આપણા મહાન પૂર્વજ બુઝુર્ગો ઉલૂમને બયાન ફરમાવીને એકત્ર ન કરી જાત તો આપણને કાંઈ પણ ખબર ન હોત. એમ જ આપણે જો બીજાઓને નફો પહોંચાડવાના માટે લેખન–વકતવ્યમાં સંપૂર્ણ નિપુણતા પ્રાપ્ત કરીએ, ત્યારે જ બીજાઓને ઈલ્મ પહોંચાડી શકીએ છીએ અને જેઓને તે પ્રાપ્ત નથી, તેમનાથી ખૂબ ઓછો લાભ પહોંચે છે. ફરી લેખન કરતાં વકતવ્યમાં નિપુણ થવાની વધુ આવશ્યકતા છે. લેખનથી તો પઢેલા–ભણેલાઓને જ લાભ પહોંચે છે, જ્યારે બયાનથી સૌને લાભ થાય છે.

ફરી બયાનથી લાભ પહોંચવાની બે સૂરતો છે : એક પઢવું–પઢાવવું, એનાથી તો ફક્ત તલબાને લાભ થાય છે. બીજી સૂરત વઅઝ, જેનો લાભ તલબા તથા અવામ–સામાન્યજનો સૌને થાય છે અને એ નફો એના પર મોકૂફ–આધારિત હોય છે કે જરૂર પ્રમાણે કુવ્વતે બયાની–વકતવ્ય શક્તિ પ્રાપ્ત હોય. એટલા માટે આપણા તલબાને દર્સો–તદરીસ તથા વઅઝ બંનેની પરિપૂર્ણતા તથા પ્રેક્ટિસની જરૂરત ઊભી થઈ.

## વઅઝ–તકરીર તથા તદરીસ–પઢાવવાના આદાબ

જ્યારે વઅઝ કહેવામાં આવે તો એવું સરળ તથા સ્પષ્ટ બયાન કરવામાં આવે કે સામાન્યજનો સારી રીતે સમજી શકે. એ જ રીતે સબકને સમજાવવામાં આવે તો એવી રીતે કે તાલિબે ઈલ્મ તેને ઉમદા રીતે સમજી લે. જે કિતાબો સબકરૂપે પઢાવવામાં આવે છે, તેમાં અમુક તો સર્ફ, નહ્‌વ–વ્યાકરણ, મન્તિક–તર્કશાસ્ત્ર તથા મઆની વગેરે ઉલૂમ–વિદ્યાઓની હોય છે, જે ધ્યેય નથી, પરંતુ મૂળ ઈલ્મની માધ્યમ છે. તેમની તકરીર એ રીતે કરાવો કે કિતાબની ઈબારત–લખાણ પઢાવો અને તેના વિષયોને ખોલી આપો ! વધારે લંબાણ ન કરો !

તેમાં તકરીરની સફાઈ ઉપરાંત એ ફાયદો પણ થશે કે તેમને પઢાવવાની રીત માલૂમ થશે. આપણા બુઝુર્ગોની રીત એ જ હતી કે તે હઝરાત ફક્ત કિતાબોને હલ કરી દેતા–ખોલી દેતા હતા. બીજું વધારે કાંઈ બતાવતા ન હતા. અલબત્ત, કોઈ ખાસ વાત બતાવવી જરૂરી રહેતી તો તેને ફરમાવી દેતા અને જો પઢાવવામાં કોઈ વાત તેમની સમજમાં ન આવતી તો સાફ કહી દેતા કે આ જગ્યા અમારી સમજમાં નથી આવી. આ તરીકો હઝરત મવલાના મમ્લૂક અલી સાહેબથી ચાલ્યો આવે છે.

સારાંશ કે પઢાવતી વેળા ફક્ત મતલબ બયાન કરે અને વધુ પડતી તહકીકને સંપૂર્ણ ત્યજી દે, કારણ કે એ તકરીરો કિતાબ પઢાવવાની

રીત બતાવવા માટે કરવામાં આવે છે, તબિયતની તેજી દેખાડવા માટે નહિ. વળી, સબક વેળા જે ફુઝૂલ વાતો વર્ણવવામાં આવે છે તે યાદ પણ નથી રહેતી અને સમય બરબાદ થાય છે. મૂળ વસ્તુ કાબિલિય્યતનું પેદા થવું છે, જે કિતાબનો મતલબ– ભાવાર્થ સમજી લેવાથી પેદા થાય છે, વધારે તકરીરોથી પેદા થતી નથી.

સારાંશ કે મુદર્રિસના માટે લેકચરનો તર્ઝ ખૂબ નુકસાનકારક છે. મેં એક તાલિબે ઈલ્મને જોયા કે તેઓ એક પ્રાથમિક તાલિબે ઈલ્મને મીઝાન (નામી કિતાબ) પઢાવી રહ્યા છે અને તેના ખુત્બા (પ્રસ્તાવના)માં અલિફ–લામના પ્રકાર બયાન કરી રહ્યા છે. મેં કહ્યું, મોલ્વી સાહેબ ! આ ગરીબની શું કામ રાહ મારી રહ્યા છો ? તે આ સઘળી વાતોને મીઝાનનો ભાગ સમજશે અને મુશ્કેલ સમજીને મીઝાન કિતાબને જ પઢવાનું પડતું મૂકશે. મેં પોતે પોતાના પઢાવવાનો સદા એ જ ઢંગ રાખ્યો કે કિતાબ હલ કરી દીધી, વધારાની વાતો કદી બયાન ન કરી અને તે પણ એ રીતે કે મોટી મોટી મુશ્કેલ જગ્યાઓ પણ તલબાને કઠણ ન લાગી.

'સદ્રા' ફલસફા–તત્ત્વજ્ઞાનની કિતાબ છે, 'તેમાં મુષન્નાત–બિત્તકરીર'ની બહસ–ચર્ચા પ્રખ્યાત છે. કાનપૂરમાં મોલ્વી ફઝલે હક સા. નામી એક તાલિબે ઈલ્મ મારાથી એ કિતાબ પઢતા હતા. જે દિવસે એ મશહૂર બહસ આવી તો મેં મામૂલી–સામાન્ય રીતે તેની તકરીર કરી દીધી. જ્યારે તેમણે સમજી લીધી તો મેં કહ્યું કે, આ તે જ બહસ છે, જે 'મુષન્નાત–બિત્તકરીર'ના નામે પ્રખ્યાત છે. તેમને ખૂબ નવાઈ લાગી અને કહેવા લાગ્યા : આ તો કાંઈ પણ અઘરી નથી.' તો મોટી ચિંતા એની હોવી જોઈએ કે કિતાબને પાણી કરી દે.

આ રીત તો ફુનૂન તથા માધ્યમ વિદ્યાઓ પઢાવવાની છે, જે મકસદ–સાધ્ય નથી, ફક્ત સાધન છે.

હવે રહ્યા મકાસિદ–હેતુઓ અર્થાત્ દીની ઉલૂમ–તફસીર, હદીષ,

ફિકહ–મસાઈલની તાલીમ, તેમાં બંને ઢંગની તાલીમની મશ્ક–પ્રેક્ટિસ થવી જોઈએ. એક સમયે ખાલી (કિતાબનો) મતલબ બયાન કરવા પર બસ કરે અને બીજા સમયે આ તર્ઝ પ્રમાણે ખૂબ ખુલાસાથી તકરીર હોય, જેથી પ્રત્યેક પેહલૂ–પાસું સામે આવી જાય. અલ્હમ્દુ લિલ્લાહ ! સર્વે જરૂરી વાતો આવી ગઈ અને આ મજલિસનું નામ 'તાલીમુલ બયાન' બેહતર લાગે છે.

## તકરીરો-બયાનોમાં ઈખ્લાસ-વિશુદ્ધ નિય્યતની તાલીમ

હવે બેહતર લાગે છે કે જાહેર કરી દેવામાં આવે કે બયાન તથા વઅઝનો હેતુ અહકામની તબ્લીગ–આમ લાકો સુધી દીનના આદેશો પહોંચાડવાનો હોવો જોઈએ, કારણ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : તરજુમો : 'જે માણસ કલામના હેરફેરને એટલા માટે શીખે કે તેના ઝરીએ લોકોનાં દિલોને જીતે તો અલ્લાહ તઆલા તેનાં કોઈ અમલને નહિ સ્વીકારે, ચાહે નફલ હોય કે ફર્ઝ.'

આ હદીસ શરીફ બયાન–વઅઝથી બુરા હેતુ પર ચેતવણીના માટે કાફી છે અને હવે કલામે મજીદમાં 'અલ્લમહુલ્ બયાનથી અલ્લમલ્ કુરઆન'ને પહેલા વર્ણવવાનો હેતુ ઘણા ખુલાસા સાથે જણાઈ આવ્યો કે બયાન ત્યારે જ સહીહ તથા ખરા અર્થમાં થઈ શકે છે જ્યારે કુરઆન શરીફનો ઈલ્મ પણ હોય, જેથી ઈખ્લાસ તથા સ્વાર્થમાં તમીઝ થાય. હું તલબાને ખબરદાર કરવા ચાહું છું કે આજકાલ જે તકરીરોનો નવો ઢંગ શોધાયો છે, તેનો મોટો હેતુ પ્રતિષ્ઠા તથા લોકપ્રિયતા પ્રાપ્ત કરવાનો છે. કોશિશ કરવામાં આવે છે કે શબ્દો અતિ ભવ્ય હોય, બંદિશ ચુસ્ત હોય. તેનાથી ખાક પણ અસર નથી થતી.

એ પ્રકારની તકરીરોની હસ્તી ફક્ત એટલી હોય છે, જેમ કે પ્રખ્યાત છે કે એક મનિયારો ચૂડીઓનું પોટલું લઈને જતો હતો. એક ગામડિયાએ તેમાં લાઠી મારીને પૂછયું, આમાં શું છે ? મનિયારાએ કહ્યું કે, એક બીજી લાઠી મારી દો તો કાંઈ પણ નથી. એથી ઊલટું પુરાની તકરીરો પર પચાસ ચોટો પણ મારે, તેની અસર તથા શક્તિમાં સહેજ પણ કમી ન આવશે.

હદીસ શરીફથી તો જણાય છે કે અત્યંત બે–બાકી તથા આઝાદીથી તકરીર કરવી પણ નાપસંદીદહ છે. હદીસ શરીફમાં છે : તરજુમો : 'હયા તથા ઓછું બોલવું ઈમાનની બે શાખાઓ છે તથા બેહયાઈ અને ખૂબ બોલવું નિફાકની બે શાખાઓ છે.' હયા–શર્મ કદી મખ્લૂકથી હોય છે, કદી ખાલિક–સર્જનહારથી. અત્રે ખાલિકથી હયા મુરાદ છે. મતલબ આ છે કે બયાન કરતી વેળા પ્રત્યેક શબ્દ પર એ સોચે કે ક્યાંક શરીઅતની વિરુદ્ધ કોઈ વાત ઝબાનથી ન નીકળી જાય.

## 'અલ્લમહુલ્ બયાન' હેઠળ કયું બયાન આવશે, કયું નહિ આવે ?

આ હદીસ શરીફથી એ પણ માલૂમ થયું કે જે બયાન શરીઅતની મર્યાદાઓથી નીકળી જાય તે 'અલ્લમહુલ્ બયાન'માં શામિલ નથી. એટલા માટે કે અત્રે બયાનને રહમત તથા નેઅમતનાં તોર પર બયાન કરવામાં આવ્યું છે. હવે રહમત તથા નેઅમત તે જ બયાન થઈ શકે છે, જે શરીઅત પ્રમાણે હોય. જે બયાન શરીઅતની વિરુદ્ધ હોય તે નેઅમત નથી, તેનાથી બચવું જોઈએ અને પસંદ પણ એવા જ વઅઝને કરવું જોઈએ કે જેમાં લફફાઝીને બદલે સાદગી તથા ખશિય્યત–ખવફે ખુદા હોય.



## ખાતિમહ તથા દુઆ

હવે અલ્લાહ તઆલાથી દુઆ કરો કે તે (કરીમ ઝાત) પ્રત્યેક મામલામાં શરીઅતની પેરવીની તવફીક આપે. આમીન, યા રબ્બલ આલમીન !





પ્રકાશન નં. ૫૮૨

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# અલ્લાહની નિકટતા પામવાનો રસ્તો



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# અલ્લાહ તઆલાની નિકટતા પામવાનો રસ્તો

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**વમા અમ્વાલુકુમ્ વલા અવ્લાદુકુમ્ બિલ્લતી તુકર્રિબુકુમ્ ઈન્દના ઝુલ્ફા ઈલ્લા મન્ આમ-ન વઅમિ-લ સાલિહા. ફઉલાઈ-ક લહુમ જઝાઉદ્દિઅ્ફિ બિમા અમિલૂ વહુમ્ ફિલ્ ગુરૂફાતિ આમિનૂન.'**

**તર્જુમો :** અને તમારા માલ અને અવલાદ એવા નથી કે જે તમોને અમારા નજીક કરી દે, પરંતુ તે લોકો કે જે ઈમાન લાવ્યા અને સારા (નેક) આ'માલ (કામો) કર્યા, તો તેઓને એમના આ'માલનો કેટલોય ગણો બદલો મળશે અને તેઓ જન્નતના મહેલોમાં અમન (ચેન)થી રહેશે. આ આયતથી સંબધિત આ વિષયો છે.

## મહાન દોલત પર સજાગ કરવું

આ કુર્આન મજીદની એક આયત છે, જેમાં અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને એક ઘણી મોટી દૌલતની નિશાની અને તેને પ્રાપ્ત કરવાની રીત દર્શાવી છે અને જે ભૂલો એનાથી થઈ ગઈ છે તેના પર ચેતવણી આપી છે. આ છે તાત્પર્ય-ખુલાસો ઉપરોક્ત આયતનો. તર્જુમાથી આ દૌલતની ખબર પડી જશે, પરંતુ પ્રથમ ટૂંકમાં એનો પતો-નિશાન બતાવું છું, કેમ કે ઘણા લોકો એને દૌલત જ નથી

સમજતા અને દુનિયાવાળા તો શું સમજતા, ઘણા દીનદાર લોકો પણ એના પ્રત્યે ધ્યાન ઓછું આપે છે.

## અલ્લાહના કુર્બ-નિકટતાથી શું મુરાદ છે ?

અને તે દૌલત અલ્લાહની નઝદીકી (કુર્બે ખુદાવંદી) છે અને આ કુર્બ (નઝદીકી)થી સામાન્ય રીતે અંતરની કમીને સમજવામાં આવે છે, આ બરાબર નથી. એટલા માટે કે ત્યાં શારીરિક નિકટતા તો છે જ નહીં કે અંતર ઓછું થઈ જાય. કેમ કે આ પ્રમાણેની નઝદીકી તો શરીરોમાં હોય છે અને અલ્લાહ તઆલાની ઝાત જિસ્મિય્યત–શરીર હોવાથી પાક છે, તો અલ્લાહ તઆલાની નઝદીકીનો આ અર્થ નથી થઈ શકતો કે બંદા અને અલ્લાહ તઆલા વચ્ચેનું અંતર કમ થઈ જાય.

## નિકટતાનો અર્થ સમજવામાં સૂફીઓની ભૂલ

અને અત્રેથી તે લોકોની ભૂલ જણાય ગઈ હશે, જેઓએ સૂફીઓની સૂરત ધારણ કરેલ છે અને હકીકતમાં તેઓ સામાન્ય– જનોમાંથી છે. તેઓ એમ સમજે છે કે અલ્લાહ તઆલાની નઝદીકી પણ શારીરિક નઝદીકી છે અને એની જાણ એ રીતે થાય છે કે એ લોકો ખુદા તઆલાના વિશે આ પ્રમાણેની મિષાલો– ઉદાહરણો વર્ણવે છે. જેનાથી જણાય છે કે તેઓ ખુદા તઆલાને શરીર સમજે છે. કેટલાક તો એવા છે કે ખુદાની મિષાલ નદીથી આપે છે અને મખ્લૂકની મોજાથી અને અમુક લોકો નદી અને ટીપાં–બિંદુથી મિષાલ આપે છે અને એમનાથી જાહિરી અર્થ મુરાદ લે છે. કેટલીક મિષાલો આ પ્રમાણેના બુઝુર્ગોની વાતો–કથનોમાં પણ મળે છે, પરંતુ તેના જાહિરી અર્થ મુરાદ–અભિપ્રેત નથી, બલકે એની તા'વીલ (જાહેરી અર્થ સિવાયનું અર્થઘટન) કરીશું, કેમ કે ફક્ત મિષાલ–ઉદાહરણ આપવા પર ઈન્કાર કરવો તો અતિશયોક્તિ– ઝિયાદતી છે. ખુદ કુર્આન શરીફમાં ઉદાહરણ મૌજૂદ છે કે અલ્લાહ તઆલાના નૂરની મિષાલ એવી છે જેમ કે એક તાકચો–ગોખલો હોય

કે જેમાં એક ચિરાગ હોય અને તે ચિરાગ એક ફાનૂસમાં હોય અને એ ફાનૂસની હાલત એવી હોય જેમ કે એક ચમકદાર સિતારો. તો આ મિષાલ ફક્ત નૂરાની–પ્રકાશિત હોવામાં છે. આ હેતુ નથી કે બન્નેવની નૂરાનિયત સરખી છે અને આ એ માટે મેં કહી દીધું કે કેટલાક લોકો આ ઝિયાદતી–અતિશયોક્તિ કરે છે કે બુઝુર્ગોના કલામમાં ચિંતન–મનન કરીને એનો ખરો–યથાર્થ અર્થ તો સમજતા નથી, ફક્ત શબ્દોને જોઈને એમના પર કુફ્ર અને બિદઅતનો ફતવો લગાવી દે છે. જ્યારે કે અલ્લાહ પાકનું ફરમાન છે કે, દીનમાં હકથી આગળ ન વધો. બસ, બુઝુર્ગોના કલામમાં જો કોઈ મિષાલ આ પ્રમાણેની મળે તો એને સમજી લેવું જોઈએ કે કઈ બાબતમાં ભાગીદારી છે. દા. ત. આપણે કોઈના ચહેરાને ચાંદ કહીએ તો હેતુ એ હોય છે કે આ અને ચાંદ બન્નેવ ખૂબસૂરતી–રૂપસૌંદર્યમાં શરીક છે. એ મતલબ નથી હોતો કે ચહેરો પણ એટલો જ મોટો છે જેટલો ચાંદ મોટો છે અથવા ચાંદમાં આંખ, નાક, કાન પણ છે અથવા જેમ ચાંદના હાથ–પગ નથી એવી રીતે આ માણસના પણ નથી. એવી જ રીતે જો કોઈ સંશોધક બુઝુર્ગના કલામમાં ખુદાને દરિયા અને પોતાને ટીપાંની સાથે મિષાલ આપી છે જેમ કે મગરિબી (રહ.)ના કલામમાં આ મિષાલ આવી છે તો તે કોઈ વિશેષ બાબતમાં મિષાલ હશે. એ હેતુ નથી કે જેમ બિંદુ દરિયામાંથી નીકળે છે એવી જ રીતે તમે ખુદા તઆલામાંથી નીકળ્યા છો અથવા જેવી રીતે ટીપું દરિયામાં ભળી જાય છે એવી રીતે તમે પણ ખુદા તઆલાથી મળી જશો. નઊઝુ બિલ્લાહ– અલ્લાહની પનાહ ! અફસોસ છે કે આજકાલ આપણી હાલત એવી છે કે જેમણે એક સિપારો કુર્આનનો પણ નથી પઢયો તેઓ પણ આ શેરો–પંક્તિઓને પઢે અને સાંભળે છે અને એના પર ઝૂમે છે. જ્યારે કે તેઓ એને ખાક–ધૂળ પણ નથી સમજતા. જો કંઈક સમજે છે તો આજ કે ખુદા દરિયાની જેમ ફેલાયેલો છે અને આપણે એમાંથી નીકળેલા છે અને એમ સમજીને પોતાનો દીન બરબાદ કરે છે. આવી શેરો–પંક્તિઓનું એવા લોકો સામે પઢવું પણ જાઈઝ નથી.



## શરીઅતના નિયમ વિરુદ્ધ ઈબાદત પણ ગુનોહ છે

અને આ મનાઈના હુકમથી કોઈ તઅજ્જુબ ન કરે. ઉમ્મતના હકીમોએ અહિંયા સુધી એહતિયાત–સાવચેતી રાખી છે કે કેટલાક લોકોના માટે હજને નાજાઈઝ કહી આપી છે. દા. ત. એક એવો માણસ છે, જેની પાસે રસ્તાનો ખર્ચ પણ ન હોય, બીવી– બચ્ચાંઓના માટે પણ કંઈ ન હોય તો એના માટે હજની સફર બિલકુલ નાજાઈઝ કહેવામાં આવશે અને આ પણ કોઈ તઅજ્જુબની વાત નથી. જુઓ, ઠીક–બિલકુલ બપોરના સમયે નમાઝ પઢવી હદીસની રૂએ નાજાઈઝ છે. જ્યારે કે નમાઝ કેટલી મોટી ઈબાદત છે. એવી જ રીતે ઈદના દિવસે રોઝો રાખવો હરામ છે. વાત એમ છે કે દરેક ઈબાદતમાં અમુક શરતો હોય છે. તો હજ જાઈઝ થવાની આ શર્ત છે કે બાલ–બચ્ચાંઓનો હક બરબાદ ન થાય. જો એમનો હક બરબાદ થતો હોય તો હજ કરવી જાઈઝ નથી અને હજના વાજિબ થવાની શર્ત એ છે કે હજનો પૂરો ખર્ચ પાસે હોય. જો ખર્ચ પાસે ન હોય તો એના પર હજ વાજિબ નથી.

હવે સાંભળો કે ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે જે માણસ હજની તાકાત નથી રાખતો એટલે એની પાસે બાલ–બચ્ચાંઓને આપવા માટે ખર્ચ નથી, તો એની સામે કા'બા શરીફના એવા હાલાત બયાન કરવા જેનાથી શોખમાં આવીને તે હજમાં ચાલ્યો જાય, જાઈઝ નથી. જુઓ, જાહેરમાં આ વાત સમજમાં પણ નથી આવતી, પરંતુ હકીકતમાં તદ્દન ઠીક ફરમાવ્યું. કેમ કે હાલાત સાંભળીને એને સફરનો શોખ પેદા થશે અને ખર્ચ પાસે છે નહિ, તેથી આ સફર ગુનાહ ગણાશે. તો એનો જે સબબ છે એ પણ ગુનાહ ઠરશે. બસ, એવા માણસના સામે કા'બા શરીફના હાલાત બયાન કરવા ગુનાહ ઠર્યો. યકીનન્ શરૂ શરૂમાં જેણે ઈમામ ગઝાલી (રહ.)નું આ ફરમાન સાંભળ્યું હશે તેણે ઈમામને કાફિર કહ્યા હશે. જ્યારે કે ઈમામ બિલકુલ સહીહ લખી રહ્યા



છે કે જ્યારે સફર ગુનાહ અને એનું વર્ણન કરવું એનો સબબ છે તો આ વર્ણન પણ ગુનાહ છે. ખુલાસો એ કે કેટલીય ઉચ્ચ ઈબાદત હોય, પણ તે કેટલીક વખત કોઈ કારણથી નાજાઈઝ બની જાય છે.

એની એક વધુ મિષાલ યાદ આવી કે નેક કામમાં ચંદો આપવો ઈબાદત છે, પરંતુ કેટલીક વખત આ પણ જાઈઝ નથી, જેમ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક માણસનો ચંદો લેવાથી ઈન્કાર ફરમાવ્યો કે જે આ બનાવથી પહેલાં પોતે સવાલ કરી ચૂક્યો હતો. જો આ માણસથી ચંદો લેવામાં આવત તો પરિણામ એ આવત કે જ્યારે પોતાની પાસે કાંઈ ન રહેત તો ફરી પોતે સવાલ કરત. ખૂબ સમજી લો! બસ, શરીઅત જે કાંઈ હુકમ કરે તે કરો, જ્યાં શરીઅત કોઈ વસ્તુ પઢવાની ઈજાઝત આપે ત્યાં પઢો અને જ્યાં રોકી દે ત્યાં અટકી જાવ.

## મુસલમાનની શી હાલત હોવી જોઈએ ?

મુસલમાનોની તો બિલકુલ તે હાલત હોવી જોઈએ, જેમ કે એક માણસે એક ગુલામ ખરીદયો હતો. એને પૂછયું કે, તમે શું ખાઓ છો? કહ્યું, જે આપ ખવડાવો. જ્યારે ગુલામની માલિક સામે આ હાલત છે તો ખુદા તઆલાની સામે બંદાની આ હાલત પણ ન હોય? સારાંશ કે મુસલમાનને જોઈએ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હાથમાં એવો બની જાય જેમ કે મુરદું જીવતા માણસના હાથમાં હોય છે અને હદીષ તથા ફિકહ સર્વે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જ ફરમાન છે. વાસ્તવમાં બન્ને એક છે, પોશાક જુદો જુદો છે અને આશિકની તો એ શાન હોય છે કે મહબૂબ–પ્રિય જે પોશાકમાં પણ આવી જાય તે એને તરત ઓળખી લે છે અને જો એમ ન થાય તો તે આશિક નથી. તો જેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આશિક છે એમને હદીષ તથા ફિકહ બધામાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં જ ફરમાનો દેખાય છે.



સારાંશ કે આ શરીઅતના અહકામ છે અને એના ઉપર અમલ કરવો જરૂરી છે તો જ્યારે હજની વાતો સંભળાવવી કેટલાક લોકોના સામે ગુનાહ છે તો એવા શે'રો–પંક્તિઓનું અવામ–સામાન્યજનો સામે પઢવું જો નાજાઈઝ થઈ જાય તો શું તઅજ્જુબ છે ? કેમકે ભલે આ શે'રો સહીહ છે, પરંતુ એનાથી સામાન્ય લોકોના ખ્યાલાત તો ખરાબ થઈ જશે. એટલા જ માટે હદીસ શરીફમાં છે : 'કલ્લિમુન્નાસ અલા કદ્રિ ઉકૂલિહિમ્.' તરજુમો : 'લોકોથી વાત કરો એમની સમજ પ્રમાણે.' હેતુ એ છે કે એમની સામે એવી વાત કરો જે એમની સમજથી બહાર ન હોય.

એક બીજી હદીસમાં છે કે જ્યારે કોઈની સામે એની અક્કલથી વધીને વાત કરવામાં આવે તો એ તેના માટે ફિત્નો–આજમાઈશ બનશે, તો હવે જ્યારે આવા શે'રો સામાન્ય લોકોની સામે પઢવામાં આવે છે જે એમની સમજથી બહાર છે તો એ સામાન્ય લોકોના માટે ફિત્નો બનશે કે નહીં ? અવશ્ય ફિત્નો બનશે. ભલે, તે અશ્આર 'હાફિઝ' અને 'મગ્રિબી'ના હોય. એમના કલામના સહીહ હોવામાં તો કોઈ શક નથી. જે એમણે કહ્યું તે સહીહ છે, પરંતુ તેમને સમજવું મોટા સમજદારનું કામ છે.

## અભણ દુરવેશોની શે'રો પઢવામાં લાપરવાઈ

હવે લોકો આ લાપરવાઈ વર્તવા લાગ્યા છે કે આમ–સામાન્ય મજલિસોમાં આ પ્રમાણેની ગઝલો પઢે છે જ્યારે કે એને કોઈ પણ નથી સમજતું. હું એવા લોકોથી ઘણી વાર મળ્યો છું, જે આ શબ્દોનો અર્થ ખોટો સમજે છે.

## ઈમામ સાહેબની ઈબાદતની પુષ્કળતા અને ઈખ્લાસ–નિખાલસતાનો કિસ્સો

ઈમામ સાહેબનો કિસ્સો છે કે એક વખતે આપ ચાલતા જઈ રહ્યા





હતા. એક માણસે આપને જોઈને બીજાને કહ્યું કે આ ઈમામ અબૂ હનીફા (રહ.) છે, જે દરરોજ પાંચ સો રકા'તો પઢે છે. આપ આ સાંભળીને રડવા લાગ્યા અને તે જ દિવસથી પાંચ સો રકા'તો પઢવાનું શરૂ કરી દીધું. કેમ કે જાણતા હતા કે મખ્લૂક તો ધોકામાં આવી શકે છે, પરંતુ ખાલિક (અલ્લાહ)ની સાથે કોઈ ધોકો–દગો નથી ચાલી શકતો. આજે એ હાલત છે કે લોકો પોતાના વિશે તકવા–ખુદાના ડર અને પાકીઝગીમાં મશહૂર થવાની કોશિશ કરે છે અને એના માટે યુક્તિઓ કરે છે. એક માણસ કલકત્તામાં હતો અને તેણે એ યુક્તિ કરી કે પોતાના અમુક ચેલાઓને આ હેતુ માટે ફેલાવી દીધા કે તેને મશહૂર–ખ્યાતનામ કરે.

## દુઆના કબૂલ થવામાં મોડું થવું એ કોઈ હિકમતના લીધે થાય છે

જો દુઆ કબૂલ ન થાય તો તંગદિલ ન થાય, કેમ કે કદી–કદી વિલંબ થવાનું કારણ એ હોય છે કે ખુદા તઆલાને પોતાના બંદાનું રડવું–પીટવું પસંદ હોય છે. જુઓ, તમે પોતાના બાળક માટે કોઈ વસ્તુ લાવો છો, પરંતુ તેને પરેશાન કરીને આપો છો. અહિંયા સુધી કે બાળક રડવા લાગે છે અને તમને એનું રડવું સારું લાગે છે. હવે જે લોકોની દુઆ કબૂલ થઈ જાય છે તેઓ ઘણા ખુશ થાય છે અને જે લોકોની દુઆ કબૂલ થતી નથી તેઓ ખૂબ પરેશાન થાય છે. જયારે કે દુઆનું કબૂલ થવું એની નિશાની નથી કે દુઆ કરવા– વાળો ખુદાને ત્યાં મકબૂલ છે અને દુઆનું કબૂલ ન થવું પણ એની નિશાની નથી કે તે માણસ ખુદાના નઝદીક મકબૂલ નથી. ખુદા તઆલા ઈન્સાનની આ જ હાલતની શિકાયત ફરમાવે છે કે જયારે અલ્લાહ તઆલા ઈન્સાનને ફરાગત–વિશાળતા આપે છે તો કહે છે ખુદા તઆલાએ મારો ઘણો ઈકરામ–સન્માન કર્યું અને જયારે રોજી તંગ કરી દે છે તો કહે છે કે અલ્લાહ તઆલાએ મને ઝલીલ– રુસવા કર્યો અને અલ્લાહ તઆલા મને ચાહતા નથી. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, કદી નહીં.



એટલે કે એ વાત નથી કે ફરાગત અને ખુશહાલી ખુદા તઆલાને ત્યાં મકબૂલ હોવાના કારણે હોય છે અને તંગદસ્તી એને ત્યાં ઝલીલ હોવાના કારણે, બલકે જેના માટે ગરીબી મુનાસિબ હોય છે એને ગરીબી આપે છે અને જેના માટે અમીરી–માલદારી મુનાસિબ હોય છે એને અમીરી આપે છે અને આ અલ્લાહ તઆલાની મોટી નેઅમત છે કે જે હાલતને આપણા માટે તે યોગ્ય સમજે તે જ આપે છે.

આ સિલસિલો એ વાત પર ચાલ્યો હતો કે કુર્બ– નઝદીકીનો અર્થ એ નથી, જે દરિયા અને ટીપામાં સમજવામાં આવે છે અને આવા શબ્દોનો જાહેરી અર્થ મુરાદ–અભિપ્રેત લેવો સખ્ત ભૂલ છે, બલકે આ કુર્બ–નિકટતાથી મુરાદ જેનું આયતમાં વર્ણન છે એટલે કે ખુદા તઆલાનું રાજી થવું મુરાદ છે અને આ રઝામંદીનો કુર્બ મોટી દોલત છે, પરંતુ એને દુનિયાદાર તો શું મકસૂદ–ધ્યેય સમજત, ઘણા ખરા દીનદાર પણ સંપૂર્ણ રીતે મકસૂદ નથી સમજતા. બસ, આ આયતમાં હક તઆલાએ એનો તરીકો બયાન ફરમાવ્યો છે. જેમ કે ફરમાવે છે : માલ અને અવલાદ જેને હાસિલ–પ્રાપ્ત કરવા પાછળ લોકો પડેલા છે એ કુર્બ– નિકટતાનો ઝરીઓ નથી બની શકતાં, બલકે ઈમાન અને સારાં કામો તેનો ઝરીઓ–સાધન છે અને આ જાહેર છે કે ઈમાન અને નેક આ'માલમાં તે જ દરજા મતલૂબ–ઈચ્છિત હશે, જે પરિપૂર્ણ હશે. કેમ કે જે ઈમાન કામિલ ન હશે અને જે આ'માલ પરિપૂર્ણ ન હશે તે ખુદા તઆલાને સંપૂર્ણ રીતે પસંદ ન હશે, ફરી તે ખુદા તઆલાની કામિલ રઝામંદીનો ઝરીઓ કેવી રીતે બની શકે છે ? તો બસ, ઈમાન અને આ'માલને પરિપૂર્ણ કરવા જરૂરી ઠર્યા અને એમનું પરિપૂર્ણ થવું મવકૂફ–આધારિત છે ત્રણ વસ્તુઓ પર : ઈલ્મ, અમલ અને હાલ.

જો ઈલ્મ નહીં હોય તો અલ્લાહ તઆલાના હુકમોની જાણ જ ન થશે અને જો ઈલ્મ તો છે, પરંતુ અમલ નથી તો જાણવાથી ફાયદો જ શું થયો ? ઈલ્મથી મકસૂદ–ઈચ્છિત તો એ જ છે કે એના પર અમલ કરવામાં આવે. તો ઈલ્મ અને અમલ જરૂરી ઠર્યા અને હાલથી મુરાદ

એ છે કે એવી હાલત બની જાય કે જેનાથી દિલમાં તકાજો પેદા થઈ જાય કે જો કોઈ અમલ છૂટી જાય તો તબિયત બેચેન થઈ જાય. દા. ત. એક માણસ નમાઝ, રોઝહ અદા કરે છે, પરંતુ હાલના ન હોવાના લીધે નફસ–મન પર ઝબરદસ્તી કરીને કરે છે. જો એકાદ વખત છૂટી જાય તો વધારે અફસોસ નથી થતો અને બીજા એક માણસની એ હાલત છે કે જો એક વખતની પણ નમાઝ છૂટી જાય તો જિંદગી વબાલ–આફત લાગવા માંડે છે. તો આ બીજો માણસ સાહિબે હાલ (હાલવાળો) છે અને એનું પેદા કરવું જો કે જરૂરી નથી. કેમ કે જો તબિયત પર જોર નાખીને પણ અમલ કરતો રહ્યો અને નિય્યત ખાલિસ અલ્લાહના માટે છે–બીજો કોઈ હેતુ નથી તો ખુદા તઆલાને ત્યાં મકબૂલ–કબૂલિય્યતને પાત્ર છે. કોઈ કમી એમાં નથી, પરંતુ આ છે ખૂબ ડરવાની હાલત. કેમકે જ્યારે દિલમાં તકાજો નથી તો ખુદા જાણે ક્યાં ગાડી અટકી જાય અને ક્યાં પહોંચીને અમલનો ખાતિમો થઈ જાય. એટલા માટે જરૂરી છે કે હાલ પણ પેદા કરે.

બસ, ઈલ્મ, અમલ અને હાલને ભેગા કરવું આ રસ્તો છે નઝદીકી અને રઝામંદીનો, જે ઘણી મોટી દૌલત છે. કેમ કે અસલ દોલત રાહત–આરામ છે તો આનાથી વધીને બીજી શું રાહત હશે કે એનો મહબૂબે હકીકી એનાથી રાજી અને નઝદીક હોય. આ રાહત કોઈને પણ નસીબ નથી, બલકે જેને આ દોલત નસીબ થઈ જાય છે એને જો કંઈક મહેનત પણ ઉઠાવવી પડે તો એમાં પણ મજા પડે છે. લોકો જેને તકલીફ સમજે છે તે એને પણ રાહત સમજે છે. મજનૂંને તેનાં સગાં–વહાલાં ખાન–એ–કા'બામાં લઈ ગયા અને એને કહ્યું કે એમ દુઆ કર કે, હે અલ્લાહ ! મારા પર રહમ ફરમાવ ! લયલા અને એની મુહબ્બતની મુસીબતથી મુક્તિ આપો. તો એ કહે છે કે હે અલ્લાહ ! મને લયલાની મુહબ્બત વધારી આપો ! વિચાર કરો કે એક ઓરતની મુહબ્બતમાં આ હાલત હતી તો શું ખુદા તઆલાની મુહબ્બત લયલાની મુહબ્બતથી પણ ઘટી ગઈ. કદી નહીં ? તો હવે વિચાર કરો કે તે કેવી લઝઝત–મજાની વસ્તુ હશે. બસ, મા'લૂમ થયું

કે ખુદા તઆલાની નિકટતા મોટી દોલત છે.

## જે લોકો ખુદા તઆલાને છોડી દે છે તેઓ ખરી મુસીબતમાં છે

અને અહિયાંથી જ આ પણ મા'લૂમ થયું કે જે લોકો ખુદા તઆલાને છોડી બેસેલા છે તેઓ મોટી મુસીબતમાં છે. ભલે એમની પાસે માલ અને અવલાદ પણ હોય. હકીકતમાં જો ચિંતન કરીને જોવામાં આવે તો મા'લૂમ થશે કે જેમણે દુનિયાને કિબ્લો અને કા'બા બનાવી રાખેલ છે તે કેટલી મુસીબતમાં છે. એશ– આરામનો સામાન વિચારતા તથા ભેગો કરતાં ઉંમર ગુજરી ગઈ અને ખાવા–પહેરવા માટે તે જ ચાર ચપાટીઓ–રોટીઓ અને ત્રણ કપડાં જ મળ્યાં, જે સૌને મળે છે અને વળી લુત્ફ–નવાઈની વાત એ કે આટલી કોશિશ કરવા છતાં પણ એશ–આરામ નસીબ ન થયો અને એથી વધુ ગજબ–નવાઈની વાત એ કે આજ સુધી પણ એમને એનો એહસાસ નથી થયો. હજુ સુધી તે જ તરક્કી– પ્રગતિની તા'લીમ આપવામાં આવે છે અને જો દુનિયાનો પૂરો એશ–આરામ હાસિલ થઈ પણ ગયો તો આ એશ જ શું વસ્તુ છે કે ખૂબ ખાઈ લીધું. જો આ જ એશ છે તો બળદને સૌથી વધારે પ્રાપ્ત છે કે એને કોઈ પણ જાતની ચિંતા–ફિકર નથી. એના બરાબર બાદશાહ પણ એશમાં નથી. ખુલાસો–તાત્પર્ય એ કે બેફિકરીથી ખાઈ લેવું કોઈ એશ નથી.

## એશની હકીકત

એશ એ છે કે ન તો મોજૂદા હાલતની ફિકર હોય અને ન આવનાર હાલતનો ખૌફ હોય. બસ, સાહિબે હાલ (હાલવાળો) તે માણસ છે કે જે એના પર ગુજરે છે તે બધું જ ખુશીથી સહન કરે છે અને એને નેઅમત સમજે છે. જો તકલીફ પણ પડે તો એના માટે એશ જ છે અને એ પર જરા પણ તઅજ્જુબ ન કરો–નવાઈ ન પામો. જુઓ, જો એક

મુદ્દત પછી મહબૂબથી મુલાકાત થાય અને જોઈને હેરાન–દંગ થઈ જાય. ન વાત કરવાની હિંમત હોય, ન સલામ કરવાની શક્તિ હોય અને એ જ હાલમાં મહબૂબ એના પર રહમ કરે અને એને સીના–છાતીથી લગાવી લે અને ખૂબ દબાવે કે એનો દમ–શ્વાસ પણ નીકળવા લાગે અને તે જ હાલતમાં એનો કોઈ હરીફ આવી જાય. એને જોઈને મહબૂબ–પ્રિય પૂછે કે, જો તમને તકલીફ થતી હોય તો હું તમને છોડીને આને દબાવવા માંડું તો એ વખતે તે શું કહેશે ? શું આ તકલીફને તકલીફ સમજશે અને શું એના કારણે મહબૂબના જુદા થવા પર ખુશ થશે. કદી નહીં. એટલું જ નહીં, બલકે તે તો આ શે'ર કહેશે :

**નિકલ જાએ દમ તેરે કદમોંકે નીચે,**
**યેહી દિલકી હસરત, યેહી આરઝૂ હૈ.**

તો જ્યારે આદમીની મુહબ્બતમાં આ હાલત છે તો ખુદા તઆલાની મુહબ્બતમાં કેવી હાલત થશે. તો ખબર પડી કે કુર્બે ખુદાવંદી (ખુદાની નઝદીકી) ઘણી મોટી દોલત છે. જેણે એની હકીકત સમજી લીધી એના બરાબર કોઈ દોલતમંદ નથી અને જે એનાથી મહરૂમ–વંચિત છે એના પર અલ્લાહવાળાઓને રહમ અને દયા આવે છે અને તેઓ એને ઝલીલ–નીચ નથી સમજતા, કેમકે જાણે છે કે ખુદા તઆલા ગુનેહગારોને પણ બખ્શે છે. બસ, ગુનેહગારોને હકીર–તુચ્છ ન સમજો. હા, રહમને પાત્ર સમજો અને તે વર્તાવ કરો જેવો તમારો દીકરો બીમાર પડે અને તેની સાથે તમે શફકત–હમદર્દીનો વર્તાવ કરો છો. જુઓ, જો તે તમારા ઉપર પેશાબ–પાખાનું પણ કરી દે તો પણ તમને ગુસ્સો નહીં આવે. એટલું જ નહીં, રહમ–દયા આવે છે. તો મુસલમાન તે છે કે જે મુસલમાનની હાલત પર આંસુ વહાવે, ન એ કે એમને ઝલીલ–નીચ સમજે અને બુરું–ભલું કહે અને જો તેની ઈસ્લાહ– સુધારણાની ઉમ્મીદ ન રહે તો ખુદા તઆલાને સુપુર્દ કરી આપો અને દુઆ કરો. આ છે ઈસ્લામી શાન.

આજકાલ એ હાલત છે કે જરા અમથી વાતમાં કોઈને બિદઅ્તી

બતાવી દીધો અથવા કોઈને વહાબી કહી દીધો. સાહિબો ! કોની બિદઅત અને કોની વહાબિય્યત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કેટલાક હુકમ એવા છે કે એમાં હદીષો મુખ્તલિફ– વિવિધ રીતે આવેલી છે. કોઈ એક બાજુ તો કોઈ બીજી બાજુ. ફરી એના માટે લડો છો શા માટે ? હા, જો કોઈ ચોખ્ખી ભૂલ કરે એટલે જે વાત યકીનન્ હક હતી એના વિરુદ્ધ કરે તો એના માટે દુઆ કરો. જુઓ, જો એક મજલિસમાં મહબૂબ–પ્રિય પણ હોય અને તેણે રજા આપી દીધી હોય કે મારી તરફ જુઓ અને એ જોવામાં વ્યસ્ત હોય ને એટલામાં એક માણસ આવીને એની આંગળી ખોસી દે. હવે બતાવો કે તે શું કરશે ? શું મહબૂબની તરફથી નજર હઠાવીને એ માણસને જોવા લાગશે અથવા એનાથી ઉલઝવાનું શરૂ કરી દેશે ? કદી નહીં, તે ક્યારેય બીજી બાજુ ધ્યાન ન આપશે અને જો ધ્યાન આપશે તો મહબૂબ–પ્રિયના દીદારનો આનંદ હાથથી નીકળી જશે.

## ઝઘડો છોડવાનો શોખ અપાવવો

હઝરત હાજી સા. ફરમાવ્યા કરતા હતા કે, 'જો કોઈ તમારાથી મુનાઝરો (વાદ–વિવાદ) તથા તકરાર (ઝઘડો) કરે તો તમે કદી પણ મુનાઝરો ન કરો. એનાથી દિલ કાળું થાય છે.' હું સામાન્ય લોકોમાંથી જેને બયઅત કરું છું એનાથી આ પણ કહું છું કે બિદઅતને છોડો, પરંતુ બિદઅતી લોકો સાથે ન ઝઘડો. ખુદા તઆલા તમારાથી એમ નહીં પૂછે કે એ લોકોએ આમ કેમ કર્યું અને કુર્આન શરીફથી પણ જણાય છે કે સઘળા લોકો બીજાઓને નસીહત કરવાની લાયકાત નથી રાખતા. કેટલાકમાં એની લાયકાત હોય છે અને કેટલાકમાં નથી હોતી અને અનુભવ છે કે જે લોકો એના લાયક નથી એમનું કહેવું લોકોને અણગમતું લાગે છે અને જે લોકો લાયક છે એમનું કહેવું એટલું નાપસંદ નથી હોતું અને આ વાત પણ છે કે આલિમ જે નસીહત કરશે તે નરમી અને તમીઝ સાથે કરશે. સારાંશ કે આ લડાઈ તથા ઝઘડાની

રીત મુનાસિબ– યોગ્ય નથી. પોતાના કામમાં લાગેલા રહો. જો કોઈ ખરાબ હોય તો તમે એના પર રહમ કરો અને એના માટે દુઆ કરો.

## અલ્લાહવાળાઓ દુનિયાવાળાઓ પર રહમ કરે છે જેમ તંદુરસ્ત બીમાર પર રહમ ખાય છે

જેમ કે અલ્લાહવાળાઓ દુનિયાવાળાઓ પર દયા જ ખાય છે, જેવી રીતે બીમારને જોઈને એના પર દયા આવે છે. એટલું જ નહીં, તેઓ માલદારને જોઈને પણ દયા ખાય છે કે આ બિચારા મજૂર છે, વજન ઉઠાવેલ છે, હાંફતા જઈ રહ્યા છે. હઝરત શિબ્લી (રહ.)ની આ હાલત હતી કે કોઈ અમીર–ધનવાનને જોતા તો કહેતા '**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલા–ક બિહી વફદલની અલા કષીરીમ્ મિમ્મન ખ–લ–ક તફ્દીલા.**' અર્થાત્ : 'બધા જ વખાણો અલ્લાહ તઆલાના માટે છે, જેણે મને આફિયત આપી એ વસ્તુ (બીમારી)થી જેમાં તને સંડોવેલો છે અને મને ફઝીલત–ઉત્તમતા આપી પોતાની ઘણી બધી મખ્લૂકથી.' આ દુઆ હદીસ શરીફમાં છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તાલીમ ફરમાવી છે કે જ્યારે કોઈ બીમારને જુઓ તો ઉપરોક્ત દુઆ પઢો.

## દુનિયાની મુહબ્બતથી વધારે ખરાબ કોઈ બીમારી નથી

તો દુનિયાની મુહબ્બતથી વધારે કઈ બીમારી હશે કે દિલની બીમારી છે અને દિલની બિમારી સૌથી વધારે ખરાબ છે. તો હઝરત શિબ્લી (રહ.) આ કારણથી તેઓને બીમાર સમજતા હતા અને એમને જોઈને ઉપરોક્ત દુઆ પઢતા હતા. સારાંશ કે દુનિયાદાર બીમાર છે અને એ બીમારીથી બચેલું રહેવું ખુદા તઆલાની નેઅમત છે, જે શુક્રને પાત્ર છે.



## એક ખાનસાહેબની હિકાયત

અકબરપૂરનો કિસ્સો છે કે એક ખાનસાહેબે એક વણકરને મજાક–ગમ્મતના તોર પર પૂછયું કે, મિયાંજી શું કરી રહ્યા છો ? કહેવા લાગ્યો કે, ખુદા તઆલાનો શુક્ર અદા કરી રહ્યો છું કે મને ખાનસાહેબ ન બનાવ્યો કે કોઈ ગરીબ પર ઝુલ્મ–અત્યાચાર કરત અને દોઝખમાં જત. ખાનસાહેબ તો ચુપ જ રહી ગયા. હકીકતમાં ખુદાની આ પણ મોટી રહમત છે કે ગુનાહનો સામાન જ ન આપે. હવે તમને જણાઈ ગયું હશે કે સાચે જ આ લોકો દયાને પાત્ર છે કે એક મોટી મુસીબતમાં ફસાયેલા છે, છતાં એમને જાણ પણ નથી.

## એક સરહદીની હિકાયત

જેવી રીતે એક સરહદી ઈલાકાનો વહશી–જંગલી હિન્દુસ્તાનમાં આવ્યો હતો. (બ્રિટીશરાજ વખતે એ ઈલાકો આઝાદ હતો.) તેણે કોઈ કંદોઈ–હલવાઈની દુકાન પર હલવો મૂકેલો જોયો. કિંમત પાસે હતી નહીં. આપ એમાંથી જ ઘણો બધો હલવો ઉઠાવીને ખાઈ ગયા. હલવાઈએ શહેરના હાકિમને જાણ કરી. હાકિમે તેની એ સજા નક્કી કરી કે એનું મોં કાળું કરીને ખાસડાઓનો હાર ગળામાં નાખવામાં આવે અને ગધેડા પર સવાર કરીને સમગ્ર શહેરમાં ફેરવવામાં આવે અને ઘણાં બધા છોકરાઓ તેની સાથે કરી દેવામાં આવે કે તેઓ ઢોલક–નગારું વગાડતા પાછળ પાછળ ચાલે. જેમ કે એવું જ કરવામાં આવ્યું. જયારે હલવાખોર સાહેબ પોતાના ઘરે (વતન) પાછો ફર્યો તો ત્યાંના લોકોએ પૂછયું કે, જનાબ ! હિન્દુસ્તાન કેવો દેશ છે ? કહેવા લાગ્યા : હિન્દુસ્તાન તો ઘણો સારો દેશ છે. હલવો ખાવો મફત છે, છોકરાઓનું લશ્કર મફત છે, ગધેડાની સવારી મફત છે અને ઢોલકાની ધમાધમ મફત છે. હિન્દુસ્તાન ઘણો સારો દેશ છે. તો દુનિયાદારોનું દુનિયાને ઘણો સારો દેશ કહેવું એવું જ છે જેવું કે આ જનાબે હિન્દુસ્તાનને ઘણો સારો દેશ



કહ્યો હતો અને દુનિયાના સામાન પર ફખ્ર એવો જ છે જેવો કે આને ગધેડાની સવારી તથા છોકરાઓના લશ્કર પર ફખ્ર– ગર્વ હતો.

સાહિબો ! આ બેહિસી છે. ખુદાની કસમ, જો થોડો પણ એહસાસ–ભાન હોય તો આ બધું અઝાબ દેખાવા લાગે. દુનિયાની હુકૂમતના વિશે હદીસ શરીફમાં છે કે, જેની દસ માણસો પર હુકૂમત હશે તો કિયામતમાં તેને હાથકડી પહેરાવીને લાવવામાં આવશે. ભલે, તે પછીથી છૂટી પણ જાય. આજે એના માટે દરખાસ્ત–અરજી કરવામાં આવે છે, એના માટે રૂપિયા ખર્ચ કરવામાં આવે છે અને જો કોઈ કંઈક કહે છે તો આ જવાબ મળે છે કે આપણા અંદર જો હાકિમ ન હશે તો કૌમ બરબાદ થઈ જશે. સાચે જ આ ખરું છે અને અમે પણ કહીએ છીએ કે મુસલમાન હાકિમ હોય, પરંતુ કેવો માણસ હોય એનો ફેંસલો ખુદ હદીસ શરીફમાં મૌજૂદ છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, 'અલ્કુઝાતુ ષલાષતુન ઈષ્નાનિ ફિન્નારિ વ વાહિદુન ફિલ જન્નતિ.' અર્થાત્ : 'કાઝી–ન્યાયાધીશ ત્રણ છે, એમાંથી બે તો દોઝખી છે અને એક જન્નતી છે.

## હુકૂમત આલિમે બા–અમલ (ઈલ્મને અમલ– આચરણમાં લાવનાર)નો હક છે

અને આ એકને આલિમે બા–અમલ બતાવ્યો છે. તો હુકૂમત જરૂરી છે, પરંતુ હુકૂમતના માટે સંપૂર્ણ આલિમ હોવો જોઈએ. નહીં તો ઈલ્મ વગર ઘણી બુરાઈઓ પેદા થાય છે અને પરીક્ષા ઈલ્મની એ છે કે જેટલા મુકદમા–કેસ એમની સામે આવે એમાં પોતાની રાય–સમજથી ફેંસલા લખે અને ત્યાર બાદ આલિમોથી એમનો હુકમ પૂછે. પછી બન્નેવને મેળવીને જુએ. ખુદા પાકની કસમ જમીન–આસમાનનો ફર્ક નીકળશે.



## હુકૂમત એવા માણસને સુપુર્દ કરવી જોઈએ જે પોતે દરખાસ્ત ન કરે

એમાં બીજી એક વધુ શર્ત એ છે કે હુકૂમતની પોતે દરખાસ્ત ન કરે. કેમકે જે દરખાસ્ત કરશે તે સ્વાર્થી હશે અને નફસાનિય્યતથી કામ કરશે એની નજર લોકોના ફાયદા તરફ કદાપિ ન હશે. એટલું જ નહીં, પોતાના ફાયદા તરફ હશે અને એનાથી જેટલી બુરાઈઓ પેદા થાય તે ઓછી છે.

## હઝરત ઈબ્ને ઉમર (રદિ.)નું કઝાના હોદ્દા- ન્યાયાધીશપદથી ઈન્કાર કરવું

હઝરત ઉસ્માન (રદિ.)એ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને ન્યાયતંત્રનું પદ કબૂલ કરવા માટે કહ્યું. તેમણે ઈન્કાર કરી દીધો. હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું કે, જો તમે મંજૂર નથી કરતા તો પોતાના ઈન્કારની કોઈને ખબર ન કરતા. એમ ન થાય કે બધા જ ઈન્કાર કરી દે. આ કિસ્સાથી તમને જણાયું હશે કે, પહેલાના બુઝુર્ગ હુકૂમતથી કેવી નફરત રાખતા હતા અને હકીકતમાં એવો જ માણસ કામ કરી શકશે. હવે તમારી સમજમાં આવી ગયું હશે કે દુનિયાના લોકો મોટી તકલીફ અને અઝાબમાં સપડાયેલા છે. અને હકીકી–વાસ્તવિક દોલત બીજી વસ્તુ છે. તો ખુદા તઆલા આ આયતમાં આ દોલતને બતાવે છે અને તેનો તરીકો ઈરશાદ ફરમાવે છે અને જે તરીકાનો આજકાલ રિવાજ છે એને રદ ફરમાવે છે કે તમારો માલ તથા અવલાદ એ લાયક નથી કે તમને અમારાથી નજદીક કરે. હા, ઈમાન અને સારા કામો એનો ઝરીઓ છે. જેમકે વર્ણન થયું અને તેમાં એ લોકોનો પણ જવાબ થઈ ગયો જેઓ કહે છે કે દુનિયાની તરક્કી–પ્રગતિથી અમારો હેતુ દીનની પ્રગતિ છે. તો ખુદા તઆલાએ દર્શાવ્યું કે, દીનની પ્રગતિની એ સૂરત નથી કે ઘણો બધો માલ સમેટી લો. અમે આ આયતનો તર્જુમો કરી આપીએ છીએ. જો ત્રણ–પાંચ



કરવું હોય તો ખુદા તઆલાથી કરો અને પૂછો કે આવું કેમ ફરમાવ્યું ?

## લોકો આજકાલ દરેક વાતોના જવાબદાર મોલ્વીઓને સમજે છે

આજકાલ આ પણ એક અજીબ આદત થઈ ગઈ છે કે લોકો દરેક વાતના જિમ્મેદાર મોલ્વીઓને સમજે છે. સાહિબો ! મોલ્વી તો ફક્ત દાંડી પીટનાર–એલાન કરનારા છે. જુઓ, જો કલેકટર કોઈના દ્વારા દાંડી પીટાવે તો એ એલાનની હિકમત એલાન કરવાવાળાને નથી પૂછવામાં આવતી, કેમ કે જાણે છે કે એ એનો જવાબદાર નથી. પછી શું કારણ કે મોલ્વીઓને જવાબદાર સમજવામાં આવે છે. જો આ મોલ્વીઓ કંઈક બતાવી દે તો એ એમનું એહસાન–ઉપકાર છે, બાકી તેઓના જિમ્મે કંઈ નથી.

## માલ તથા દોલત ઈમાનની નજદીકીનો ઝરીઓ નથી, બલકે ઈમાન અને નેક આ'માલ તેનો ઝરીઓ છે ઈમાન અને નેક અમલ વિશે ટૂંકું વર્ણન

સારાંશ કે માલ તથા અવલાદ નજદીકીનો ઝરીઓ નથી, બલકે ઈમાન અને નેક આ'માલ નિકટતા–કુર્બનો ઝરીઓ છે. હું એમના વિશે ટૂંકું વર્ણન કરું છું. જો કે કેટલાક લોકો તો આપણામાંથી એવા છે કે તેઓ ઈમાનને જ બગાડી બેસેલ છે. ભલે, એમના અમલ એક દરજ્જામાં સારા છે, પરંતુ અકીદાઓ–માન્યતાઓ બિલકુલ જ બરબાદ છે. ઘણા લોકો પીરોથી એટલો બધો સંબંધ રાખે છે કે ખુદા તઆલાથી પણ એટલો સંબંધ નથી રાખતા. તેઓ તેમને એમ સમજે છે કે એક મોં ચઢેલો સંબંધી હોય કે જે કંઈ કહેશે એના પર સહી થઈ જશે અને એમના નામ પર હાર ચઢાવે છે. ક્યાંક મન્નતો માને છે. કેટલા લોકોએ

તાજિયાઓને એટલી હદે જરૂરી સમજી રાખ્યાં છે કે એમનો પૂરો દીન–ઈમાન તે જ છે. કેટલાક લોકો કહેવા લાગ્યા : જ્યારથી અગિયારમી શરીફ છોડી છે ત્યારથી મારા પર આફતો આવવાનું શરૂ થઈ ગયું ! લા હવ્લ વલા કુવ્વહ. મારો એ મતલબ એનાથી નથી કે બુઝુર્ગોને સવાબ ન પહોંચાડો. મતલબ એ કે પોતાનો અકીદો–માન્યતા ખરાબ ન કરો, બલકે એ નિય્યતથી કે તેઓએ આપણા પર દીની એહસાન કર્યું હતું. આપણે એમને સવાબ પહોંચાડીએ અને એ નિય્યત ન હોવી જોઈએ કે તેઓથી આપણને માલ અથવા અવલાદ મળશે અને ચિંતન–મનન કરીને જુઓ કે આ નિય્યતથી સવાબ પહોંચાડવો કેટલી બેઅદબી છે. જુઓ, તમારી પાસે કોઈ માણસ મીઠાઈ લઈને આવે અને પેશ કર્યા પછી કહે કે જનાબ ! આપથી મારું ફલાણું કામ છે તો તમારા દિલ પર શું અસર થશે ? જાહેર છે કે જે ખુશી તેના મીઠાઈ લાવવાની તમને થઈ હશે તે બધી ખાક–ધૂળમાં મળી જશે અને સમજશે કે આ બધી ચાપલૂસી આ જ મતલબના લઈ હતી. બીજું, જ્યારે તે હઝરાત પોતાની જિંદગીમાં આ પ્રમાણેની વસ્તુઓથી દિલચસ્પી રાખતા ન હતા, તો હવે મર્યા પછી તેમને ક્યાંથી દિલચસ્પી થશે. તો ઈમાનની દુરુસ્તી તે વખતે થશે જ્યારે કે આ પ્રમાણેની સઘળી વાતોથી તૌબા કરો.

બીજી વસ્તુ છે નેક આ'માલ. એના વિશે આ હાલત છે કે ઘણાં લોકો એને જરૂરી જ નથી સમજતા. એટલું જ નહીં, અકીદો દુરુસ્ત કરી લેવાને કાફી સમજે છે. જ્યારે કે જો અમલ નથી તો નર્યા અકીદાની દુરુસ્તી શું કરશે અને જે લોકો અમલને જરૂરી પણ સમજે છે તો ફક્ત ઈબાદત, નમાઝ, રોઝહ વગેરેનો ખ્યાલ કરે છે. બાકી આપસના મુઆમલાત–લેવડદેવડ તો બિલકુલ જ ખરાબ છે. મેં ઘણા એવા લોકોને જોયા છે કે જે પરહેઝગાર કહેવાય છે, પરંતુ એમના મુઆમલાત ઘણા ગંદા હોય છે. ખુદા તઆલા જાણે આ કેવો તકવો–ખુદા તઆલાનો ડર છે કે કદી તૂટતો જ નથી. જાણે કે બીબી તમીઝાનું વુઝૂ છે કે બસ એક

વખત કરીને ઉમરભરની છુટ્ટી થઈ ગઈ. કેટલાક એવા છે કે એમના મુઆમલાત પણ સારા છે, પરંતુ અખ્લાક–સંસ્કાર ઘણા જ ખરાબ છે. ન ખુદા તઆલાની મુહબ્બત, ન ખૌફ, ન સબ્ર, ન શુક્ર અને ન ખુદા તઆલા પર ભરોસો. એટલું જ નહીં એની જગ્યાએ ઘમંડ, રિયાકારી, ખુદપસંદી, હસદ, કીના વગેરેથી ભરેલા છે. તો નેક આ'માલમાં આ બાતિની–આંતરિક અખ્લાક પણ આવી ગયા અને આ જ છે તે વસ્તુ જેને તસવ્વુફ કહે છે. જો કોઈને એ શંકા હોય કે આ તસવ્વુફ–સૂફીવાદ, અધ્યાત્મ નથી, બલકે મામૂલી વસ્તુ છે તો સમજો કે જે લોકો તસવ્વુફના ફનમાં ઈમામ છે એમનાં કથનોથી મા'લૂમ થાય છે કે તસવ્વુફ આ જ છે જેમ કે તસવ્વુફની અતિ ભરોસાપાત્ર કિતાબોમાં લખેલ છે કે, 'અત્તસવ્વુફુ તઅમીરુઝ્– ઝાહિરી વલ બાતિન' અર્થાત : ઝાહિર અને બાતિન, બાહ્ય તથા આંતરને સંવારી–શણગારી લેવું તસવ્વુફ છે અને બાતિનના વિશે બે વસ્તુઓ છે : એક અકીદા અને બીજું અખ્લાક. આ સૌની સુધારણા પણ કુર્આનમાં છે, પરંતુ સૂફીઓએ એનું નામ તસવ્વુફ રાખ્યું છે અને કુર્આને એને ઈમાન અને નેક અમલના શબ્દથી વર્ણન ફરમાવ્યું છે. વાસ્તવિકતા–હકીકત બન્નેવની એક છે. તો તસવ્વુફની હકીકત ઈમાન અને નેક આ'માલ છે અને અકીદા– માન્યતાઓ તથા અખ્લાકની દુરુસ્તી પણ એમાં આવી ગઈ.

## કામિલ–પરિપૂર્ણ પીરની ઓળખ

અને અહિંયાથી સંપૂર્ણ પીરની ઓળખ પણ મા'લૂમ થઈ હશે કે એના અંદર એક તો ખાલિસ ઈમાન હોવાની જરૂરત– આવશ્યક્તા છે, બીજી નેક આ'માલની, ત્રીજી સારી આદતોની કે એમાં સબ્ર હોય, શુક્ર હોય અને દુનિયાથી નફરત હોય કે એની સોબતમાં બેસવાથી પણ પાસેવાળાઓનો દુનિયાથી જીવ હટી જાય અને એક મોટી ઓળખ એ છે કે એની તરફ સામાન્ય લોકો ઓછા રુજૂઅ થાય અને અહલે ઈલ્મ–જાણકારો વધારે મુતવજ્જેહ થાય. અમારા હઝરત હાજી સાહેબ

(રહ.) ફરમાવ્યા કરતા હતા કે, જે દુરવશ પર દુનિયાદારો વધારે ભીડ કરે તો એ જાણી લેવું જોઈએ કે તે પોતે પણ દુનિયાદાર હશે અને જે બાજુ નેક લોકો વધારે મુતવજ્જેહ હોય તે એ લાયક છે કે બીજાઓને માર્ગદર્શન પૂરું પાડે. જ્યારે આવો માણસ મળી જાય તો એની સોહબત ઈખ્તિયાર કરો અને જેમને આ બધી વાતો પ્રાપ્ત થાય–ઈમાન પણ ખાલિસ હોય, આ'માલ પણ નેક હોય અને અખ્લાક પણ દુરસ્ત હોય તો એમના માટે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તેઓને એમના આ'માલનો બદલો અનેક ગણો આપવામાં આવશે અને તેઓ જન્નતના મહેલોમાં ચેન–સુકૂનથી રહેશે. એટલે કે આ નજદીકીના ઝવાલ–ખાતિમાનો એમને કોઈ ખતરો નહીં હોય. કેમ કે આજકાલ જાહિલ લોકો ગુમરાહ કરતા ફરે છે. એટલા માટે મેં મુનાસિબ સમજ્યું કે તસવ્વુફની હકીકત અને કામિલોની ઓળખ બતાવી આપું, જેથી લોકો એમના ફંદાથી બચી શકે. હવે અલ્લાહ તઆલાથી દુઆ કરો કે તે આપણ સૌને નેક અમલની તૌફીક આપે, આમીન !



પ્રકાશન નં. ૫૮૩

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# (વઅઝોનાં અવતરણ)
# કીમિયાનો નુસખો



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

## અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

(વઅઝોનાં અવતરણ)

## કીમિયાનો નુસખો

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**

એક વઅઝના અનુસંધાનમાં હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ ઈરશાદ ફરમાવ્યો કે, ગુનાહોના સંબંધમાં એક કામની વાત બતાવું છું, એ વાત તમે મારાથી જ સાંભળશો. પ્રથમ તો શક્ય હોય ત્યાં સુધી, દરેક નાના–મોટા ગુનાહથી બચો અને જો ગુનાહ કરો જ છો તો, તેને ગુનાહ તથા હરામ સમજશો ! બીજી વાત એ કે સૂતાં પહેલાં દિવસભરના ગુનાહોનો હિસાબ કરી લો કે સવારથી લઈ અત્યાર સુધી કયા કયા ગુનાહ કર્યા, વિશેષ રીતે તે ગુનાહો જે રોઝીથી સંકળાયેલા છે, કારણ કે હરામ માલ સૌથી ખરાબ વસ્તુ છે. એ સર્વ ગુનાહોનું બીજ છે. ગુનાહોને યાદ કરીને એકાંતમાં ઝબાનથી આમ કહ્ય કરો કે, હે અલ્લાહ પાક ! હું ઘણો નાલાયક છું અને એ લાયક છું કે ડુબાડી દેવામાં આવું. કોઈ ઉઝર મારી પાસે નથી. મેં ઘણી હિંમત કરી, પરંતુ સફળતા ન મળી. આપ મારી મદદે આવો અને મને આ નાપાકીથી છૂટકારો અપાવો !

હું આ એવી કામની વાત બતાવું છું કે પ્રથમ તો તેનાથી તે ગુનાહ જ છૂટી જશે અને માની લો કે ન છૂટયો તથા પૂરી જિંદગી રહ્યો ત્યારે પણ એટલો ફાયદો તો થશે જ કે મરતી વેળા માથા પર ખાલી એક જ ગુનાહ રહેશે, કારણ કે જયારે દરરોજ તવબા કરવામાં આવે તો તેથી પાછલા

ગુનાહોનો તો કફ્ફારો–માફી થઈ જશે અને માથા પર સેંકડો દિવસોના ગુનાહની જગ્યાએ એક જ દિ'ના ગુનાહ રહી જશે.

જે તદબીર–યુક્તિ મેં બતાવી છે, તેનાથી આપના ઝિમ્મે ફક્ત એક જ (ગુનાહની) કલમ રહી જાય છે અને તેના વિના ઘણી કલમો લાગેલી છે, એટલે બેફિક્રીનો ગુનાહ, બેખબરીનો ગુનાહ, દરરોજની બદઅમલીના ગુનાહ. જો આ તદબીર કરશો તો ફક્ત એક જ અમલનો ગુનાહ રહી જશે. આ ગુનાહોના વિશે એક બીજી કામની વાત રજૂ કરું છું, તે એ કે ગુનાહ બે પ્રકારના હોય છે : એક તે ગુનાહ જેમને છોડવામાં સહેજ પણ તકલીફ નથી અને બીજા તે ગુનાહ જેમને છોડવામાં કંઈક તકલીફ થાય છે.

**પ્રથમ ગુનાહની મિસાલ** : પુરુષો માટે રેશમ પહેરવું, દાઢી મુંડાવવી વગેરે, તેમને છોડવામાં શું તકલીફ છે ? તેમને તો તરત જ છોડી દેવા જોઈએ, તેમનું લાપરવાહી સિવાય કોઈ ખાસ તકાઝો અને કારણ પણ નથી.

**બીજા પ્રકારના ગુનાહ** : નાજાઈઝ નોકરી, રુશવતખોરી, (ઓરતોનું પરાયા પુરુષ સામે આવવું, બારીક–પારદર્શક પોશાક પહેરવો, ખુલ્લા માથે રહેવું, વગેરે.) તો એવા ગુનાહો વિશે હું કહું છું કે ધીરે ધીરે છોડી દો ! હેતુ આ છે કે કોઈ રીતે પણ ગુનાહ ત્યજી દે. જેમનાથી એકદમ છોડવાની આશા નથી, બલકે જો તેમના પર જોર દેવામાં આવે તો જિંદગીભર ન છોડે. તેના માટે તે જ પ્રથા રાખો જે મેં હમણાં વર્ણવી છે કે રાત્રે તે ગુનાહોને યાદ કર્યા કરો અને પોતાના કુસૂરનો ઈકરાર કરીને ઝબાનથી કહો કે, હે અલ્લાહ પાક ! હું ઘણો નાલાયક છું, ગંદો છું, પોતાની ખતા પર પરેશાન છું.

એ જ પ્રમાણે બીજા સખત સખત શબ્દો પોતાના વિશે વાપરો અને અલ્લાહ તઆલાથી કહો કે હું લાચાર છું, આપ મારી મદદ ફરમાવો ! મારું દિલ કમઝોર છે, ગુનાહોથી બચવાની શક્તિ નથી, આપ જ મારો છૂટકારો ફરમાવો. યા અલ્લાહ ! અત્યાર સુધી મેં જે ગુનાહ કર્યા છે,

તેને પોતાની રહમતથી માફ ફરમાવો. હું એ દા'વો નથી કરતો કે ફરી ગુનાહ નહિ કરું, (એટલા માટે કે મને પોતાની હિંમત તથા નિય્યત પર વિશ્વાસ નથી અને કુટેવ છૂટવી સરળ નથી.) જો ગુનાહ થશે તો ફરી આપથી માફ કરાવી લઈશ.

(આપ આ રીતે અમલ શરૂ કરી દો) તેનું પરિણામ તે જ હશે, જે મેં ઉપર વર્ણવ્યું છે કે પ્રથમ તો ગુનાહ જ છૂટી જશે અને જો પૂરી જિંદગી ન છૂટયો તો ફક્ત એક જ વારના ગુનેહગાર રહેશો. લો ! એવી સરળ તદબીર–યુક્તિ બતાવી આપી છે જેના વિશે મારો દા'વો છે કે એનાથી વધારે આસાની, દસ વર્ષ સુધી પણ કોઈ મુસ્લિહ–સુધારકથી ન સાંભળશો અને આ બયાન પર કદાચિત અમુક તબિયતોમાં શંકા ઉપસ્થિત થાય કે આ તો ગુનાહની તા'લીમ આપવામાં આવી રહી છે. તો સમજી લો કે, આ ગુનાહનું શિક્ષણ નથી, બલકે ગુનાહ છોડવાનું શિક્ષણ છે. હા, તેના માટે સહૂલતની શકલ કાઢવામાં આવી છે.

(જિલાઉલ્ કુલૂબ નામી વઅઝમાંથી)

## કરતા જાઓ તથા લેતા જાઓ

એક વઅઝના અનુસંધાનમાં ફરમાવ્યું કે માનવીએ નાઉમ્મીદ ન થવું જોઈએ. હક તઆલાથી સારી આશા રાખવી જોઈએ, તે બંદાના ગુમાન–ધારણાની સાથે છે, બંદાના ગુમાન પ્રમાણે વર્તાવ કરે છે. ખૂબ જ રહીમ, કરીમ ઝાત છે, પરંતુ શર્ત એટલી કે તલબ હોય અને કામમાં લાગી રહે. જે પણ થઈ શકે તે કરતો રહે. ફરી તે પોતાના બંદા સાથે રહમ તથા ફઝલનો જ મામલો ફરમાવે છે. તે કોઈની મહેનત તથા તલબને વ્યર્થ નથી કરતો કે નથી ભૂલતો. એક ભાઈની વાત મને ખૂબ ગમી કે, 'કરતા જાઓ અને લેતા જાઓ !' ખરેખર, એવી જ ઝાત છે. તે કહેનારે ઘણી મહાન તથા અગત્યની વાતને બે જ શબ્દોમાં વર્ણવી દીધી. હા, લાગી રહેવું જરૂરી છે.

બીજી જરૂરી વાત એ છે કે ભૂતકાળ તથા ભવિષ્યકાળની (ગુનાહો

બાબત) ચિંતામાં ન પડે, એથી પણ માનવી મહાન દોલતથી મહરૂમ–વંચિત રહે છે, કારણ કે એ પણ અલ્લાહ તઆલાના સિવાયની જ મશગૂલી છે. મારી વાતનો સાર એ છે કે ઈરાદાપૂર્વક ભૂત–ભવિષ્યની ચિંતામાં ન પડે. જો વિના ઈરાદે ખ્યાલ આવી જાય તો ભૂતકાળની કોતાહીઓ પર તોબા– ઈસ્તિગફાર કરી લે ! બસ, કાફી છે. પાછલા ગુનાહોને સોચી– વિચારીને હાજર કરવાથી પણ કદી હિજાબ–આડ બનીને નુકસાનનો સબબ થઈ જાય છે. એ જ રીતે ન ભવિષ્યના માટે તજવીઝો–ઠરાવોની જરૂરત છે, એ પણ નુકસાનકર્તા છે. ન જ એની જરૂરત કે મેં પહેલા શું કર્યું હતું અને હવે શું થઈ શકશે અને હું કંઈક બન્યો કે નહીં ?

કેવા (વ્યર્થ) ઝઘડાઓમાં સમય બગાડો છો ? કામમાં લાગો ! કોઈ હાલતમાં પણ નિરાશ ન થાઓ ! તે તો દરબાર જ અજીબ છે. કોઈ કેવો જ ગુનેહગાર કેમ ન હોય ? એક ઘડી, એક મિનિટમાં કાયાપલટ થઈ જાય છે. શરત એ કે ખુલૂસ–વિશુદ્ધતા સાથે તેની તરફ રુજૂઅ કરે અને આઈન્દહ–હવે પછીના માટે સ્થિર થવાનો પાકો ઈરાદો કરે. પછી તો જેણે કદી આખી જિંદગી અલ્લાહ તઆલાનું નામ ન લીધું હોય અને પૂરી જિંદગી ગુનાહોમાં તથા ખેલકૂદમાં બરબાદ કરી હોય તેના માટે પણ અલ્લાહની રહમતનો દરવાજો ખુલ્લો છે. તેની રહમત તો પ્રત્યેક પળે બંદાઓની બખ્શિશના માટે બહાનું શોધે છે. છૂટકારો તો સહેજ વાતમાં પણ થઈ જાય છે, પરંતુ સહેજ વાતમાં પકડ થતી નથી. એ તદ્દન ગલત છે કે નાની વાતમાં પકડ પણ થઈ જાય છે, પકડ તો મોટી જ વાત પર થાય છે. એ જુદી વાત છે કે કોઈ તેને નાની સમજી લે !

## નફસનો હિસાબ લેવો

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ એક વઅઝના અનુસંધાનમાં ફરમાવ્યું કે, તે અમલનો દસ્તૂર–બંધારણ, જે દિલ પરથી પરદો હટાવે છે તેના અમુક ભાગ છે : (૧) દીનની કિતાબો વાંચવી અથવા સાંભળવી.

(૨) મસ્અલા–મસાઈલ પૂછતા રહેવું. (૩) અલ્લાહવાળાઓ પાસે આવ–જા રાખવી અને જો તેમની ખિદમતમાં આવ–જા ન થઈ શકે તો તેમની સુહબત–સહવાસના બદલે એવા બુઝુર્ગોની હિકાયતો અને મલફૂઝાત–બોધવચનોનું વાંચન અથવા શ્રવણ રાખો અને જો થોડો સમય અલ્લાહ તઆલાનો ઝિક્ર–યાદ પણ કર્યા કરો તો તે દિલની ઈસ્લાહ–સુધારણામાં ઘણી જ મદદકર્તા છે અને એ ઝિક્રુલ્લાહ–યાદે ઈલાહીના સમયમાંથી અમુક સમય, નફસના હિસાબના માટે ફાળવો, જેમાં પોતાના નફસ–મનને આ રીતે સંબોધન કરો :

"હે નફસ ! એક દિવસ દુનિયાથી જવાનું છે. મોત પણ આવનારી છે ત્યારે આ સઘળી ધન–દોલત અહીં જ રહી જશે. પત્ની, બાળકો સર્વ તને છોડી દેશે અને ખુદા તઆલાથી વાસ્તો પડશે. જો તારી પાસે નેક આ'માલ વધારે નીકળ્યા તો તારી બખ્શિશ થશે અને જો ગુનાહ વધારે નીકળ્યા તો દોઝખનો અઝાબ ભોગવવો પડશે, જે અસહ્ય–ન વેઠી શકાય એવો હશે. માટે તું પોતાના અંજામને સોચ તથા આખિરતના માટે કંઈક સામાન તૈયાર કર !

આ જિંદગી ખૂબ જ કિંમતી દોલત છે, તેને ફુઝૂલ–વ્યર્થ કામોમાં બરબાદ ન કર ! મર્યા પછી તું એની તમન્ના તથા પસ્તાવો કરીશ કે કાશ ! હું કંઈક નેક અમલ કરી લઉં, જેથી મગફિરત–છૂટકારો થઈ જાય, પરંતુ ત્યારે તારી એ હસ્રત–પસ્તાવો લાભકર્તા ન હશે. તો આજે જિંદગીને ગનીમત–મહાન નેઅમત ગણીને પોતાની નજાત–મુક્તિની તૈયારી કરી લે.

## મુઆશરત–રહેણીકરણી

હાલમાં દીનના પાંચ ભાગમાંથી અવામે–સામાન્યજનોએ તો ફક્ત બે જ ભાગને દીનમાં શામિલ ગણ્યા એટલે અકાઈદ– માન્યતાઓ તથા ઈબાદત–આ'માલને. ઉલમાએ ઝાહિરે ત્રીજા ભાગ એટલે કે



મુઆમલાત–લેવડદેવડ, જાઈઝ–નાજાઈઝ, હલાલ–હરામને અને મશાઈખ–પીરો, બુઝુર્ગોએ, ચોથા ભાગ એટલે બાતિની અખ્લાક–સંસ્કારની સુધારણાને દીન સમજ્યો, પરંતુ એક પાંચમા ભાગ એટલે આદાબે મુઆશરત, રહેણીકરણીના વિવેકોને લગભગ આ ત્રણે વર્ગોએ (ઈલ્લા માશાઅલ્લાહ) બહુધા તો અકીદામાં અને અમુકે અમલી રીતે, દીનથી બહાર કરી રાખ્યો છે અને એ જ કારણથી બીજા ભાગોની તો ઓછીવત્તી, ખાસ મજલિસ અથવા વઅઝ–બયાનના જલસામાં કંઈક તા'લીમ–તલ્કીન પણ છે, પરંતુ આ પાંચમા ભાગ–આદાબે મુઆશરતનું ઝબાન પર નામ પણ નથી આવતું, એટલે તેને ઈલ્મી તથા અમલી રીતે પૂરેપૂરો ભુલાવી દેવામાં આવ્યો છે.

મારા નજીક આપસની મુહબ્બત, ભાઈચારામાં (જેની શરીઅતે ખૂબ તાકીદ ફરમાવી છે અને આજનાં રોશન ખ્યાલો પણ એની ખૂબ જ ચીખ–પુકાર કરી રહ્યા છે.) જે કોતાહી છે, તેનું મોટું કારણ આ મુઆશરતની ખરાબી પણ છે, કારણ કે તેને લઈ એકને બીજાથી ઝઘડો અને મનદુઃખ ઊભું થાય છે, જેથી આપસમાં ખુશી અને દિલનો મેળાપ રહેતો નથી. હાલાં કે આ ખ્યાલનો કે એ (રહેણીકરણી)ને દીનથી કોઈ સંબંધ નથી. આયતો, હદીસો અને દીનના બુઝુર્ગોની વાતો રદબાતલ કરે છે. તેમાંથી થોડીક બાબતો નમૂનારૂપે રજૂ કરું છું.

હક તઆલાનો ઈરશાદ છે કે, 'હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારાથી કહેવામાં આવે કે મજલિસમાં જગ્યા ખુલ્લી કરી દો, તો જગ્યાને ખુલ્લી કરી આપો અને જ્યારે તમારાથી કહેવામાં આવે કે ઊભા થઈ જાવ, તો ઊભા થઈ જાઓ.' અને ઈરશાદ છે કે, 'બીજાના ઘરમાં (ભલે પુરુષ બેઠકરૂમ હોય, પરંતુ ખાસ એકાંતની જગ્યા હોય) પરવાનગી વિના ન જાવ.' જુઓ, એમાં પોતાની સાથે બેસનારાઓની રાહતની રિઆયત–ખ્યાલ રાખવાનો કેવી રીતે હુકમ ફરમાવ્યો છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે, 'એકી સાથે ખાતી વખતે બબ્બે ખજૂર કે ખારેક (કે કોઈ પણ ફળનાં



દાણાં કે ચીરી એકદમ ન લેવી જોઈએ. જ્યાં સુધી પોતાના સાથીઓથી ઈજાઝત ન લઈ લો.' જુઓ, એમાં એક ઘણી મામૂલી વાતથી (ફક્ત એટલા કારણથી કે બેતમીઝી–બદતમીઝી છે અને તેને બીજાઓ પસંદ નહીં કરે તેથી મનાઈ ફરમાવી દીધી. એ જ રીતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે, 'જે માણસ (કાચા) લસણ અથવા પ્યાજ ખાય તે અમારાથી (સભાથી) દૂર રહે.' જુઓ, આ ખ્યાલથી કે બીજાઓને એક સામાન્ય જેવી તકલીફ થશે, તેનાથી મનાઈ ફરમાવી અને ઈરશાદ ફરમાવ્યો છે કે, 'મહેમાનને હલાલ નથી કે મેઝબાન પાસે એટલું થોભે કે તે તંગ આવી જાય.' આ હદીષ શરીફમાં એવા કામથી મનાઈ છે, જેનાથી બીજાનાં દિલમાં તંગી થાય.

ઈરશાદ ફરમાવ્યો કે, 'લોકોની સાથે ખાતી વખતે ભલે પેટ ભરાઈ જાય, પરંતુ જ્યાં સુધી કે બીજા લોકો ફારિગ ન થઈ જાય, હાથ ન ખેંચો, કારણ કે એનાથી બીજા ખાવાવાળા શરમાયને હાથ ખેંચી લે છે અને કદાચ તેમને હજુ ખાવાની જરૂરત હોય.' આથી સાબિત થાય છે કે એવું કામ ન કરે, જેથી બીજો શરમાય જાય. અમુક માણસો પોતાની તબિયતનાં કારણે ટોળામાં કોઈ વસ્તુ લેવાથી શરમાય છે અને તેમને બોજ પડે છે અથવા તેમનાથી મજલિસમાં કોઈ વસ્તુ માંગવામાં આવે તો ઈન્કાર અને ઉઝર કરવાથી શરમાય છે. ભલે, પ્રથમ સૂરતમાં લેવાનો જીવ થતો હોય અને બીજી સૂરતમાં દેવામાં જીવ ન ચાહતો હોય. એવા માણસને મજલિસમાં કોઈ વસ્તુ ન આપે, ન મજલિસમાં તેનાથી કોઈ વસ્તુ માંગે.

હદીષ શરીફમાં આવ્યું છે કે, એક વાર હઝરત જાબિર (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દોલતખાના પર હાજર થયા અને દરવાજો ખટખટાવ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું, કોણ છો?' તેમણે કહ્યું કે, 'હું છું.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નાગવારીથી ફરમાવ્યું : 'હું છું', 'હું છું.' આથી જણાયું કે વાત સાફ કહે કે જેનાથી બીજો સમજી શકે. એવી ગોળગોળ વાત

કરવી જેને સમજવામાં તકલીફ થાય. (બીજાને ઉલ્ઝનમાં નાખવું છે.)

ઈરશાદ છે કે, '(એવા) બે માણસોની વચ્ચે કે જે ઈરાદાપૂર્વક નજીક નજીક બેઠા હોય જઈને બેસવું હલાલ નથી, તેમની રજા વિના.' આથી ઝાહિર છે કે કોઈ એવી વાત કરવી જોઈએ નહિ, જેનાથી બીજાઓને તકલીફ થાય અને હદીષ શરીફમાં છે કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ્યારે છીંક આવતી તો પોતાનું મોઢું હાથ અથવા કપડાથી ઢાંકી લેતા તથા અવાજને મંદ કરતા.' આથી જણાયું કે પોતાની પાસે બેસનારની એટલી રિઆયત–ખ્યાલ કરે કે તેને સખ્ત અવાજથી તકલીફ તથા વહ્શત ન થાય. હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, અમે જ્યારે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવતા, તો જે માણસ જે જગ્યાએ પહોંચી જતો ત્યાં જ બેસી જતો. એટલે લોકોને ફલાંગીને આગળ ન વધતો. એનાથી મજલિસનો અદબ–વિવેક, વિનય સાબિત થાય છે કે તેમને એટલી તકલીફ પણ ન આપે.

હદીષ શરીફમાં છે કે, 'બીમારની ખબર પૂછવામાં તેની પાસે વધારે ન બેસે. થોડીક વાર બેસીને જલદી ઊભો થઈ જાય'. આ હદીસ શરીફમાં કેટલી બારીક વાતનો ખ્યાલ કર્યો છે કે, કોઈની મામૂલી તકલીફનો પણ સબબ ન બને, કારણ કે અમુક વખત કોઈના બેસવાથી બીમારને કરવટ બદલવામાં અથવા પગ ફેલાવવામાં અથવા વાતચીત કરવામાં એક પ્રકારનો તકલ્લુફ થાય છે. અલબત્ત, જેના બેસવાથી બીમારને રાહત થાય તે આમાંથી બાકાત છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ જુમ્આનું ગુસલ–નહાવું જરૂરી હોવાનું એ જ કારણ વર્ણવ્યું છે કે ઈસ્લામની શરૂઆતમાં મોટા ભાગે લોકો ગરીબ મજદૂરી કરનાર હતા. તેમનાં મેલા કપડાંમાં પરસેવો નીકળવાથી દુર્ગંધ ફેલાતી. તેથી નહાવાને વાજિબ–જરૂરી ઠેરવવામાં આવ્યું હતું. ત્યાર પછી એ વાજિબ હોવું રદ થઈ ગયું. આનાથી પણ જણાયું કે એની કોશિશ વાજિબ છે કે કોઈને કોઈથી સામાન્ય તકલીફ પણ ન પહોંચે.



હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, શબે બરા'તમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પથારીમાંથી ધીમેથી ઉઠયા અને એ ખ્યાલથી કે હઝરત આઈશા (રદિ.) સૂઈ રહ્યાં હશે, તેઓ બે–આરામ ન થાય, માટે ધીમેથી જુતી મુબારક પહેરી, ધીરેથી દરવાજો ખોલી આહિસ્તાથી બહાર તશરીફ લઈ ગયા અને ધીરેથી દરવાજો બંધ કર્યો. આ બધી વાતોમાં સૂવાવાળાની કેટલી ભારે રિઆયત છે કે એવો અવાજ કે ખખડાટ પણ ન કરવામાં આવે, જેથી સૂવાવાળો અચાનક જાગી જાય અને પરેશાન થાય.

એક સહાબી (રદિ.) એક હદિયો–ભેટ લઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં સલામ અને ઈજાઝત વિના દાખલ થઈ ગયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, બહાર જાઓ અને અસ્સલામુ અલયકુમ પછી, હું હાજર છું–કહીને પછી આવો.' હકીકતમાં હુસ્ને અખ્લાક–સુસંસ્કારનો પાયો એના પર જ છે કે કોઈને કોઈથી તકલીફ ન પહોંચે. જેને હુઝૂરે પુરનૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખૂબ જ સર્વગ્રાહી શબ્દોમાં ઈરશાદ ફરમાવ્યું : 'મુસલમાન તે છે કે બીજા મુસલમાનો તેની ઝબાન તથા હાથથી સલામત રહે.' (બુખારી શરીફ) (મુરાદ હાથ તથા ઝબાનની ઈજાઓ છે.)

હદીષ શરીફમાં છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રૂબરૂ બે ઓરતોનો ઝિક્ર કરવામાં આવ્યો. એક તો નમાઝ, રોઝા વધારે કરતી હતી (એટલે નફલ નમાઝ–રોઝા, કારણ કે વધારો તેમાં જ થઈ શકે છે), પરંતુ પોતાના પાડોશીઓને તકલીફ પહોંચાડતી હતી. જ્યારે બીજી ઓરત વધારે નમાઝ–રોઝા ન કરતી હતી (એટલે ફક્ત જરૂરિયાત પર બસ કરતી હતી), પરંતુ પાડોશીઓને તકલીફ ન આપતી હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પહેલી ઓરતને દોઝખી અને બીજી ઓરતને જન્નતી ફરમાવી.''





કુરઆન શરીફ તથા હદીષ શરીફમાં ઈસ્લામી રહેણી–કરણી પર આટલી તાકીદ અને અગત્ય હોવા છતાં આમ તથા ખાસ લોકોની એ વિશે લાપરવાહી જોતાં હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ પોતાની વઅઝો અને મલ્ફૂઝાત–મજલિસી ઈરશાદાતમાં ખૂબ જોર દેવા ઉપરાંત એ વિષયમાં સ્વતંત્ર એક રિસાલો 'આદાબુલ મુઆશરાત' ના નામથી લખ્યો છે, જેના વિશે હઝરત (રહ.) ફરમાવે છે કે, "જો એ રિસાલો બાળકોને, બલકે મોટેરાંઓને પઢાવવામાં આવે તો ઈન્શા અલ્લાહુ તઆલા દુનિયામાં જન્નતનો લુત્ફ–આનંદ નસીબ થવા લાગશે." વલ્લાહુ વલિય્યુત્તૌફીક વ હુ–વ ખયરુર્રફીક. (અશરફુસ્સવાનિહ–૩)

## આ'માલની તબ્લીગ જરૂરી છે

એક વઅઝમાં હકીમુલ ઉમ્મત (રહ.) ફરમાવે છે કે, આપ આ'માલના બિગાડને કેમ નાપસંદ નથી સમજતા તથા એવા માણસથી આપનું દિલ કઈ રીતે મળે છે ? તેનાથી બેતકલ્લુફ દોસ્તી કઈ રીતે રાખવામાં આવે છે, જ્યારે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, જે કોઈ તમારામાં ખરાબ અમ્ર–બાબતને જુએ તો તેને હાથથી મિટાવે અથવા ઝબાનથી અથવા દિલથી. ફરી આ શું ગજબ છે કે આપણે નાપસંદ બાબતને જોઈને ન હાથથી રોકીએ છીએ, ન ઝબાનથી અને ન તો દિલથી નફરત કરવામાં આવે છે, બલકે અમલોમાં કોતાહી કરવાવાળાઓની સાથે તે જ પ્રસન્નતા છે, તે જ દોસ્તી છે, જેવી કામિલુલ્ ઈમાનની સાથે હોય છે. જાણે આપ અલ્લાહ તઆલાના તરફથી વકીલ તથા મુખ્તાર છો–ઈખ્તિયાર આપેલ છો કે જે વસ્તુને ચાહો, માફ કરી દો. જે બુરાઈને ચાહો, નઝરઅંદાજ કરી દો. '**વત્તકૂ ફિત્નતલ્ લા તુસીબન્નલ્લઝી–ન ઝ–લ–મૂ મિન્કુમ્ ખાસ્સહ્**'ની આ જ તફસીર આવી છે.



## તબ્લીગની અગત્યતા તથા મહિમા

અમ્ર બિલ મઅ્રૂફ–ભલાઈનો હુકમ કરવો વિના શંકાએ વાજિબ છે કે એ અલ્લાહ તઆલાનો આદેશ છે અને તે સૌને આમ છે. હા ! તેમાં પણ એક તફસીલ–વિગત છે, તે એ કે તેના બે પ્રકાર છે : એક ખિતાબે ખાસ–વિશેષ સંબોધન અને બીજો ખિતાબે આમ–સમૂહ સંબોધન. ''ખાસ તબ્લીગ'' તો દરેક ઠેકાણે અને દરેક માનવી પર છે, તે કોઈ પણ માનવીને માફ નથી. ''આમ તબ્લીગ'' એટલે વઅઝ કહેવી, એ સૌના ઝિમ્મે ફર્ઝ નથી, બલકે ફક્ત આલિમો પર વાજિબ છે, (પરંતુ આમ મુસ્લિમોના ઝિમ્મે મુસાફરી ખર્ચ તથા બીજા અસ્બાબ મુહય્યા કરવા છે.) અને ભલાઈનો હુકમ કરવાનો દારોમદાર કુદરત–શક્તિ પર છે. એટલે જેના પર જેટલી કુદરત છે, તેટલો અમ્ર બિલ મઅ્રૂફ તેના ઝિમ્મે જરૂરી છે. દા. ત. માં–બાપના શિરે વાજિબ છે કે પોતાની અવલાદને નમાઝ, રોઝા તથા દીનની જરૂરી બાબતોની નસીહત કરે. ખાવિંદ પર ફર્ઝ છે કે પોતાની બીવીને શરીઅતના હુકમો પર ચલાવે. (ન માને તો મજબૂર કરે.) આકાના ઝિમ્મે જરૂરી છે કે પોતાના નોકર–ચાકર તથા જે લોકો તેના તાબા હેઠળ છે તેમને અમ્ર બિલ મઅ્રૂફ કરે. (આદાબુત્તબ્લીગ)

## તબ્લીગના આદાબ તથા શરતો

અમ્ર બિલ મઅ્રૂફનો હુકમ અલલ્ ઈત્લાક–આમ નથી, બલકે તેના માટે નિયમો તથા રીતો નક્કી છે. એક પ્રકાર 'ઉસૂલ'ની તબ્લીગ છે, તેના જુદા આદાબ છે. એક 'ફુરૂઅ'ની તબ્લીગ છે અને તેના પણ જુદા આદાબ છે. (આદાબુત્તબ્લીગ, પેજ : ૮૧૭)

**નોંધ** : ઉસૂલ અકાઈદ–માન્યતાઓને અને ફુરૂઅ અમલોને કહે છે.

(૧) જે બાબતની તબ્લીગ કરવી હોય તેના વિશે શરીઅતના પૂરા

હુકમની જાણ હોય.

(૨) અમ્ર બિલ મઅ્રૂફની પ્રથમ શર્ત ઈખ્લાસ–લિલ્લાહિય્યત છે કે ફક્ત અલ્લાહ તઆલાની ખુશનૂદીના માટે નસીહત કરે, ન કે પોતાના નફસને ખુશ કરવા માટે અને તેનો મેઅ્યાર–ધોરણ આ છે કે ખાસ નસીહત વેળા પણ એ માણસ સામેના માણસને પોતાનાથી અફઝલ–શ્રેષ્ઠ સમજે.

(૩) બીજાઓને નસીહત–શિખામણના માટે શફ્કત–લાગણી શર્ત છે.

(૪) તબ્લીગના સમયે ખુદ તબ્લીગને જ મત્લૂબ–હેતુ સમજે, પરિણામોના મુરત્તબ થવાને–મળવાને મકસૂદ–ધ્યેય ન સમજે, કારણ કે તે તેના ઈખ્તિયાર બહારની વાત છે.

(૫) વઅઝ–બયાનમાં ખાસ વ્યક્તિથી છેડછાડ ન હોવી જોઈએ, બલકે ખિતાબ–સંબોધન આમ હોવું જોઈએ.

(૬) વાઈઝ–વક્તા (બયાન કરનાર)ના માટે યોગ્ય છે કે ફક્ત તબ્લીગના માટે હોય તે અહકામ પહોંચાડે.

(અન્ફાસે ઈસા, પેજ : ૨૪૯, ૫૪, ૫૬)

## તબ્લીગમાં કોતાહી

એક વઅઝમાં ફરમાવે છે : તબ્લીગ અમારા શિરે ઉસૂલ અને ફુરૂઅ સર્વ હુકમોમાં ફર્ઝ છે. આ જમાનાની આ પણ એક મૂર્ખાઈ છે કે ફુરૂઅથી આંખ આડા કાન કરવાને મહાન હોશિયારી જાણવામાં આવે છે. જે રીતે **આમનૂ વ અમિલૂસ્સાલિહાત્** માં ઈમાન તથા નેક અમલનો હુકમ ફરમાવ્યો છે. એ જ પ્રમાણે **વ તવાબિલ્ હક્કિ વ તવાબિસ્સબ્રિ**–નો પણ હુકમ ફરમાવ્યો અને **ઈનન્લ્ ઈન્સાન લફિ ખુસ્ર્**ના નુકસાનથી બચવું આ બન્નેવ પર જ આધારિત છે. હવે પોતાની લાપરવાહીનો

હાલ જુઓ કે, ચોવીસ કલાકમાં કેટલો સમય આ ફર્ઝની અદાયગીમાં ખર્ચ કરીએ છીએ. જેમના પર જોર નથી, તેમને તો છોડો, જેમના પર છે તેમને પણ હકની વસિય્યત નથી કરવામાં આવતી. વધુ શિકાયત દીનદારોથી છે કે, તેઓ પણ ઘરવાળાઓને દીન પર અમલની તાકીદ નથી કરતા અને ન એની ચિંતા કરે છે કે પત્ની તેમ બાળકોએ નમાઝ પઢી કે નહિ ? તથા શરીઅત વિરુદ્ધ તો કોઈ કામ નથી કર્યું. બસ, સમજ્યા કે પોતાની ઈસ્લાહ કરી લેવી જોઈએ, જેથી પોતે જન્નતમાં ચાલ્યા જાય. જ્યારે કે ઘરવાળાઓ વિશે પણ પકડ થશે કે તેમને દીન પર કેમ ન ચલાવ્યા ? **કૂ અન્ફુસકુમ્ વ અહ્લીકુમ્ નારા.** જો કદી પોતાની નમાઝ કઝા થઈ ગઈ તો પશેમાની થાય છે, પરંતુ આપસમાં નસીહત ન કરવા પર તથા તબ્લીગ છોડવા પર સહેજ પણ પસ્તાવો નથી થતો. ઈન્સાફથી કહો કે કદી બીવીને નસીહત ન કરવા પર યા કોઈ દોસ્તની શરીઅત વિરુદ્ધની રીતભાત પર નસીહત ન કરવા પર પસ્તાવો થયો ? (અન્ફાસે ઈસા) અલ્લાહ પાક અમલની તૌફીક અર્પે, આમીન !

## એક હિકમતભર્યો દિલાસા પત્ર

[**નોંધ** :- આ તઅ્ઝિયતી પત્ર હકીમુલ ઉમ્મત હઝરત અશરફ અલી થાનવી (રહ.)એ પોતાના એક હમવતન સ્નેહીની વફાત–મૃત્યુ પર તેમના દીકરાને લખ્યો હતો, જે ત્યારે લંડનમાં એન્જિનિયરિંગની તાલીમ મેળવી રહ્યા હતા, જે અતિશય બોધદાયક તથા ઉપયોગી હોઈ, અત્રે રજૂ કરીએ છીએ.]

અઝીઝમ સલ્લમહૂ ! અસ્સલામુ અલયકુમ.

કેટલાક દિવસ થયા, હું મદ્રસે આવી રહ્યો હતો. રસ્તામાં હાફિઝ એઅઝાઝનો નાનો બાળક મળ્યો. મેં તેને છેડવાના આશયથી કંઈક કહ્યું. તે કહેવા લાગ્યો : 'અલ્લાહ કરે, મોટા અબ્બા (હઝરત થાનવી રહ.) મરી જાય !' મેં ત્યારે વિચાર્યું કે આ શબ્દોની મારા પર શી અસર થઈ ?

તો અલ્હમ્દુ લિલ્લાહ ! એવું મહસૂસ થયું–ભાસ થયો કે જાણે કોઈ મુસાફર ઘરનો એશ–આરામ છોડીને કોઈક કામસર સફરમાં હોય, જ્યાં તેને દરેક પ્રકારની તકલીફનો પ્રત્યેક સમયે સામનો રહેતો હોય. એવામાં કોઈ માણસ તેને કહે, 'ખુદા કરે, તું ઘરે પહોંચી જાય.'

આ કહેનાર ભલે ગમે તે નિય્યતથી કહે, પરંતુ સાંભળનાર પર તેની શી અસર થશે ? દેખીતું છે કે ખુશ થશે કે તેણે મને ઘણી સારી દુઆ આપી અને જો તેણે બદદુઆના ઈરાદે કહ્યું હશે તો આ ખુશીની સાથે તેને આશ્ચર્ય પણ થશે કે અજીબ બેવકૂફ છે કે દુઆને બદદુઆ–અભિશાપ સમજી રહ્યો છે. બસ, બિહમ્દિલ્લાહિ તઆલા તે જ અસર ત્યારે મારા પર થઈ અને હું હસ્યો કે તેણે તો પોતાના મતે છેલ્લા દરજ્જાની બદદુઆ ઠરાવી હશે, પરંતુ તે વાસ્તવમાં દુઆ છે.

તો આ અસર જે મારા પર થઈ એ કઈ વસ્તુનું પરિણામ હતું ? ફક્ત બુઝુર્ગોના સહવાસથી જે અક્કલ તથા દીન મળ્યો હતો, તેની આ અસર હતી. બાકી તબ્ઈ રીતે તો એવી દુઆ સૌને જ નાપસંદ હોય છે. અક્કલ તથા દીનની દોલત એ માટે જ આપવામાં આવી છે કે આવા પ્રસંગે એ બન્નેવને તબિયત લાગણી પર સરસાઈ આપે.

અલ્લાહ તઆલાનો કરમ છે કે તમને તેણે દીન પણ આપ્યો છે અને બુદ્ધિ પણ, ઉપરાંત અલ્લાહવાળાઓની સુહબત પણ નસીબ ફરમાવી છે, જેનાથી એ બન્નેવ શક્તિઓમાં ઘણો જ વધારો થઈ ગયો. તો જો કોઈ પ્રસંગ આવે કે દીન તથા બુદ્ધિને તબિયત પર ઉપરવટ આપવાની થાય તો તેવું જ કરશો. હવે એવા પ્રસંગની જાણ કરું છું.

તમારા બુઝુર્ગ વાલિદ–જે ઘણાં સમયથી બીમાર હતા અને જેમની બીમારીની ખબર તમને ઘરેથી મળતી રહી–તેઓ આ કષ્ટ–ઘર મુસાફરખાના, બલકે કંટકભર્યા જંગલને છોડીને પોતાની વિશ્રામગાહ વતને અસલી–આખિરતમાં સિધાવી ગયા. જેનાથી તબ્ઈ રીતે તમે અસર લેશો અને એ ન અકલી રીતે વગોવવાપાત્ર છે, ન શરઈ રીતે,

બલકે નિશાની છે મુહબ્બત અને આપસની રહમદિલીની, જે દરેક મુસલમાનનો દરેક મુસલમાન પર હક છે. વિશેષતઃ જેનાથી વધારે સંબંધો હોય અને તેથી વધારે પોતાના સરપરસ્ત–શિરછત્ર તથા મુરબ્બી–ઉછેરનાર–કેળવનાર માટે.

પરંતુ સાચે જ એ પણ મત્લૂબ–ઈચ્છવાજોગ છે કે અક્કલ તથા દીનને તબિયત–લાગણીઓ પર ગાલિબ રાખીને અલ્લાહની રઝામાં રાજી તથા તકદીર–નિયતિના હવાલે થજો ! ન શિકવા–શિકાયત કરજો અને ન (ગમ મનાવવાની) મર્યાદાથી બહાર થજો, (બલકે દિલ પર કાબૂ મેળવીને મરહૂમને ઈસાલે સવાબથી મદદ કરજો. શારીરિક ઈબાદતો, નફલ નમાઝ તથા કુરઆને પાકની તિલાવતથી અથવા માલી સદકાથી જેટલો અને જે રીતે સરળ હોય. શક્ય છે કે મરહૂમની વફાતની વધુ અસર ન થાય, પરંતુ તેમની નજાત– મુક્તિની ચિંતા તબિયતને ફિકરમંદ–પરેશાન કરે.)

તો એ વિશે આ હકીકત છે કે મરહૂમ જો કે આ'માલમાં આઝાદ હતા, પરંતુ અકીદાઓ તથા લાગણીઓ, સલાહિય્યતો અને બધાને લાભ પહોંચાડવા, સવિશેષ દીનદારોની માન–મર્યાદાની જાળવણી તથા રહમદિલી અને લાગણી વગેરે, એવી બાબતો તેમનામાં હતી, જે હક તઆલાની રહમતને આકર્ષિત કરનારી છે. ઉપરાંત, બીમારીની તકલીફો પણ હદીષ શરીફ મુજબ ગુનાહોનો કફફારો–મિટાવનારી બની જાય છે અને આ સઘળી બાબતોથી નજર ફેરવી લઈએ તો સવાબ બખ્શવા–પહોંચાડવાથી તે જ ફાયદો થઈ શકે છે, જે (મરહૂમને પોતાના) અમલોથી થાત. તો એ વાત (ઈસાલે સવાબ) જીવતાઓના હાથમાં છે. (એનાથી પાછળ રહેનારાઓને તસલ્લી–આશ્વાસન પણ મળશે, ઈન્શા અલ્લાહુ તઆલા.)

સારાંશ કે સબ્રે જમીલ–ઉમદા સબ્રથી કામ લેશો, એનું પરિણામ આ પણ છે કે ફક્ત આ બનાવથી ચિંતિત થઈને પોતાનો કાર્યક્રમ ન બદલશો કે પોતાનું નુકસાન કરવાથી મરહૂમને કે બીજા કોઈને લાભ નથી થવાનો તો એવા બેકાર કામથી શો લાભ ? માટે પોતાનું કામ પૂરું કરીને ત્યાંથી આવશો, જે પ્રમાણે પ્રથમથી ઠરાવી રાખ્યું છે. હવે દુઆ પર (પત્ર) પૂરો કરું છું.

(અશરફઅલી, થાના ભુવન, ૬. રબીઉલ અવ્વલ હિ. સ.,૧૩૫૧)

(મઆષિરે હકીમુલ ઉમ્મતમાંથી)



પ્રકાશન નં. ૫૭૭

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# અવયવોની પાકીઝગી–પવિત્રતા



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# અવયવોની પાકીઝગી-પવિત્રતા

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**વલા તક્ફુ મા લય્સ લ-ક બિહી ઈલ્મુન્ ઈન્નસ્સમ્અ વલ્ બ-સ-ર વલ્ ફુવા-દ કુલ્લુ ઊલાઈ-ક કા-ન અન્હુ મસ્ઊલા.**

**તરજુમો :** પેરવી ન કરો તે વસ્તુની, જેની આપને પૂરી જાણકારી નથી. બેશક, કાન, આંખ તથા દિલ તેમનામાંથી દરેકને પૂછવામાં આવશે !'

આ આયતથી પહેલાં તથા પછીની આયતોમાં અલ્લાહ તઆલાએ અમુક જરૂરી નસીહતો વર્ણવી છે, જે અતિ ઉપયોગી છે અને એ સઘળી આયતોની છેવટમાં પોતાનું ઈહસાન–ઉપકારનું વર્ણન કર્યું છે. તરજુમો : 'આ સઘળી શિખામણો તે હિકમત–સમજદારીની વાતોમાંથી છે, જેમને તમારા રબ–પાલનહારે તમારા તરફ વહી મોકલીને બતાવી છે !' આ નસીહતોને બયાન કર્યા પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, એ મારું ઈહસાન છે. એથી જણાયું કે આ નસીહતો ખૂબ ધ્યાન રાખવા લાયક છે. તેમાં એક આયત આ પણ છે.

## આયતમાં આંખ, કાન, દિલ તથા સર્વે અવયવોની હિફાઝતનો આદેશ છે

આ આયતમાં ચાર વસ્તુઓની હિફાઝત–રક્ષણ કરવાનો હુકમ

ફરમાવ્યો છે, તેમાંથી ત્રણ વાતોનો તો સ્પષ્ટ ઉલ્લેખ છે અને ચોથી વસ્તુ સહેજ વિચારવાથી માલૂમ થાય છે. તે ચોથી વસ્તુ એ છે કે બાકી અવયવોની પણ હિફાઝત કરવામાં આવે, જેમ કે હાથ, પગ, ઝબાન વગેરે. તેમની હિફાઝતની તાકીદ પણ આ આયતથી માલૂમ થાય છે, કારણ કે આયતમાં ફરમાવે છે : 'અને પેરવી ન કરો તે વાતની, જેની આપને સંપૂર્ણ જાણ ન હોય !'

તો જે વાતની પૂરી જાણ ન હોય તેનાથી જો બચવામાં આવે તો બધા અવયવો ગુનાહથી બચી રહેશે. જુઓ, જો કોઈની કોઈ વસ્તુ ગુમ થઈ જાય અને તે પૂરી તહકીક તો કરે નહિ, ફક્ત શંકા પરથી જ કોઈને ચોર કહી દે તો એ ઝબાનનો ગુનાહ થઈ જશે અને જો આ આયત પર અમલ કરત અને જ્યાં સુધી કે સંપૂર્ણ રીતે જાણ ન થાત ત્યાં સુધી તેને ચોર ન કહેત તો એ ગુનાહથી બચી જાત !

(અત્રે) એક અજીબ હિકાયત યાદ આવી. હઝરત ઈસા (અલૈ.)એ એક માણસને ચોરી કરતાં જોયો તો તેને કહયું કે, (ભાઈ !) તું ચોરી કરે છે ? તે માણસે કહયું કે, 'ખુદા (પાક)ની કસમ ! હું તો ચોરી નથી કરતો.' (તેનો આ જવાબ સાંભળીને) હઝરત ઈસા (અલૈ.)એ ફરમાવ્યું : 'મારી આંખે ગલત જોયું છે, તું સાચો છે !'

## કમાલ રાખવાવાળાઓની પહેચાન-ઓળખ

જે બુઝુર્ગની હાલત અંબિયા (અલૈ.)થી વધારે મળતી હશે, તે જ વધારે કમાલ રાખતો હશે. તો જુઓ કે અંબિયાએ ન કદી ના'રા માર્યા, ન કદી કપડાં ફાડયાં, ન મખ્લૂકથી ભાગ્યા. ખાસ કરીને અપણા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કે પ્રત્યેક વાતનો બંદોબસ્ત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ત્યાં હતો. સલ્તનતની વ્યવસ્થા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવી ફરમાવી કે દુનિયાના બાદશાહોએ આપથી શીખી. ઘરની વ્યવસ્થા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવી ફરમાવી કે આજ સુધી પણ કોઈ એવી ન કરી શકયો !



કમાલવાળાઓનો હાલ એ હોય છે અને જે રીતે આજકાલ આમ લોકો–સામાન્યજનો એવા કમાલવાળાઓને બુઝુર્ગ તથા ખુદા તઆલા સુધી પહોંચેલા નથી સમજતા, એ જ રીતે ત્યારે પણ સામાન્યજનોએ અંબિયા (અલૈ.)ને કામિલ–પરિપૂર્ણ નથી માન્યા, તેથી જ કહયા કરતા હતા કે, આ રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને શું થયું છે (કેવા છે) કે ખાવું ખાય છે તથા બઝારોમાં ફરે છે. તેમની તરફ (સાથે) કોઈ ફરિશતો કેમ ન આવ્યો કે તેમની સાથે રહીને લોકોને ખુદાપાકના હુકમ સંભળાવત યા તેમની પાસે કોઈ ખઝાનો હોત ? એ (નબી) તો અમારાથી વધારે ગરીબ છે. અમને તો રોજ બે ટાઈમ ખાવું મળે છે, તેમને એક ટાઈમ પણ કેટલાયે દિવસે મળે છે !

(તેઓ) અલ્લાહ તઆલાના અજીબ પ્યારા છે. શું કોઈ પોતાના પ્યારાને ભૂખે પણ મારે છે ? તેમની પાસે કોઈ બાગ હોત કે તેમાંથી ખાત. સારાંશ કે કોઈ ખૂબી તો (એવી) હોત, જે અમારામાં નથી. આ કેવા નબી છે, જે અમારાથી કોઈ વાતમાં વધારે નથી ? એ જ રીતે જે બુઝુર્ગ એ શાનના હોય છે, તેમના માટે કહે છે કે આ કેવા બુઝુર્ગ છે ? અને જે મખ્લૂકથી ભાગે છે, નાગો–ભૂખો રહે છે, કોઈથી વાત નથી કરતો, તે બુઝુર્ગ છે અને જો તેનાથી કોઈ વાત આદતની વિરુદ્ધ થઈ ગઈ, કોઈના પર કોઈ અસર નાખી દીધી તો તેને તો નબીથી વધારે માને છે !

## કોઈના પર અષર–ભૂરકી નાખવી કોઈ વસ્તુ નથી

જયારે કે કોઈ પર અષર નાખી દેવી કોઈ બુઝુર્ગીની વાત નથી, એ તો મહેનતથી હિંદુ જોગીઓમાં પણ પેદા થઈ જાય છે. એટલું જ નહિ, જે કામિલ બુઝુર્ગ છે તેઓ એને સારું પણ નથી સમજતા. હઝરત ઉબયદુલ્લાહ અહરાર (રહ.) ફરમાવે છે : વલી (અલ્લાહ તઆલાનો દોસ્ત) અષર નથી નાખતો. તેનું કારણ એ છે કે વલીનો અલ્લાહ તઆલા માટેનો ઈલ્મ–જાણકારી વધે છે, તેટલી જ તેની ખુદી–(હુંપદ)



મટતી જાય છે અને ફના વધતી ચાલે છે અને પોતાના પરથી દષ્ટિ હટતી ચાલે છે !

જુઓ, મામલતદાર પોતાની કચેરીમાં બેસીને મોટા મોટા ઓર્ડર આપતો રહે છે, પરંતુ ગવર્નર જનરલની સામે જ્યારે આવે છે તો તેનો હાલ એક સામાન્ય કર્મચારીનો હોય છે. એ જ હાલ વલીનો હોય છે કે તેની નજર અલ્લાહ તઆલા પર જેટલી વિશેષ થશે તેટલો તે પોતે મટતો ચાલ્યો જશે, ત્યાં સુધી કે તેની નજરોમાં અલ્લાહ તઆલા જ સમાઈ જશે અને તે પોતાને કાંઈ પણ ન સમજશે. તો તેને એથી શરમ આવશે કે હું ખુદ કોઈના પર અસર નાખું, કારણ કે અસર નાખવાની રીત એ છે કે જેના પર અસર નાખવી હોય, તેના પર પૂર્ણ તવજ્જુહ–લક્ષ આપવામાં આવે અને વલીને શરમ આવે છે કે અલ્લાહ તઆલાના ગેર પર સંપૂર્ણ લક્ષ આપે. અલબત્ત, અસર નાખવાનો જે સુન્નત પ્રમાણેનો તરીકો છે, તેમાં પૂરી તવજ્જુહની આવશ્યકતા નથી રહેતી, તેમાં કોઈ વાંધો નથી.

વલીમાં બે અસર હોય છે : (૧) બરકત અને (૨) કરામત. બરકત એ હોય છે કે તેમના વુજૂદ–અસ્તિત્વથી એક એવો વરસાદ થાય છે, જેનાથી બીમારી દૂર થાય છે, મુસીબતો ટળી જાય છે, પરંતુ તેમને જાણ સુદ્ધાં નથી હોતી. જેમ સૂરજ જ્યારે નીકળે છે, તો પૂરી દુનિયાને રોશન કરી નાખે છે, પરંતુ સૂર્યને ખબર સુદ્ધાં નથી હોતી કે મારી ઝાતથી કોને કોને નફો પહોંચી રહયો છે !

(વલીની) બીજી અસર કરામત છે. કરામત તેને કહે છે કે કોઈ કામ આદત વિરુદ્ધ તેમનાથી જાહેર થઈ જાય, પરંતુ કરામતમાં ઈરાદો નથી કરવામાં આવતો કે તેની જાણ થઈ જાય. જ્યારે તવજ્જુહ–અસર નાખવામાં ઈરાદો પણ હોય છે અને સંપૂર્ણ લક્ષ પણ હોય છે. તેથી અલ્લાહવાળા તવજ્જુહ–અસર નાખવાથી બચે છે. હા, જો તવજ્જુહ નાખવાનો અલ્લાહ તઆલા તરફથી આદેશ થઈ જાય તો તે જુદી વાત છે !

એ જ કારણ છે કે અંબિયા (અલૈ.) તથા હુઝૂર (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ જરૂરત વેળા દુઆઓ તો ખૂબ કરી છે, પરંતુ એ ક્યાંય નથી આવ્યું કે આંખો બંધ કરીને આ રીતે તવજ્જુહ આપી પોતાની અસર નાખી હોય. જેમ કે હદીષ શરીફમાં આવ્યું છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆ ફરમાવી કે હે અલ્લાહ તઆલા ! ઈસ્લામને કુવ્વત–શક્તિ આપો ! (હઝરત) ઉમર બિન ખત્તાબ (રદિ.)થી યા અબૂ જહલ (અમ્ર) બિન હિશામથી અર્થાત્ તેમનામાંથી એકને મુસલમાન બનાવી આપો ! એ નથી કર્યું કે તેમના પર તવજ્જુહ ફરમાવીને અસર નાખી હોય. હક તઆલાએ હઝરત ઉમર (રદિ.)ના બારામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆ કબૂલ ફરમાવી અને તેઓ મુસલમાન થઈ ગયા !

સારાંશ કે એ તો હદીષોમાં ઘણે ઠેકાણે આવ્યું છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ લોકોની હિદાયત માટે દુઆઓ ફરમાવી. હા, જો કદી ખુદા પાકનો જ હુકમ થયો તો અસર પણ નાખી છે, પરંતુ એવું ખૂબ ઓછું થયું છે. જેમ કે હદીષ શરીફમાં આવ્યું છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક સહાબીના સીના–છાતી પર હાથ માર્યો તો તેમના દિલમાં જે શુબો–શંકા હતી તે જતી રહી. એક સહાબી ઘોડા પર સવાર ન થઈ શકતા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના સીના પર હાથ માર્યો તો તેઓ સવાર થવા લાગ્યા !

સીના પર હાથ મારવો એ ઈશારો આનો છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના પર અસર નાખી હતી અને કોઈની સમજમાં હાથ મારવાનું કોઈ કારણ આવી જાય તો કહેવું પડશે કે આ બંનેવ બનાવોમાં પણ આપે અસર નથી નાખી અને એ સૂરતમાં એ કહેવું સહીહ થઈ જશે કે નબીઓએ કોઈ પર અસર નથી નાખી. તો બે સૂરતો થઈ. એક તો એ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કદી અસર નથી નાખી અને બીજી સૂરત એ કે અસર નાખી છે, પરંતુ ખૂબ ઓછી.

આ બંને સૂરતોમાંથી જે સૂરત પણ બની હોય, તેનાથી એ જ માલૂમ

થાય છે કે અસર નાખવી સુન્નતની વિરુદ્ધ છે, કારણ કે સુન્નત તો તેને કહે છે કે જેની ઉપર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હંમેશા પાબંદી કરી હોય અને જે કામ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આકસ્મિક કે ઈત્તિફાકી તોર પર કરી લીધું છે, તેને સુન્નત નથી કહેતા, બલકે તે કામ કરી લેવાનું કારણ એ હોય છે કે બીજાઓને તેના જાઈઝ હોવાની ખબર થઈ જાય. જેમ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કબા (ચુગ્ગો, ઝબ્બો) પહેર્યો હતો તેમાં સોનાના બટન–ગુંદીઓ હતી. તો અત્રે કોઈ એમ નથી કહી શકતું કે એ સુન્નત છે, કારણ કે એ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બીજાઓને (બયાને જવાઝ) એ બતાવવા માટે કર્યું હતું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પહેરતાં જોઈને સમજી જાય કે એનું પહેરવું પણ જાઈઝ છે. તો સુન્નત તરીકો (જેની આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હંમેશા પાબંદી ફરમાવી છે) તે તો દુઆ છે.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની ખાસ કોઈ શાનો–શવકત બનાવી ન હતી

સાર એ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ત્યાં કોઈ ખાસ શાનો–શવકત ન હતી, બલકે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની એટલી પણ ઓળખ ન રાખી હતી, જેનાથી એ જાણ થઈ જાય કે આ જમાઅતમાં સરદાર કોણ છે ? જ્યારે કોઈ (અજનબી) આવતો તો તેને પૂછવું પડતું કે, 'મન્ મુહમ્મદુન ફીકુમ્' અર્થાત્ : તમારામાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોણ છે ? કારણ કે ત્યાં ન મસ્નદ–આસન હતું, ન મોટો કે નાનો તકિયો. અહીં સુધી કે જ્યારે (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાલતા હતા તો તેના માટે પણ કોઈ ખાસ ઢંગ ન બનાવ્યો હતો કે આગળ જ ચાલતા હોય.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પ્રથમ વાર જ્યારે મદીના

તશ્યિબહ તશરીફ લાવ્યા તો કુબા નામની વસતિમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ રોકાણ કર્યું હતું. મદીના શરીફના ઘણા જ થોડા લોકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઓળખતા હતા. વણદેખ્યા આશિક હતા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તશરીફ લાવવાની ખબરો આવી રહી હતી. અઠવાડિયાઓ વીતી ગયા હતા કે રોજ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સ્વાગત માટે દૂર સુધી આવતા અને નાકામ પાછા જતા હતા.

જે દિવસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવ્યા તો એક યહૂદી જે પહાડ પર ચઢયો હતો, જોઈને પુકારવા લાગ્યો કે મદીનાવાસીઓ ! તમારો નસીબો આવી લાગ્યો. (સાંભળીને) સૌ દોડયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કુબાની વસતિમાં થોભ્યા. સાથે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) હતા. તેમની દાઢીમાં સફેદ વાળ વધારે હતા, તેથી જે આવતું તે (બુઝુર્ગ તથા) પયગમ્બર માનીને તેમનાથી મુસાફહો-હાથ મેળવી મુલાકાત કરતું. હઝરત અબૂબક્ર (રદિ.)નો અદબ-વિવેક જુઓ કે તેમણે કોઈથી આમ ન કહયું કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુસાફહો-હસ્તધૂનન કરો, બલકે બરાબર સૌથી મુસાફહો કર્યે જતા હતા.

## અદબ-વિવેક કોને કહે છે ?

જો કોઈ કહે કે એ તો બેઅદબી છે (તો પ્રશ્ન આ છે કે અદબ-વિવેકનો મકસદ-હેતુ શું છે ?) અદબનો હેતુ આરામ પહોંચાડવો છે. તો જે વાતથી આરામ-રાહત પહોંચે તે જ અદબ છે. લોકોએ અદબના જે અર્થ ઘડયા છે કે જુતીઓ ઉઠાવી લીધી, હાથ બાંધીને ઊભા થઈ ગયા કે જયાં સુધી ઈજાઝત ન મળશે, બેસીશું નહિ, ભલે એથી બીજાને તકલીફ થાય. આ વાતો (ખરેખર) અદબ નથી !

હવે હું બતાવું કે હઝરત અબૂબક્ર (રદિ.)નું એ કામ કેવી રીતે અદબ છે. વાત આમ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થાક્યા-પાક્યા

(લાંબી અને કઠિન મુસાફરીથી) તશરીફ લાવ્યા હતા. જો સર્વ (સ્વાગત કરનારાઓથી) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મુસાફહો ફરમાવત તથા અલગ–અલગ દરેકનો હાલ પૂછત તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અવશ્ય તકલીફ થાત અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે બા–બરકત ઝાત હતી, જેની રાહત–આરામના માટે હઝરત અબૂબક્ર (રદિ.)એ પોતાને સાપથી કરડાવી લીધા હતા, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આરામમાં (ખલલ થવાના ડરથી) હરકત સુદ્ધાં ન કરી ! તો એવા મહબૂબની આટલી તકલીફ હઝરત અબૂબક્ર (રદિ.) જેવા આશિકને શી રીતે ગવારા થાત કે સઘળા લોકોથી મુસાફહો (તથા ખૈરિયત પૂછવાની) મશક્કત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર નાખી દેત; તેથી લોકો આવતા રહયા અને આપ મુસાફહો કરતા રહયા !

આજે તો આ મુસીબત છે કે જો કોઈ આમ કરવા લાગે તો તેને ગુસ્તાખ, બેઅદબ–અવિવેકી માનવામાં આવે છે. આ તો એ મુસાફહાની જાહેરી હિકમત–ગૂઢાર્થ થયો. (એ ઉપરાંત) તેમાં એક બીજું રાઝ–રહસ્ય એ છે કે મુહબ્બતની ખાસિયત–ગુણધર્મ છે કે આશિક, મહબૂબમાં ફના થઈ જાય–મટી જાય અને જ્યારે તે પ્રમાણે થઈ જાય તો હવે બંને એક જ થઈ ગયા. તેમને એક બીજાના ગેર ન સમજવામાં આવશે. તો અલ્લાહ તઆલાએ (એ બનાવથી) બતાવી આપ્યું કે હઝરત અબૂબક્ર (રદિ.) એવા આશિક છે કે લોકો તેમને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માનીને તેમનાથી મુસાફહા કરે છે અર્થાત્ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા હઝરત અબૂબક્ર (રદિ.) બંને અલગ–અલગ નથી રહયા, બલકે એક જ થઈ ગયા છે. સારાંશ કે લોકો મુલાકાત કરતા રહયા. જ્યારે સૂર્ય ઉપર ચઢવાથી ગરમી વધવા લાગી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તડકો આવ્યો ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.) કપડું તાણીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર સાયો કરવા લાગ્યા ત્યારે લોકોને ખબર થઈ કે આ આકા છે અને આ ખાદિમ છે !



ઉપરની વાત જાણ્યા પછી તે સહાબા (રદિ.)એ ફરી બીજી વાર ઊભા થઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુસાફહ ન કર્યો. જો આજકાલના લોકો હોત તો આમ જ કરત. હર એક કહેત કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું માફી ચાહું છું, મારાથી મોટી ભૂલ થઈ. સહાબા (રદિ.)માં એ તકલ્લુફ ન હતો. હા, સમય આવ્યે જાન દેવા પણ તૈયાર (રહેતા) હતા, પરંતુ બીજા સમયે એ પણ ખબર ન પડતી કે આકા કોણ છે અને ખાદિમ કોણ છે ? અત્રે એક બીજી વાત પણ જણાઈ આવી.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો સાયો ન પડવાની કોઈ રિવાયત મળી નથી

મશહૂર છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો સાયો ન પડતો હતો અને તેનું કારણ એ બયાન કરવામાં આવે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સર મુબારક પર વાદળ સાયો કરતું હતું. આ કિસ્સાથી માલૂમ થયું કે અબરનો સાયો હંમેશા ન રહેતો હતો, પરંતુ અમે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો સાયો ન હોવાનો ઈનકાર પણ નથી કરતા, કદાચ એમ જ હોય. પરંતુ એ વિશે કોઈ હદીષ જોવામાં નથી આવી. 'મવાહિબે લદુન્નિય્યહ' મોટી કિતાબ છે, તેમાં પણ એ બાબતમાં કોઈ હદીષ નથી લખી.

સાર એ કે મજકૂર કિસ્સાના વર્ણનનો હેતુ એ બતાવવાનો હતો કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કોઈ ખાસ શાનો– શવકત ન હતી. જે બુઝુર્ગ હોય છે તેમનો પણ એ જ હાલ હોય છે. હઝરત ઈસા (અલૈ.)નો કિસ્સો જે પહેલા સાંભળી લીધો કે આપ (અલૈ.)એ કેટલી ઈહતિયાત–સાવચેતી રાખી કે ચોરના કસમ ખાવાથી પોતાની આંખોને ગલત માની લીધી અને (જુઓ, શરૂમાં) પઢેલી આયત પર કેવો અમલ કર્યો. જ્યારે આપણો હાલ એ છે કે સહેજ શંકામાં (કોઈને) ચોર કહી દઈએ છીએ.



## સૂરએ યાસીનના અમલથી ચોરનું નામ કાઢવું કેવું છે ?

અમૂક લોકો ચોરનું (નામ) જાણવા માટે એક અમલ લોટો ગુમાવવાનો કરે છે અને તેના પર યાસીન શરીફ પઢે છે. જેના નામ પર લોટો ગુમી જાય તેને યકીની ચોર માને છે અને તેમને એ શંકા સુદ્ધાં નથી થતી કે આ અમલમાં ખોટું નામ નીકળી આવ્યું હશે. કહે છે કે આ કુરઆન શરીફનો અમલ છે, એ ગલત શી રીતે હોઈ શકે ? યાદ રાખો કે અમલથી કોઈનું નામ નીકળવા પર કોઈને ચોર માનવું હરામ છે. શરીઅતનો મસઅલો છે કે, જો પોતે જુએ અથવા બે ભરોસાપાત્ર વ્યક્તિ ગવાહી આપે ત્યારે તો કોઈને ચોર માની શકાય છે, નહિતર ચોર સમજવું હરામ છે અને જેઓ કહે છે કે, કુરઆન શરીફનો અમલ ગલત નથી થઈ શકતો તો એ તેમની ભૂલ છે. જો કોઈ મોટું (વજનદાર) કુરઆન શરીફ કોઈના માથામાં મારે અને તે ઝખ્મી થઈ જાય તો કોઈ કહી શકે છે કે તે જાઈઝ છે ? કારણ કે એ કુરઆન શરીફના (માધ્યમથી) થયું છે !

સારાંશ કે આયતમાં આ બયાનથી ઝબાનનું રક્ષણ પણ આવી ગયું અને હાથનું રક્ષણ પણ આવી ગયું. તે એ રીતે કે જ્યાં સુધી સંપૂર્ણ રીતે કોઈનો ગુનાહ સાબિત ન થાય, તેને સજા દેવી હરામ છે અને જો આયત પર અમલ કરીને સાબિતી વિના સજા દેવાથી બચશો તો ગુનાહથી બચી જશો. એ જ પ્રમાણે આયતમાં પગની હિફાઝત પણ આવી ગઈ કે જ્યાં સુધી કોઈ મજલિસ ગુનાહિત હોવાની ખાતરી હોય, તેમાં શિર્કત હરામ છે. એ જ પ્રમાણે બાકી અવયવોનું રક્ષણ કરવું પણ આયતમાં શામિલ થઈ ગયું. જ્યારે કાન, આંખ અને દિલ આ ત્રણેવની હિફાઝતનો તો સ્પષ્ટ ઉલ્લેખ આયતમાં છે. માટે કાનને ગુનાહિત વાતો તથા અવાજો સાંભળવાથી રોકે, આંખને પરાઈ ઓરતો પર નજર કરવાથી બચાવે અને દિલને બુરા ગુમાન (અકીદા) તથા બુરા વિચારોથી સુરક્ષિત રાખે. દુઆ કરીએ કે અલ્લાહ તબારક વ તઆલા આપણ સૌને આ સઘળી વાતો પર અમલ કરવાની તોફીક અર્પે. આમીન, સુમ્મ આમીન !

પ્રકાશન નં. ૫૭૮
(હઝરત મવલાના અશરફઅલી
થાનવી (રહ.)ની બોધપ્રદ અને
હિકમતપૂર્ણ વચઝ)

# સૂફીનો રસ્તો



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# સૂફીનો રસ્તો

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**યા અય્યુલ્ મુઝ્ઝમ્મિલુ કુમિલ્લય્લ ઈલ્લા કલીલા. નિસ્ફહુ અવિન્કુસ્ મિન્હુ કલીલા, અવ્ ઝિદ્ અલય્હિ વરત્તિલિલ્ કુરઆ-ન તરતીલા.....** (અંત સુધી)

**તરજુમો** : હે કપડાંઓમાં લપેટનાર ! રાતના ઊભા રહયા કરો (ઈબાદત કાજે), પરંતુ થોડી રાત અર્થાત્ અડધી રાત યા એનાથી કંઈક કમ કરી દો અથવા એથી કંઈક વધારી દો અને કુરઆન શરીફને ખૂબ સાફ-સાફ પઢો. અમે તમારા પર એક ભારે કલામ ઉતારવાના છે. બેશક, રાતના ઊઠવામાં દિલ અને ઝબાનનો ખૂબ મેળ થાય છે અને વાત ખૂબ ઠીક નીકળે છે. બેશક, તમને દિવસે ખૂબ કામ રહે છે અને પોતાના રબનું નામ લેતા રહો અને સૌથી અલગ થઈને તેની જ તરફ મુતવજ્જિહ (ધ્યાનસ્થ) રહો. તે મશ્રિક અને મગ્રિબ-પૂર્વ અને પશ્ચિમનો માલિક છે, તેના સિવાય કોઈ બંદગીના લાયક નથી, તો તેને જ પોતાના કામ સોંપ્યા કરો અને એ લોકો જે જે વાતો કરે છે, તેના પર

સબ્ર કરો તથા ખૂબસૂરતીની સાથે તેમનાથી જુદા થઈ જાવ અને મને અને એ જુઠાડનારા નાઝો–નેઅમતમાં રહેનારાઓને છોડી દો અને એ લોકોને થોડા દિવસ ઓર મુહલત (ઢીલ) આપી દો.

## આ આયતોથી નીચેની બાબતો સંકલિત છે

(૧) વઅઝથી પ્રથમ એ બતાવી દેવું આવશ્યક છે કે અવામ–સામાન્યજનો આમ ન સમજે કે સૂફીઓના રસ્તામાં અમારો શું લાભ હશે ? અમે તો દુનિયાદાર છીએ અને એ રસ્તો તો દુનિયા છોડનારાઓનો છે. તો પ્રથમ તો આમ માનવું જ ખોટું છે કે દુનિયાદારો માટે ઓર હુકમ છે અને દીનદારો માટે ઓર, કારણ કે મુસલમાન હોવામાં તો સૌ બરાબર છે અને શરીઅતના આદેશો સૌને સરખી રીતે લાગુ પડે છે, બલકે વાસ્તવમાં મુસલમાન દુનિયાદાર હોતો જ નથી, કારણ કે દુનિયાદારી હકીકતમાં એ છે કે હલાલ–હરામની કંઈ તમીઝ ન રહે, જે રીતે પણ આવે માલ સમેટવાને જ મકસદ બનાવે અને દીન–દુનિયાના ટકરાવ વખતે દુનિયાને જ અગ્રિમતા કે સરસાઈ આપીને ખ્યાલ કરવામાં આવે કે શરીઅતના હુકમ એટલા અઘરા છે કે તે પર ચાલીએ તો જિંદગી મુશ્કેલ બની જાય તો જાહેર છે કે ઈમાન સાથે એવા વિચારોનો મેળ ક્યાં ? એ વિચારો પછી મુસલમાન જ ક્યાં રહેશે ? કારણ કે તે તો અલ્લાહ તઆલાને જૂઠા પાડે છે. ઈર્શાદ છે : અલ્લાહ તઆલા તમારા પર આસાની કરવા ચાહે છે, દુશ્વારી કરવા નથી ચાહતા અને અલ્લાહ તઆલા કોઈને શક્તિથી બહાર હુકમ નથી કરતા !

જ્યારે ઉપરોક્ત માણસ આમ સમજે છે કે અલ્લાહ તઆલાએ અમને મુશ્કેલીમાં મૂકી દીધા છે. આ ખ્યાલ જાહેર છે કે અલ્લાહ તઆલાને જુઠાડવું છે. જો આ ઉઝર કરવામાં આવે કે અમે અલ્લાહ તઆલાને નથી જુઠાડતા, પરંતુ દૈનિક બનાવો જ કહી રહ્યા છે કે શરીઅતના આદેશો પર ચાલવું ખૂબ જ કઠિન છે. તો એમાં અમારો શો વાંક છે ? આ શંકાનો જવાબ આ છે કે મુશ્કેલી બે જાતની હોય છે :

એક તો એ કે ખુદ હુકમમાં જ સખ્તી હોય. એવા હુકમ આગલી ઉમ્મતોમાં તો કંઈક હતા, પરંતુ આ ઉમ્મતમાં એવા હુકમ નથી રાખવામાં આવ્યા.

## શરીઅતમાં કોઈ દુશ્વારી નથી, દુશ્વારી આપણા કારણે છે

અને બીજી એ કે ખુદ હુકમમાં તો કોઈ દુશ્વારી નથી, પરંતુ આપણે પોતાનો હાલ એવો બનાવ્યો છે કે આસાન હુકમ પણ મુશ્કેલ લાગે. સૌએ મળીને શરીઅતની વિરુદ્ધ આદતો અપનાવી લીધી છે કે તે એક રસ્મ–રિવાજ બની ગઈ. જ્યારે એ રિવાજને છોડીને કોઈ (એકલ–દોકલ વ્યક્તિ) શરીઅતના હુકમ પર ચાલવા ચાહશે તો અવશ્ય સરળ આદેશમાં પણ સખ્તી મહસૂસ થશે. તેની એવી મિસાલ છે કે, કોઈ હકીમ કોઈ બીમારને સસ્તો–સહેલો નુસખો લખી આપે, પરંતુ તે બીમાર એવા ગામમાં રહે છે જ્યાંના લોકો આવી જરૂરી વસ્તુઓની રુચિ–શોખ નથી રાખતા અને તેથી આવી ઉપયોગી અને સસ્તી વસ્તુઓ ત્યાં નથી મળતી અને બીમાર ઈલાજથી મહરૂમ રહે તો એ સૂરતમાં કોઈ સમજદાર નુસખાને દુશ્વાર ન કહેશે.

આ જ હાલ આપણો છે કે સૌએ મળીને પોતાનો હાલ એવો બગાડી નાખ્યો છે કે હવે શરીઅતના હુકમો પર ચાલવામાં મુશ્કેલી પેદા થઈ ગઈ છે. જુઓ, ઘણા લોકો બહાનું કાઢે છે કે પગાર થોડો છે, જો રુશ્વત ન લઈએ તો કામ શી રીતે ચાલે ? જો એ લોકો પોતાનો ખર્ચ આયોજનથી રાખે તો પગાર (કે આવક) કેમ કિફાયત ન કરે ? એ જ રીતે આંબા પર કેરીઓ આવતા પહેલાં જ તેનું વેચાણ કરવામાં આવે છે. જો એકલો માણસ એનાથી બચવા ચાહે તો અવશ્ય કંઈક મુશ્કેલી પેશ આવે છે, પરંતુ સૌ એકમત થઈને નિર્ણય કરે કે આ રીતે ન વેચીશું તો શું દુશ્વારી છે ? મૂળ મુશ્કેલી તો ત્યારે કહેવાય કે સૌ મળીને દૂર કરવા ચાહે તો પણ દૂર ન થાય. તો બુરી રસ્મ અપનાવવાથી જે દુશ્વારી પેદા થાય તે

અસલ દુશ્વારી નથી, એ (કૌમે) પોતે ઊભી કરી છે. તઅજ્જુબ છે કે પોતાની ઊભી કરેલ તંગીને શરીઅત પર ઢોળી દેવાય છે.

સારાંશ કે મુસ્લિમોને કોઈ હાલમાં પણ દીનના મુકાબલામાં દુનિયાને ઉપરવટ આપવી જાઈઝ નથી, તો આ હિસાબે મુસલમાન દુનિયાદાર થઈ જ નથી શકતો. ફક્ત કાફિર જ દુનિયાદાર છે, જે દીનના મુકાબલામાં દુનિયા અપનાવે છે.

(૨) અમુક લોકો કહી દે છે કે અમે તો દુનિયાનાં કૂતરાં છીએ, અમારાથી દીનનાં કામ ક્યાં થઈ શકે છે? નવાઈની વાત છે કે પોતાને મોઢે પોતાના માટે આવી બેઈઝઝતીનો ઈકરાર, જાણે તેમને અલ્લાહ તઆલાએ પોતાના દીન માટે પેદા જ નથી કર્યા. ફરી ગજબ એ કે પોતાના માટે તો આવા બેહૂદા લકબ–વિશેષણ ઘડયા, સાથે દીનદારો માટે પણ મસ્જિદના મેંઢાના વિશેષણ ઘડી કાઢયા.

જ્યારે કે આપણે પોતાના માલિક નથી કે પોતાનો મરજી મુજબનો ઉપયોગ કરી લઈએ, અસલી માલિક તો આપણા સૌના અલ્લાહ તઆલા છે, તો સરકારી વસ્તુને તેમની હુકમ વિરુદ્ધ વાપરવી જાઈઝ નથી. અલ્લાહવાળા કદી પોતાના નફસની કદર સરકારી વસ્તુ સમજીને કરે છે. હાથ, પગ, દિમાગ વગેરે સરકારી મશીનરીને જો બેઈહતિયાતીથી બગાડીશું તો ખુદ ગઝબે ઈલાહી તથા અઝાબના હકદાર ઠરીશું. એ જ રીતે જો દિલ, દિમાગ વગેરેની હિફાઝત તથા ખિદમત આકાની અમાનત સમજીને કરીશું તો આપણને તેનો સવાબ પણ મળશે. એ જ અર્થ છે આ હદીસ શરીફનો કે, **'ઈન્નમલ્ અઅ્માલુ બિન્નિય્યાત'** એટલે 'પ્રત્યેક કામમાં નિય્યતનો એ'તેબાર છે.'

સારાંશ કે આ અવયવોને કેમ કે આપણા પ્યારા (અલ્લાહ તઆલા)થી તઅલ્લુક છે, તેથી તે પણ પ્યારા છે. કોઈએ કહ્યું છે : મને મારી આંખોની એટલા માટે કદર છે કે તેમનાથી પોતાના મહબૂબનું રૂપ–જમાલ અને સૌંદર્ય માણવાની તક મળી. હઝરત જુનૈદ બગદાદી (રહ.)ને કોઈએ કહ્યું કે આપ જ્યારે અલ્લાહ તઆલા સુધી પહોંચી

ગયા તો હવે તસ્બીહ શા માટે રાખો છો ? આપ (રહ.)એ શું ઉમદા જવાબ આપ્યો કે, 'મિયાં ! જેની બ–દોલત એ દોલત મળી તો શું તેને જ હવે છોડી દઈએ ? કદાપિ નહીં !' હદીસ શરીફમાં છે : 'જે માણસ અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદના માટે ઘોડો પાળે છે તો તે ઘોડાની લીંડ–પેશાબ ઉપર પણ તેને સવાબ મળે છે.' આ બરકત એ કારણે છે કે તેણે અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે ઘોડો પાળ્યો હતો.

## દુઆની શરૂઆતમાં અને છેવટમાં દુરૂદ શરીફ પઢવાની હિકમત

(૩) એ જ છે કે દુરૂદ શરીફને તો અલ્લાહ તઆલા અવશ્ય જ કબૂલ ફરમાવશે અને એ તેમના ફઝલો–કરમથી ઘણું દૂર છે કે, શરૂ તેમ છેવટને તો કબૂલ ફરમાવી લે અને વચ્ચેની વસ્તુને રદ કરી દે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના ખાસ મકબૂલ તથા મહબૂબ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અલ્લાહ તબારક વ તઆલા કોઈની દરખાસ્ત વિના પણ રહમત મોકલે છે. હવે જ્યારે કોઈએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમતની અરજ કરી તો તેનાથી તે માણસની ખૈર–ખ્વાહી જાહેર થઈ, જેનાથી તે પણ મકબૂલ થઈ ગયો. જેમ કે માણસ ઈદના દિવસે ફરઝંદને ઈનામ આપે જ છે, પરંતુ જો કોઈ તેની સિફારિશ પણ કરી દે તો તે સિફારિશ–ભલામણ કરનાર ઉપર પણ મહેરબાન થઈ જશે કે એને મારા ફરઝંદથી મુહબ્બત છે.

## જમાઅતની હિકમત

અને એ જ હિકમત છે જમાઅતની નમાઝમાં કે તેમાં નેક બંદા પણ હોય છે અને તેમની નમાઝની કબૂલ થવાની ઉમ્મીદ છે અને બુરાઓની નમાઝ નેકોની સાથે હોવાથી તે પણ કબૂલ થઈ જશે. એ જ રીતે જો કોઈ માણસ દુનિયાનાં કામોમાં સારી નિય્યત રાખશે તો તેને અવશ્ય



સવાબ મળશે. એક બુઝુર્ગ મુરીદને ઘરે ગયા. ઘરમાં રોશનદાન જોતાં પૂછયું કે, 'આ કેમ રાખ્યું છે ?' મુરીદે કહ્યું કે, રોશનીના માટે.' બુઝુર્ગે ફરમાવ્યું કે, 'રોશની તો નિય્યત વિના પણ આવત. જો એને રાખવામાં આ નિય્યત કરત કે અઝાનનો અવાજ આવ્યા કરશે તો તેનો અજ્ર પણ મળ્યા કરત.' મતલબ કે નિય્યત નેક રાખવાથી દુનિયાનાં કામોમાં પણ અજ્ર મળે છે. આ અર્થમાં કોઈ મુસલમાન દુનિયાદાર નથી, સૌ જ દીનદાર છે. તો જાહેર થઈ ગયું કે અમલનો રસ્તો પણ સૌ મુસ્લિમોનો એક જ છે. એ વાત અલગ છે કે ઉઝર (લાચારી)ના કારણે કોઈના માટે કંઈક આસાની કરી દેવામાં આવે, તેના માટે અમલનો તરીકો અલગ અલગ રાખવાની જરૂર નથી, તે તો એક જ રહેશે. અલબત્ત, ઉઝરવાળો તેમાંથી બાકાત રહેશે.

હવે તે તર્ઝે અમલ તથા સૂફી રસ્તો બતાવવામાં આવે છે, જેનો શરૂ બયાનમાં ઉલ્લેખ થયો. તેની તમામ જરૂરી વાતો આ આયતો (જેમનો તરજુમો બયાનની શરૂઆતમાં છે) ભેગી છે. અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે : 'હે ચાદર ઓઢનાર ! હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ રીતે સંબોધન–ખિતાબ કરવાનું કારણ આ હતું કે ત્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તો (દિલથી) ચાહતા હતા કે એ કમબખ્તો ઈમાન લઈ આવે, જેથી (સદાના) દોઝખના અઝાબથી બચી જાય; પરંતુ તે કમબખ્તોએ તો ઉપરથી જુઠાડવા, ઠઠ્ઠો કરવા અને સામનો કરવા કમર કસી હતી. તેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રંજોગમ તથા ચિંતામાં ચાદર ઓઢીને બેસી ગયા હતા, તેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તસલ્લી માટે 'હે ચાદર ઓઢનાર !' થી સંબોધન કર્યું. જેમ કોઈ માણસ પોતાના મહબૂબની ખાતર લોકોના લાનતાન, બુરું–ભલું સાંભળીને પરેશાન થઈ રહ્યો હોય ત્યારે તેનો મહબૂબ તેને 'ઓ પરેશાન થનાર !'થી સંબોધન કરે તો તેને કેટલી તસલ્લી થશે અને કેટલી લઝઝત મળશે કે મહબૂબની મારા હાલ પર નજર છે. એમ જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને 'ઓ ચાદર ઓઢનાર !' કહી તસલ્લી અપાઈ



છે ! ત્યાર પછી અમુક ઈબાદતોનો તથા કાફિરોનું બુરું– ભલું કહેવા પર સબ્ર– ધીરજનો ઈર્શાદ છે. જેમ કોઈ પ્રિયની ખાતર લાનતાન વેઠતાં વેઠતાં પરેશાન થઈ જાય અને તેનો પ્રિય આમ કહીને તસલ્લી આપે કે મિયાં ! તમે અમને જુઓ, અમારાથી વાતો કરો, દુશ્મનોને બકવા દો. અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તો આવું આશ્વાસન વહી મારફત આપ્યું, પરંતુ જે ઉમ્મતમાં બુઝુર્ગ છે તેમને ઈલ્હામ વગેરે મારફત આશ્વાસન આપવામાં આવે છે !

## કામિલ હસ્તીઓને પણ મુસીબત વેળા તકલીફ થાય છે

(૪) આથી જણાયું કે માણસ કેટલોય બુઝુર્ગ કેમ ન થઈ જાય, છતાં પણ માનવી હોવાની અસરો તેમાં બાકી રહે છે. સુખમાં ખુશી તથા દુ:ખમાં ગમ તેને પણ થાય છે. અલબત્ત, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ગમ કાફિરો પર મહેરબાની અને લાગણીના કારણે હતો કે ઈમાન ન લાવવાથી દોઝખમાં બળશે, પરંતુ એ તો પ્રૂફ થયું કે કામિલોને પણ રંજગમ થાય છે અને થવો જ જોઈએ. નહિતર, સબ્ર શી રીતે થશે ? કારણ કે સબ્ર તો નામ છે તકલીફને બરદાશ્ત કરવાનું. જો તકલીફ જ ન થાય તો ઝબ્ત શું કરવાનું ? હા, જ્યારે હાલનો ગલબો હોય છે ત્યારે તકલીફનો ઈહસાસ–અનુભૂતિ નથી થતી, પરંતુ હાલનો ગલબો પોતે કોઈ કમાલ–ખૂબીની વાત નથી.

## મુસીબત વેળા રંજ ન થવો કમાલ નથી, તેનો એક કિસ્સો

એક બુઝુર્ગ બેટાની વફાતની ખબર સાંભળીને જોરથી હસ્યા. જ્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના બેટા ઈબ્રાહીમની વફાત પર રડયા અને ફરમાવ્યું : ‘હે ઈબ્રાહીમ ! અમે તમારી જુદાઈથી

ગમગીન છીએ.' હવે જાહેરને જોનાર માણસ સામે આ બન્ને કિસ્સા નામ વિના વર્ણવાય તો એ માણસ જે બુઝુર્ગ દીકરાની વફાત પર ખિલખિલાઈને હસ્યા હતા તેમને વધારે કામિલ સમજશે. જ્યારે કે આ વાત સર્વમાન્ય છે કે વલી કોઈ હાલમાં નબીથી નથી વધી શકતા, બલકે વલીને જે કમાલ પ્રાપ્ત થાય છે તે નબી(ના માધ્યમ)થી પ્રાપ્ત થાય છે. તો અસલમાં આ બન્ને કિસ્સાઓની હકીકત એ છે કે તે બુઝુર્ગની નજર ફક્ત અલ્લાહ તઆલાના હકો પર હતી. અવલાદના હકોની જરૂરત દિલથી ઓઝલ હતી, તેથી અવલાદના હકોની અસર (અર્થાત્ રંજ જે લાગણીના કારણે પેદા થાય છે) જાહેર ન થઈ. જ્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નજર બંને હકો પર હતી. અલ્લાહ તઆલાના હકોની રિઆયતથી તો સબ્ર કરી અને અવલાદના હકોના કારણે લાગણી દર્શાવી, જેથી આંસુ નીકળ્યા. આમ, બેસબ્રી તથા બેરહમી બંનેથી (પાલવ) બચાવ્યો. હદીસ શરીફમાં છે : 'અલ્લાહ તઆલા પોતાના તે બંદાઓ પર રહમ કરે છે, જે બીજાઓ પર મહેરબાન હોય છે.'

(૫) એ જ રીતે ભૂલથી બીજી પણ અમુક વાતોને ખૂબી માનવામાં આવે છે, જ્યારે કે તેમાં છૂપી કોઈ ખરાબી હોય છે. જેમ કે હદથી વધારે તવાઝુઅ–નમ્રતા કે અમુકવાર તેથી નાશુક્રી થઈ જાય છે. એમ જ અમુક લોકો કહી દે છે કે અમે ઝિક્રો–શુગ્લ કર્યા, પણ કંઈ લાભ ન થયો અને આમ કહેવાને નમ્રતા માને છે. જ્યારે કે તેમાં તો અલ્લાહ તઆલાની નેઅમતની નાકદ્રી છે કે તેમણે પોતાનું નામ લેવાની તેને તૌફીક આપી. એ ઉપરાંત એક ખરાબી એ પણ છે કે તેઓ પોતાના ઝિક્રો–શુગ્લને એ લાયક સમજે છે કે કબૂલ થાય અને ઈનામમાં તેમને મોટો દરજ્જો મળે. આ તકબ્બુર– ઘમંડ છે અને નફસનો ફરેબ છે. તેઓ જાણતા નથી કે અલ્લાહ તઆલાનું નામ લેવાની તૌફીક જ મોટી નેઅમત છે. જે લોકો ઝિક્રો–શુગ્લથી કેફિયતો ઢૂંઢે છે કે ખૂબ જોશ પેદા થાય અથવા મજા મળે અથવા કંઈક દેખાવા લાગે વગેરે તેઓ મોટી ભૂલમાં છે, કારણ કે ઝિક્રો–શુગ્લથી એ ફાયદાઓ અસલ મકસૂદ

નથી, બલકે મૂળ હેતુ તો અલ્લાહ તઆલાની ખુશ્નૂદી, દીદાર તથા જન્નત છે. ઈબાદતમાં મૂળ હેતુઓને છોડી બીજા લાભોની તલબ એક પ્રકારની મજૂરી છે, જે ઈખ્લાસ તથા મુહબ્બતથી તદ્દન વિપરીત–વિરુધ્ધ છે.

(૬) હકીમ તિરમિઝી નામે એક બુઝુર્ગ પર યુવાનીમાં એક ઓરત આશિક થઈ ગઈ હતી અને તલાશમાં રહેતી હતી. એક દિવસ તક મળી અને તેમને એક એવા બાગમાં જે ચારે તરફ દીવાલોથી ઘેરાયેલો હતો, ત્યાં પહોંચીને પોતાની મુરાદ જાહેર કરી. તેઓ સાંભળીને ગભરાયા અને ગુનાહથી બચવા નાસીને દીવાલથી નીચે કૂદી પડયા. આ કિસ્સાને ઘણાં વરસો વીત્યા પછી વૃદ્ધાવસ્થામાં દિલમાં આ વસવસો થયો કે જો હું ઓરતની મુરાદ પૂરી કરી દેત અને પછી તવબા કરી લેત તો એ ગુનાહ પણ માફ થઈ જાત અને તે ઓરતનું દિલ પણ ન તૂટત. આ વસવસો આવતાં ખૂબ પરેશાન થયા અને રડયા કે, અફસોસ ! યુવાનીમાં તો હું એ ગુનાહથી કોશિશ કરીને બચ્યો અને ઘડપણમાં આ હાલ ? એમ લાગે છે કે મેં ઈબાદતમાં જે કંઈ મશક્કત ઉઠાવી તે અકારત–બેકાર ગઈ. જયારે રંજ ખૂબ વધી ગયો તો આપે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખ્વાબમાં જોયા કે, રસૂલુલ્લાહ (સલ.) ફરમાવે છે : હે હકીમ ! શા માટે ગમ કરો છો ? તમારો દરજ્જો (અલ્લાહ તઆલાને ત્યાં) તે જ છે, તમારી મહેનત અકારત નથી ગઈ અને આ વસવસાનું કારણ એ કે આ જમાનો મારા જમાનાથી દૂર થઈ ગયો અને એ ગુનાહથી બચવાનું કારણ આ હતું કે તે યુગ મારા યુગથી નજીક હતો અને નબીથી જે જમાનો નજીક છે તેમાં બરકત હોય છે. એક બુઝુર્ગને તેથી જ વાસી રોટી પસંદ હતી કે તે નબવી યુગથી તાજી રોટીના પ્રમાણમાં નજીક છે. સુબ્હાનલ્લાહ ! ત્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમો પર ચાલવામાં કેવી બરકત હશે ?



## એક હકીમ સાહેબનો હદીસ શરીફ પ્રમાણે ઈલાજ કરવો

એક આલિમ જે હકીમ પણ હતા, મને પોતાનો કિસ્સો વર્ણવતા હતા કે મને બુખાર (તાવ) આવવા લાગ્યો. મેં ઘણો ઈલાજ કર્યો, પરંતુ કંઈ ફાયદો ન થયો. અંતે મેં એ હદીસ પ્રમાણે ઈલાજ કરવાનો વિચાર કર્યો, જેમાં તાવના માટે ગુસલ કરવા ફરમાવ્યું છે, તો મેં નહેરમાં ગુસલ કર્યું. આ ઈલાજથી મને આરામ થઈ ગયો. ત્યાર પછી મને બીજી બીમારીઓ તો થઈ, પરંતુ તાવ ક્યારેય નથી આવ્યો !

(૭) સાર એ કે અલ્લાહ તઆલાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને 'હે ચાદર ઓઢનાર !' ફરમાવીને પછી અમુક આદેશ આપ્યા છે. તેનો સાર એ છે કે તઅલ્લુક–સંબંધ બે પ્રકારના છે : એક ખાલિક–સર્જનહાર સાથે અને બીજો મખ્લૂક– સૃષ્ટિ સાથેનો. પ્રથમ સંબંધ ખાલિક સાથે છે તેના માટે ઈબાદતનો હુકમ આપ્યો અને તેના માટે રાતનો સમય નક્કી કર્યો, જે ન ભૂખની તકલીફનો સમય છે, ન પેટના બોજલ હોવાનો કે તબિયત સુસ્ત હોય અને ઈબાદતમાં દિલ ન લાગે, બલકે એવો સમય નક્કી કર્યો જે બન્ને તકલીફોથી ખાલી હોય, તબિયત હલકી–ફુલ્કી હોય છે અને તેમાં ફરિશ્તાઓથી મુશાબહત– મળતાપણું પણ છે કે તેમનો એ જ હાલ છે કે ન ભૂખ લાગે, ન ખાવાથી બોજલ થાય અને તે સમયમાં યકસૂઈ–એકાગ્રતા પણ હોય છે.

આવો મુનાસિબ સમય નક્કી કરવા સાથે એ વાતનો પણ ખ્યાલ રાખ્યો કે આપ પર સખ્તી–દુશ્વારી પણ ન હોય. જેમ કે સંપૂર્ણ રાત ઈબાદતનો હુકમ ન દીધો, બલકે અમુક ભાગ આરામ માટે પણ રાખ્યો. હવે દરેકની હાલત કેમ કે એકસરખી નથી હોતી, તેથી સમયની મર્યાદા નથી બાંધી, બલકે અડધી રાત અથવા રાતના બે કે એક ભાગ એમાંથી જે અનુકૂળ હોય, તે પર અમલ કરવાનો ઈખ્તિયાર દીધો કે જો રાત્રિના વધારે ભાગમાં ઈબાદત ન થઈ શકે તો થોડા ભાગમાં જ સહી. સારાંશ કે મધ્યમ રીતે



ઈબાદતનો આદેશ આપ્યો, જેથી તેના પર પાબંદી થઈ શકે, કારણ કે જે કામમાં ઝિયાદતી–અતિરેક થાય છે તેનો (સદા) નિભાવ નથી થતો અને રાતમાં જે ઈબાદત કરવાનો હુકમ આપ્યો છે એથી મુરાદ તહજ્જુદ(ની નમાઝ) છે. પ્રથમ એ ફર્ઝ હતી, પછી ફર્ઝ (તરીકે) નહિ, પરંતુ સુન્નતે મુઅક્કદહના (તોર પર) બાકી રહી.

## તહજ્જુદથી મહરૂમ–વંચિત રહેનારાઓની ગલતીઓ

તહજ્જુદથી મહરૂમ રહેનારાઓથી મહદ્અંશે ભૂલો થાય છે. અમુક લોકો આ ખ્યાલ રાખે છે કે તહજ્જુદ ફક્ત રાતના પાછલા ભાગમાં જ પઢાય છે અને ત્યારે ઊઠવું મુશ્કેલ હોવાથી તેને છોડી દે છે. યાદ રાખો કે જો આખર રાતમાં ન ઊઠી શકાય તો અવ્વલ રાતમાં પણ વિત્રથી પહેલાં તહજ્જુદ પઢી શકાય છે. અમુક એમ સમજે છે કે તહજ્જુદ પછી સૂવાથી તહજ્જુદ જતી રહે છે. એવા લોકો એટલા માટે નથી ઊઠતા કે તહજ્જુદ પછી જાગવું પડશે. એ પણ ગલત છે. તહજ્જુદ પછી સૂવું પણ જાઈઝ છે. સારાંશ કે અલ્લાહ તઆલાના રસ્તા પર ચાલનારા (સાલિક) માટે તહજ્જુદ પઢવી જરૂરી છે. જો ક્યારેક કઝા થઈ જાય તો વધારે ગમમાં ન પડે, દિવસે તેની કઝા કરી લે.

(૮) અમુક અનુભવી બુઝુર્ગોનું કથન છે કે ઝાકિર–શાગિલે ખૂબ ઘી–દૂધ ખાવાં જોઈએ, નહિતર કમઝોર થઈ જશે અને ક્યારેક નકામો થઈ જશે. નફસને ખવડાવો–પિવડાવો અને તેનાથી કામ લો. અલબત્ત, યાદ રહે કે ખાવા–પીવામાં એવો અતિરેક પણ ન થાય કે તબિયત બીમાર કે સુસ્ત થઈ જાય, જેનાથી ઓર ખરાબીમાં પડી જાય. તેથી જ કુરઆન શરીફમાં છે : ખાઓ–પીઓ અને હદથી ન ગુઝરો.'

(૯) આ તો વર્ણન હતું રાત્રિ ઈબાદતનું. હવે સાલિકો–અલ્લાહ તઆલાના માર્ગ ચાલનારાઓ માટે બીજો તરીકો બયાન છે : **'વરત્તિલિલ્ કુરઆ–ન તરતીલા'** અર્થાત્ : કુરઆને મજીદને સાફ–સાફ

પઢો. ફરી ઈર્શાદ છે : બેશક, રાતના ઊઠવામાં દિલ તથા ઝબાનનો ખૂબ મેળ થાય છે અને વાત ખૂબ નીકળે છે. તેમાં રાતના સમયે ઈબાદત કરવાની મસ્લિહત–ફાયદો વર્ણવાયો છે કે તહજ્જુદ વેળા કેમ કે શોર–બકોર નથી હોતો અને ત્યારે કામકાજ– કમાવાનો પણ સમય નથી હોતો, તેથી દિલ એક તરફ મુતવજ્જિહ હોય છે, તેથી ત્યારે ઝબાનથી જે કાંઈ પઢાય છે તેની દિલ પર ઘણી અસર થાય છે.

આગળ ઈબાદત તથા કુરઆને પાકની તિલાવત માટે રાત્રિનો સમય મુકર્રર કરવાની એક ઓર મસ્લિહત વર્ણવાઈ છે : બેશક, આપને (હુઝૂર સલ.ને) દિવસે ઘણાં કામ રહે છે, તેથી અલ્લાહ તઆલાની તરફ સંપૂર્ણ તવજ્જુહ–ધ્યાન નથી થઈ શકતું અને રાત્રે ફુરસદ હોય છે, તેથી દિવસના બદલે રાતનો સમય મુકર્રર કર્યો, દિવસમાં મખ્લૂકની હિદાયત –માર્ગદર્શન, દીન ફેલાવવાની મહેનત વગેરે જે કામો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કરતા હતા, તે પણ દીનનાં જ કામ છે, પરંતુ તેમાં મખ્લૂકથી પણ એક પ્રકારનો સંબંધ હોવાથી ખાસ તે પ્રકારનું ધ્યાન અલ્લાહ તઆલા તરફ નથી રહી શકતું, જેવું ખાસ એકાંતમાં રહે છે. આથી જણાયું કે મખ્લૂક તરફ મશ્ગૂલી (અલ્લાહ તઆલાની રઝા માટે) કમાલની વિરુદ્ધ નથી. તો કામિલ ઉપર પણ હંમેશા એક જ હાલ નથી રહેતો.

અત્રે આ વાત વિચારવા લાયક છે કે જે ઈબાદતોથી બીજાઓને નફો પહોંચે છે તે, તે ઈબાદતોથી શ્રેષ્ઠ છે જેમાં ફક્ત પોતાને જ નફો પહોંચે છે. તેથી કામિલ–પરિપૂર્ણ વ્યક્તિ બીજાને નફો પહોંચાડવાની વધારે કોશિશ કરે છે. તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દિવસે મખ્લૂકની હિદાયતમાં લાગેલા રહેતા હતા, પરંતુ તેની સાથે જ આપને રાતમાં તહજ્જુદ તથા તિલાવતનો પણ હુકમ થયો. આથી આ વાત સાબિત થઈ કે કામિલે પોતાના માટે પણ અવશ્ય કોઈ ને કોઈ નેકી કરવી જ જોઈએ. કામિલ થયા પછી પણ ઝિક્રથી ગફલત ન કરવી જોઈએ. જો ગફલત કરશે તો ન ખુદ તેનો તે હાલ રહેશે, જે


મહેનત–મશક્કતથી પ્રાપ્ત કર્યો છે અને ન બીજાઓને તેનાથી પૂરો લાભ પહોચશે, કારણ કે પોતે કર્યા વિના બીજાઓને શિખવાડવામાં બરકત નથી થતી.

અલબત્ત, આ ગલતી છે કે કામિલ દરેકથી સંબંધ છોડીને હંમેશાના માટે તન્હાઈ–એકાંત અપનાવી લે, બલકે જોઈએ કે બીજાઓની ઈસ્લાહ–સુધારણા કરે, પરંતુ પોતે પોતાને એના લાયક ન સમજવા લાગે. અલબત્ત, પીર જ્યારે ઈજાઝત આપે તો પીરના હુકમથી ઈસ્લાહનું કામ પણ શરૂ કરી દે, પરંતુ પ્રથમથી જ આ નિય્યત કરવી કે જ્યારે અમારો હાલ દુરુસ્ત થઈ જશે તો બીજાઓની ઈસ્લાહ કરીશું અને એ નિય્યતથી ઝિક્રો–શુગ્લ કરવો ખૂબ જ નુકસાનકારક છે અને એ નિય્યતની સાથે મકસૂદ (ઈસ્લાહ તથા રઝાએ ઈલાહી)ની પ્રાપ્તિ ખૂબ જ મુશ્કેલ છે.

(૧૦) બીજો તઅલ્લુક મખ્લૂકની સાથે છે, તે પણ બે પ્રકારના છે. એક તો પોતાના દોસ્તો અને મુવાફિકો–હમદર્દો સાથે અને બીજો દુશ્મનો–વિરોધીઓ સાથે. દોસ્તો–સ્નેહીઓ સાથે મુહબ્બત હોય છે, તેથી તેમના હકો તો મુહબ્બતના તકાઝાથી ખુદ અદા થઈ જાય છે, માટે તેમને બયાન કરવાની એવી ખાસ આવશ્યક્તા ન હતી. અલબત્ત, મુખાલિફો તથા દુશ્મનોની સાથે મામલો કરવામાં વધઘટ થઈ જવાનો ખતરો હતો, તેથી તેનું બયાન પૂરી રીતે કરવામાં આવ્યું કે, એ લોકો જે જે વાતો કરે છે, તેમના પર સબ્ર–ધીરજ ધરો અને ખૂબસૂરતી સાથે તેમનાથી અલગ થઈ જાવ. ક્યાંક એવું ન થાય કે સખતીથી તેમની દુશ્મની ઓર ભડકે અને તમને વધારે તકલીફ પહોંચાડે.

ફરી જ્યારે સબ્રનો આદેશ આપ્યો તો તેને આસાન બનાવવા માટે આપની તસલ્લી માટે ફરમાવે છે કે, 'દુશ્મનોના મામલાને અમારા પર છોડી દો. અમે તેમનાથી સંપૂર્ણ બદલો લઈશું.' અર્થાત્ એ અલ્લાહ તઆલાની આદત છે કે તે પોતાના તાબેદાર દોસ્તોનો દુશ્મનોથી પૂરો બદલો લે છે. માટે મુનાસિબ એ જ છે કે સબ્ર કરવામાં



આવે, કારણ કે પોતાની પાસે જ્યારે જબરદસ્ત બદલો લેનાર મવજૂદ છે તો પોતે શા માટે ચિંતા કરે ? જેમ કે એ જ અલ્લાહ તઆલાની આદતના કારણથી ખુદા તઆલાના નેક બંદાઓના દુશ્મનોને આખિરત તથા દુનિયા બન્નેમાં રુસ્વાઈ મળે છે !

(૧૧) સૂફીઓ–અલ્લાહ તઆલાના રસ્તાના સાલિકોએ કંબલ તથા જાડા કપડાં એટલા માટે અપનાવ્યા હતા કે જલદી ફાટે નહિ, જલદી મેલા ન થાય અને વારંવાર ધોવા ન પડે અને અમુક અલ્લાહવાળાઓએ આ લાગણીથી નિશાનીના તોર પર અપનાવ્યા કે અમુક લોકો અજાણતાથી તેમને સતાવતા હતા અને સતાવવાના કારણથી વબાલ–મુસીબતમાં સપડાતા હતા. તેથી તેમણે નિશાની મુકર્રર કરી, જેથી લોકો તેમને ઓળખી લે અને અજાણતામાં (અલ્લાહવાળાઓને) સતાવવાના વબાલથી બચી રહે ! તો આ બધી હિકમતો–મસ્લિહતો હતી. આ પ્રકારનાં કપડાં અત્યારે તો ફક્ત દેખાડા માટે પહેરવામાં આવે છે. માટે હવે એ પોશાકને છોડી દેવો અનિવાર્ય છે.

નંબર (૮)માં જે કહ્યું કે કામિલ ઉપર પણ હંમેશા એક હાલ નથી રહેતો. તે સિલસિલામાં હદીસ શરીફમાં છે : હઝરત હન્ઝલા (રદિ.)એ રસ્તામાં હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)ને કહ્યું કે, 'હન્ઝલા તો મુનાફિક થઈ ગયો. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે મારો ઓર હાલ છે અને ઘરે આવીને ઓર.' હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)એ ફરમાવ્યું કે, 'એ હાલ તો અમારો પણ છે.' અંતે આ કિસ્સો નબવી દરબારમાં પહોંચ્યો તો એ પર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હે હન્ઝલા ! કોઈ ઘડી કેવી અને કોઈ ઘડી કેવી ? હંમેશા એક હાલ નથી રહેતો !

(અંતમાં દુઆ ગુઝારીએ કે પરવરદિગારે આલમ આપણને ઈખ્લાસ સાથે આ વાતો પર અમલ કરવાની નેક તોફીક અર્પે, આમીન, યા રબ્બલ આલમીન !

કમતરીન : યાકૂબ ઈખરવી–ગુફિર લહૂ)

પ્રકાશન નં. ૫૭૯

(હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝ)

# મુહબ્બતના આસાર-ચિહ્નો



:: સારસંકલન, અનુવાદ ::

✍ મવ. યાકૂબ ઈખરવી સા.



::: પ્રકાશક :::

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ
(ગુજરાત-ઈન્ડિયા)

# અનુક્રમણિકા



**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

## મુહબ્બતના આસાર-ચિહ્નો

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...**
અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**વલ્લઝી-ન આમનૂ અશદ્દુ હુબ્બલ્ લિલ્લાહ.**

**તરજુમો :** 'અને જે લોકો ઈમાન લાવ્યા, તેઓ અલ્લાહ તઆલાની મુહબ્બતમાં વધારે મજબૂત છે.'

ખુદા તઆલાએ આ આયતે શરીફમાં વિશેષતા વિના સર્વે મુસલમાનોની એક શાન-હાલત વર્ણવી છે અને એ હાલના વર્ણનથી ફક્ત તેના બયાન કરવાનો હેતુ નથી, બલકે મકસૂદ-ધ્યેય છે આદેશનો. અર્થાત્ પ્રત્યેક મુસલમાનોને જોઈએ કે અલ્લાહ તઆલાની મુહબ્બતમાં ખૂબ મજબૂત હોય તથા ખુદા તઆલાના બરાબર કોઈની મુહબ્બત તેના દિલમાં ન હોય !

હવે જોવાનું આ છે કે જે શાન મુસલમાનોની અલ્લાહ તઆલાએ વર્ણવી છે, તે આપણી અંદર છે કે નથી ? એટલે આપણે અલ્લાહ તઆલાની મુહબ્બતમાં પૂરી રીતે મજબૂત છીએ કે નહિ ? જો સંપૂર્ણ મજબૂત છીએ તો આપણું ઈમાન કામિલ-પરિપૂર્ણ હશે, નહિ તો જે દરજ્જાની મુહબ્બત હશે, તે દરજ્જાનું ઈમાન હશે. એટલે એમ તો નથી કહી શકાતું કે કોઈ મુસલમાનને અલ્લાહ તઆલાથી તદ્દન મુહબ્બત નથી, થોડી-ઘણી તો સૌને જ છે, કારણ કે ઉપરની આયતના



કારણે તે ઈમાનના માટે જરૂરી છે.

તો જો મુહબ્બતની સંપૂર્ણ બાદબાકી કરવામાં આવશે તો ઈમાનની પણ બાદબાકી થઈ જશે. હાલાં કે ઈમાન ખુદા પાકનો શુક્ર છે કે આપણા સૌમાં છે. તો જણાયું કે મુહબ્બત સૌમાં છે, બલકે મુહબ્બતની સાથે તેની મજબૂતી પણ પ્રત્યેક મુસલમાનમાં મવજૂદ છે એ જ આયતના કારણે, પરંતુ ખુદ મજબૂતી–સુદઢતામાં વિવિધ દરજ્જા છે કે કોઈમાં વધારે મજબૂતાઈ છે (ઈમાનની) અને કોઈમાં તેથી ઓછી અને એ જ રીતે ઈમાનમાં પણ વિવિધ દરજ્જા હશે.

બાકી મુહબ્બતમાં નબળાઈ કોઈ મુસલમાનમાં હોતી જ નથી અને ન હોઈ શકે છે, કારણ કે મુહબ્બતની મજબૂતાઈના ઈનકારથી ઈમાનનો પણ ઈનકાર થઈ જશે. તો અત્યારે મુહબ્બતના દરજ્જાઓનો મતભેદ તેની મજબૂતાઈમાં જ રહ્યો. અર્થાત્ કોઈની મુહબ્બત મજબૂત છે તો કોઈની અતિ મજબૂત. તો આથી જણાયું કે મુહબ્બતમાં સુદઢતા પ્રત્યેક મુસલમાનના માટે આવશ્યક છે.

હવે પોતાની હાલતને જુઓ કે ખુદા તઆલાની સાથે મુહબ્બત હોવામાં આપને કયા દરજ્જાની મજબૂતાઈ છે ? અને તેમાં શંકા જ નથી કે આપને મુહબ્બતની સંગીનતા હાસિલ છે અને આ સંપૂર્ણ નવી જ વાત છે. નહિ તો સઘળા બયાન કરનારા તો એ જ કહે છે કે, આપણને અલ્લાહ તઆલાથી મુહબ્બત નથી. તો જાણે મેં આપને નવી જ ખુશખબરી આપી છે.

એટલે જો કોઈ માણસ ફાસિક–ગુનેહગાર અને શરાબી પણ છે તો તેની મુહબ્બતમાં પણ સંગીનતા છે. જો કે અત્યારે જણાતી નથી, પરંતુ કસોટીના સમયે એ વાત જાહેર થઈ જાય છે. દા. ત. જો કોઈ મુસલમાન સામે કોઈ માણસ ખુદા તઆલાની શાનમાં અથવા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શાનમાં ગુસ્તાખી કરે તો ભલે, એ મુસલમાનનું ઈમાન અતિશય નબળું હોય, પરંતુ આ ગુસ્તાખીને સાંભળીને એટલો બેચેન થઈ જાય છે કે માં ની ગાળ ખાઈને પણ એટલો

બેચેન નથી થતો અને આ દરજ્જાની બેચેની મુહબ્બતની મજબૂતાઈ વિના અશક્ય છે, તો જણાયું કે પ્રત્યેક મુસલમાનને અલ્લાહ તઆલાથી નક્કર મુહબ્બત છે.

જો કમજોર મુહબ્બત હોત તો આટલો બધો બેચેન ન થાત. અલબત્ત, બેચેની કોઈ ને કોઈ પ્રકારની ત્યારે પણ થાત. તેની એવી મિસાલ છે કે જેમ કોઈનો એક રૂપિયો ખોવાઈ જાય તો તેને પણ રંજ થાય છે અને જો સો રૂપિયા ખોવાઈ જાય તો તેને પણ રંજ તો થાય છે, પરંતુ એક રૂપિયો ગુમ થવાનો રંજ થોડો થાય છે અને સો રૂપિયા ગુમ થવાનો વધારે અને હજાર રૂપિયા ગુમ થવાનો તેથી વધારે અને લાખ રૂપિયા ગુમ થવાનો સૌથી વધારે રંજ થાય છે. સારાંશ કે કોઈ ગુનેગાર પણ મુહબ્બતની મજબૂતાઈથી ખાલી નથી, પરંતુ એથી કોઈ એમ ન સમજે કે હું ગુનાહની રજા આપું છું, બલકે જે વાત હકીકત છે, તેને જાહેર કરી છે.

**જે માણસ મુહબ્બતની ઝિયાદતીથી ખાલી છે અને દીનની વાતોની મશ્કરી કરે છે, તે મુસલમાન નથી**

અને જો કોઈ કહે કે આપણે તો પોતે ઈસ્લામની સાથે ઠઠ્ઠો કરીએ છીએ તથા હાંસી ઉડાવીએ છીએ અને આપણને તો જરા પણ બેચેની નથી થતી, તો ઈમાનના માટે મુહબ્બતની મજબૂતાઈ ક્યાં આવશ્યક થઈ ? તો હું કહીશ કે ખુદાપાકની કસમ ! જો કોઈની આ હાલત છે તો તે કદાપિ મુસલમાન નથી. ભલે, તે પોતાની ઝબાનથી પોતાને મુસલમાન કહે અને ભલે તે કોઈ મુસલમાનના ઘરમાં પેદા થયો હોય.

અત્યારે ઘણાં લોકો છે જે પોતાને મુસલમાન કહે છે, પરંતુ તેમને એની જરા પણ પરવા નથી કે અમે શું કહી રહ્યા છીએ ? અમારા વતનમાં એક માસ્તર હંગામી રીતે આવ્યા છે. તેઓ દાઢી મુંડાવે છે.



તેમનાથી દાઢી રાખવાનું જ્યારે કોઈએ કહ્યું તો કહેવા લાગ્યા કે, દાઢી તો બકરાની હોય છે. અફસોસ ! લોકો આલિમોને કુફ્રનો ફતવો આપવામાં સખત કહે છે, પરંતુ તેમણે ન્યાય કરવો જોઈએ કે શું આ વાત કુફ્રની નથી ? આપને જ પૂછું છું કે એવો માણસ જેને ખબર છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દાઢી રાખી તથા સર્વે નબીઓ દાઢી રાખતા હતા, સઘળા સહાબા (રદિ.) પણ દાઢી રાખતા હતા અને છતાં કહે કે દાઢી તો બકરાની હોય છે. શું આપ લોકો ઈન્સાફની રૂએ તેને મુસલમાન કહેશો ?

જુઓ, જો કોઈ માનવી અદાલતની તવહીન–બદનક્ષી કરવા લાગે તો કેટલો મોટો ગુનેહગાર ગણાય છે. તો શું આ તવહીન અદાલતની બદનક્ષીની બરાબર નથી ? પ્રત્યેક અકલમંદ માને છે કે કોર્ટની બદનક્ષી એ સરકારની બદનક્ષી છે. એ જ રીતે શરીઅતના કોઈ આદેશની બેઈઝઝતી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા અલ્લાહ તઆલાની બેઈઝઝતી છે. તો જો અલ્લાહ તઆલાની તવહીન કર્યા પછી પણ ઈમાન નથી જતું તો ઈમાન જાણે સરીશ તથા ગુંદર છે, જે એવું ચોંટયું છે કે કોઈ રીતે છૂટતું જ નથી.

સાહિબો ! ઈમાન એટલું સસ્તું તથા બેશરમ નથી કે તેને કોઈ ધક્કા આપે છતાં ન હટે. આજે બહુધા મુસલમાન રોઝા–નમાઝને ફાકો–ભૂખ્યા રહેવું તથા ઊઠક–બેઠક કહે છે અને પાછા પોતાને મુસલમાન કહે છે. હાલાં કે કુરઆન શરીફના શબ્દોમાં : 'ભારે છે તે વાત, જે તેમનાં મોઢાંમાંથી નીકળે છે. તેઓ જૂઠ સિવાય કશું નથી કહેતા.' છેવટ કાનૂન અને મર્યાદા પણ કોઈ ચીજ છે કે નહિ ? એ સારો ઈસ્લામ છે કે ઠઠ્ઠો અને બેઈઝઝતી કરવાથી પણ નથી જતો.

અફસોસ છે કે પોતાની માં વિશે તો બીજાઓથી બેમોકા– કસમયના શબ્દો ન સાંભળી શકાય અને ઈસ્લામ વિશે પોતે પંડે વાહિયાત વાતો અને ઠઠ્ઠો કરે. સમજી લેવું જોઈએ કે એવા લોકોના નિકાહ જો કોઈ મુસલમાન ઓરતથી થયા છે તો આવા ઠઠ્ઠાથી તે નિકાહ તરત તૂટી



ગયા તથા જે અવલાદ તેમનાથી એ પછી થશે તે બધી હરામી થશે.

## મુહબ્બતની મજબૂતાઈના દરજ્જા જુદા જુદા છે

ઉપરની વાતચીતથી આ મસ્અલો શંકારહિત સાબિત થઈ ગયો કે જે મુસલમાન હશે તેને ખુદાપાકની મુહબ્બત જરૂર સંગીન હશે, પરંતુ તેમાં દરજ્જા જુદા જુદા હશે. દા. ત. એક દરજ્જો આ છે કે ખુદા તઆલાના વિશે ગુસ્તાખી સાંભળીને બેચેન થઈ જાય. બીજો દરજ્જો આ છે કે ફક્ત અલ્લાહ તઆલાનું વર્ણન જ સાંભળીને દિલમાં એક ઉમંગ તથા જોશ પેદા થાય અને નાફરમાની છોડવાની ફિકર પેદા થઈ જાય અને વિચારે કે અલ્લાહ તઆલાના કેટલા બધા ઈન્આમાત–નેઅમતો મારા પર છે અને આટલા આટલા ફઝલો– કરમ છે. હાલાં કે જો દુનિયામાં કોઈ ચાર પૈસા આપણને આપે છે તો તેની કેટલી તાબેદારી કરવામાં આવે છે. તો અલ્લાહ તઆલાની તાબેદારી તો કેટલી વધારે કરવી જોઈએ તથા તેની નાફરમાનીનો તો વસવસો પણ દિલમાં ન આવવો જોઈએ. સાર એ કે અલ્લાહ તઆલાનું નામ તથા આદેશ સાંભળીને આ તાબેદારીના વિચારો પેદા થયા, પરંતુ થોડાક દિવસો પછી દિમાગથી નીકળી ગયા.

ત્રીજો દરજ્જો આ છે કે એ ખ્યાલની સાથે જ તે પર અમલ પણ શરૂ કરી દીધો. અર્થાત્ જેટલો નાફરમાનીનો સામાન હતો, બધાને જુદો કરી દીધો. જો પોતાની પાસે ફોટા હતા તો તેને ફાડી નાખ્યા અને જો હરામ કમાઈ હતી તો તેને માલિકને પાછી આપી દીધી. જો માલિક ન મળ્યો તો તેનો માલિક તરફથી સદકો કરી દીધો. જો નમાઝ ન પઢતા હતા તો શરૂ કરી દીધી. પાયજામો જો ઘૂંટીથી નીચે હતો તો તેને કાપીને ઘૂંટીથી ઊંચે કરી લીધો અને આ પાકો નિશ્ચય કરી લીધો કે હવે કોઈ હરકત હુકમની વિરુદ્ધ નહિ કરીએ તથા એ ઈરાદાને નભાવ્યો. આ દરજ્જો બધામાં વધીને છે અને તેના ઘણા દરજ્જા નીકળી શકે છે. મેં ટુંકાવવા માટે મિસાલમાં બિલકુલ ઓછા કરી દીધા, એટલા માટે કે


સમજદાર પોતે જ બધા દરજ્જાઓને સમજી લેશે.

સારાંશ કે મુહબ્બતની મજબૂતાઈ ઈમાનના માટે જરૂરી અને તેના દરજ્જા અલગ અલગ અને જે દરજ્જાની મજબૂતી, તે જ દરજ્જાનું ઈમાન હશે અને એ જ વાત અલ્લાહ તઆલાએ આ આયતમાં બતાવી છે તથા યાદ દેવડાવી છે કે, તમે મુહબ્બત પાકી અપનાવો, જેની નિશાની સંપૂર્ણ તાબેદારી છે અને તેની એવી મિસાલ છે કે જેમ કોઈ માણસ પોતાના નોકરોને કહેવા લાગે કે, જે અમારો વફાદાર નોકર હશે તે અમારી તાબેદારી કરશે. તો પ્રત્યેક સમજદાર તેનાથી એ જ સમજે છે કે તાબેદારી અપનાવો અને જેટલી તાબેદારીમાં કોતાહી હશે, એટલી જ વફાદારીમાં કમી સમજવામાં આવશે. તો અલ્લાહ તઆલાએ એ જ વાતની આપણને જાણ કરી છે કે તમે પાકી મુહબ્બત અપનાવો, નહિ તો એ જ કમજોર દરજ્જાનું તમારું ઈમાન પણ હશે.

## પ્રત્યેક વ્યક્તિએ નિશાનીઓથી વિચારવું જોઈએ કે મારામાં અલ્લાહ તઆલાની મુહબ્બત કયા દરજ્જામાં છે

હવે વિચારવાની વાત આ છે કે આપ પોતાના દિલને ટટોલી જુઓ કે, તમારામાં કયા દરજ્જાની મુહબ્બત છે ? તો તેની જાણ સરળતાથી થઈ શકે છે, કારણ કે તેના અમુક ચિહ્નો હોય છે કે તે ચિહ્નો જે પ્રકારના જોવામાં આવે, મુહબ્બત પણ તે જ દરજ્જાની હશે અને એ જાણે મુહબ્બતને પારખવાની કસોટી છે. જે રીતે ચાંદી (સોના)નું ખરું–ખોટું હોવું કસોટીથી જણાય છે, એ જ રીતે મુહબ્બતનું કમ–ઝિયાદહ હોવું તે ચિન્હોથી જણાય આવશે અને એ જ કસોટી છે જેને હાફિઝ શીરાઝી (રહ.)એ બયાન કરી છે કે સારું એ છે કે અનુભવની કસોટી પર આપણ સૌને કસી લેવામાં આવે, જેથી જેમાં ખોટ હોય તે શરમિંદા અને પશેમાન થાય.





હકીકત આ છે કે ઈમ્તિહાન–પરીક્ષા વિના ખબર નથી પડતી. હવે આપણે જોવું જોઈએ કે આપણે પોતાને પારખ્યા છે કે નહિ ? જો જાંચ નથી કરી તો હવે કરી લેવી જોઈએ તથા પોતાના પ્રત્યેક કથન–વર્તનને ઊંડાણથી જોવું જોઈએ કે આપણામાં મજબૂત મુહબ્બતના ચિહ્નો છે યા નથી ? અને જો એમ સમજમાં ન આવે તો દુનિયાની મુહબ્બતના આસાર–ચિહ્નો પર કયાસ કરીને જુઓ !

## મુહબ્બતની નિશાનીઓ અને તે આપણામાં છે કે નથી ?

એટલે જો દુનિયામાં કોઈ પુરુષ અથવા ઓરતથી મુહબ્બત થઈ જાય છે તો તેના શું ચિહ્નો હોય છે ? પ્રથમ તો પ્રત્યેક સમયની યાદ કે કોઈ સમય એવો નથી ગુજરતો જેમાં મહબૂબ–પ્રિયની યાદથી દિલ છલોછલ ન હોય. બીજું ચિહ્ન, ખૂબ ખુશીથી તાબેદારી કરવી, તેમાં સહેજ પણ તકલીફ ન થવી. હદ એ કે તે ઘર પણ માંગી લે તો તેમાં જરાક પણ આનાકાની નથી હોતી.

હવે જ્યારે આ બન્ને ચીઝો મુહબ્બતના ચિહ્નોમાંથી છે તો તેમને સામે રાખીને પોતાને જાંચો–તપાસો અને જુઓ કે ચોવીસ કલાકમાં કેટલી વાર તમે અલ્લાહ તઆલાને યાદ કરો છો ? ખાસ કરીને–વિશેષતઃ જ્યારે કે હર ઘડીએ તેની નેઅમતોમાં સંપૂર્ણ માથાથી પગ સુધી ડૂબેલા પણ રહો છો, જેનાથી પ્રત્યેક સમયે અલ્લાહ તઆલાનું યાદ આવી જવું, તબિયતની–ફિતરી જરૂરિયાતમાંથી છે.

સાહિબો ! આ વાતો ભૂલવાની નથી કે તમે અલ્લાહ તઆલાના આપેલ ઘરોમાં રહો છો, તેનું આપેલ ખાણું ખાવ છો, તેણે દીધેલ અવલાદથી ફાયદો ઉઠાવો છો, પરંતુ તેને યાદ નથી કરતા ! જુઓ, જો કોઈ મિત્ર તમને બે કેરી મોકલી દે તો કેરીને ખાતી વેળા દિલમાં તેનો તસવ્વુર તથા ખ્યાલ જરૂર જ રહે છે. સહેજ ઈન્સાફથી કહો કે, અલ્લાહ



તઆલાનું આપેલ ખાણું દિવસમાં બબ્બે–ત્રણ ત્રણ વાર તમારી સામે આવે છે, પરંતુ તમે કોઈ દિવસ પણ ખાતી વખતે અલ્લાહ તઆલાને યાદ કર્યા છે ? પૂરું ખાવું ખાઈ જશો, પરંતુ કોઈ લુકમા–કોળિયા ઉપર પણ આ ખ્યાલ ન આવશે કે આ અલ્લાહ પાકની આપેલ નેઅમત છે. એ જુદી વાત છે કે અકીદો– માન્યતા ઠીક હોવાના કારણે કોઈના પૂછવા પર આપણે કહીએ કે એ અલ્લાહ તઆલાનું આપેલ છે.

કેમ સાહિબો ? ફરી શું એ જ મોઢાથી આપણે કહી શકીએ છીએ કે ખુદા તઆલાથી પાક્કી મુહબ્બત તેમની માંગ મુજબ છે અને આપણે કામિલ–પરિપૂર્ણ મુઅમિન છીએ ? જોઈ લો કે તેની ખાસિયતો આપણામાં કેટલી હદ સુધી મવજૂદ છે ? જો કોઈ કહે કે તે ખાસિયતો (મુહબ્બતની) આપણામાં તો જરૂર મવજૂદ છે, જે અદના મુસલમાનો સુદ્ધાંમાં જોવામાં આવે છે, જેવી રીતે એ જ કે તેની ગુસ્તાખીને સાંભળીને બેચેન થઈ જવું, તો હું કહીશ કે શું આપને આ જ ખાસિયતો પર સંતોષ છે ? સાહિબો ! જરા ગેહરાઈથી જુઓ કે તમારી પાસે ઈમાનની દોલતના સિવાય બીજું શું છે ? ફરી તેના પર અદના–મામૂલી દરજ્જા પર કનાઅત– આત્મ સંતોષ કરી લો તો ગજબ છે.

## દુનિયાની દોલત ઘણી જલદી છૂટી જનાર છે

જો કોઈને દુનિયાની દોલત પર નાઝ–ગર્વ હોય અને એટલા માટે કામિલ–પરિપૂર્ણ ઈમાનની દોલતનો ચાહક ન હોય તો યાદ રાખો કે, એ દોલત ઘણી જ જલદી તમારાથી છૂટી જનાર છે. દા. ત. ચોરી થઈ ગઈ, આગ લાગી ગઈ અથવા તમે તેનાથી ઘણી જલદી છૂટી જનાર છો. જો મરતાં સુધી તમારી પાસે રહી (દુનિયામાં સૌથી વધારે ખુશનસીબ તે સમજવામાં આવે છે કે મરતાં દમ સુધી દોલત તેની પાસે રહે), પરંતુ તેને પણ છેવટે મરતી વેળા તો છોડવી જ પડે છે અને ત્યારે દસ મિનિટ, બલકે એક સેકંડની પણ ઢીલ નથી મળતી.

સાહિબો ! શું કોઈ સમજદાર માણસ એવી પૂંજીને પૂંજી કહી શકે

છે, જે આટલી જલદી ચાલી જનાર છે અને એવા લોકો પાસે કે જેમને તમે (અમુક લોકો) દુશ્મન માનો છો અને તેમને પોતાની પૂંજી દેવાનું પસંદ નથી કરતા ? કદાપી નહિ. જ્યારે એ પૂંજી ભરોસાપાત્ર નથી તો હવે બતાવો કે હંમેશાહંમેશ રહેનાર તથા કામ આવનાર પૂંજી, આ ઈમાનના સિવાય બીજી શું છે ? અને આ જલસો–સભા મુસલમાનોની છે, તેથી તેને મનાવવા માટે દલીલો કાયમ કરવાની (પણ) જરૂરત નથી. એ તો સર્વમાન્ય વાત છે.

## ઈમાનની દોલત જ સાથે રહેવાવાળી છે

આથી જણાયું કે ઈમાન જ એક એવી દોલત છે કે થોડા દિવસ પછી એ કબરમાં સાથે રહેશે અને ત્યાર પછી પુલ સિરાત પર કામ આવશે, ત્યાર પછી (આ'માલના) તરાઝૂ પાસે કામ લાગશે. તો જો તેના કમાલ–પરિપૂર્ણતાની તલબ ન હોય તો સિતમ છે. માટે જોવું જરૂરી થયું કે તેનો કમાલ આપણને હાસિલ છે કે નહિ ? દા. ત. આ જ જોઈ લો કે જે ઈમાન અમારી પાસે છે તે શું એ લાયક છે કે આ મોકાઓ પર સાથ દઈ શકશે કે નહિ ?

જો આપણું ઈમાન એવું છે અને આપણને આશા છે કે તેની બ–દોલત, પુલ સિરાત વગેરે પર પ્રથમ જ વાર કામિયાબ થઈ જઈશું તો ઘણી ખુશીની વાત છે અને ઈમાનનું એ લાયક હોવું તેના ચિહ્નોથી જણાશે અને જો આપણું ઈમાન એવું નથી તો શું કોઈને દોઝખના સાપ, વીંછી અને જાત જાતની તકલીફોની બરદાશ્ત– સહાર છે ? જો કોઈ તેનો દાવો કરે તો જરા હિંમત કરીને ચિરાગમાં પોતાની એક આંગળી બાળી દેખાડે અને જો તેની તાકાત નથી તો દોઝખની આગની શક્તિ ક્યાંથી આવશે ? અને જ્યારે નથી તો તેનાથી બચવાની શું શું તદબીરો તથા સામાન કર્યા ?

ભાઈઓ ! જો કોઈ માણસ ગુર્દાના દર્દમાં સપડાઈ જાય તો તેની શું હાલત થાય છે ? અને તે તેને દૂર કરવાની કેટલી યુક્તિઓ કરે છે.

હાલાં કે ગુર્દાના દર્દનો અંજામ એથી વધારે કાંઈ નથી કે તે જિંદગીને ખત્મ કરી દે. ત્યાર પછી હંમેશા હંમેશ માટે તેથી છૂટકારો આપોઆપ મળી જાય છે. એથી વિરુદ્ધ આ તકલીફ જો શરૂ થઈ ગઈ તો યા તો ખતમ જ ન થશે અથવા જો ઈમાનના કરિશ્માથી ખતમ પણ થઈ તો અલ્લાહ જ જાણે કેટલી મુદ્દત પછી, જ્યાંનો એક એક દિવસ હજાર વર્ષના બરાબર છે, કુરઆની આદેશ મુજબ તો ચાર દિવસની પણ સજા થઈ તો ચાર હજાર વર્ષ થયા !

## અમુક લોકો આખિરતના અઝાબનું સાંભળીને કહ્યા કરે છે કે અલ્લાહ પાક ગફૂરુર્રહીમ છે

અમુક લોકો કહ્યા કરે છે કે, અલ્લાહ તઆલા ગફૂરુ ર્રહીમ છે, તે સઘળી તકલીફોથી મુક્તિ આપી દેશે, પરંતુ જો એ હવસ કાફી છે તો થોડુંક ઝેર પણ ખાઈ લેવું જોઈએ, કારણ કે ખુદા તઆલાના ગફૂરુ ર્રહીમ હોવાની વિરુદ્ધ નથી તો ગુનાહ કરીને દોઝખમાં જવું પણ તેના ગફૂરુ ર્રહીમ હોવાની વિરુદ્ધ નથી. તો એનો બચાવ એ સિવાય કાંઈ નથી કે ઈમાન તથા મુહબ્બતને તેના ચિહ્નો મારફતે પરિપૂર્ણ–કામિલ કરવામાં આવે. જેનો સાર એ કે તાબેદારી પૂરી કરવામાં આવે તથા ગુનાહોને છોડી દેવામાં આવે.

સાહિબો ! કેટલા અફસોસની વાત છે કે દુનિયાના મકાનને પૂરું કરવામાં તો કેટલી મશગૂલી કે જો એક પરનાળું રહી જાય તો પણ ચેન ન પડે અને ઈમાનના મહેલની બુનિયાદ ખોદાય જવાની પણ ફિકર નહિ. એ જ પ્રમાણે જો કોઈ કપડાની આસ્તીન –બાંય અધૂરી રહી જાય તો તેના માટે દસ જગ્યાએ કપડું ઢૂંઢીશું અને ઈમાનની કોઈ વાતમાં કમી થઈ જવાનો પણ રંજ નથી. સાર એ કે આપ સાહિબોના નજીક પ્રત્યેક વસ્તુને પૂર્ણ કરવાની જરૂર છે, પરંતુ ઈમાનની પરિપૂર્ણતા જાણે બિલકુલ બેફાયદા છે, હાલાં કે તેની તકમીલ–પરિપૂર્ણતા સર્વ પ્રથમ જરૂરી છે.

## બન્નેવ જહાનની રાહત ઈમાન(માં) છે

જો ગેહરાઈથી જોવામાં આવે તો (ઈમાન) તે પૂંજી છે કે બન્નેવ જગતમાં સાથે રહેવા ઉપરાંત બન્નેવ જહાનની રાહત–ચેન પણ તેનાથી જ છે. આખિરતની રાહતને તો સૌ જાણે છે, કારણ કે ઈમાનની દોલતથી જ દોઝખથી નજાત–મુક્તિ મળશે, પરંતુ ઈમાનના કામિલ થવાથી દુનિયાની પણ રાહત મળે છે. આ વાત કદાચ હજુ સમજમાં ન આવી હોય, કારણ કે જાહેરમાં તો એ જોવામાં આવે છે કે જેટલા ઈલ્મ, અમલવાળા લોકો છે તથા જે વધુ પાકા ઈમાનદાર કહેવાય છે, દુનિયાની તકલીફમાં તે જ વધારે સંડોવાયેલા દેખાય છે. કોઈ તો ગરીબીમાં ગિરિફતાર છે, કોઈ પર વિરોધીઓનો હલ્લો છે, મોટા મોટા પરહેઝગારો ભૂખમાં બહુધા સપડાયેલા હોય છે તો તેમને શું ધૂળ રાહત મળી ?

## રાહત કઈ વસ્તુનું નામ છે ?

પરંતુ આપે વિચાર્યું નથી કે રાહત કઈ વસ્તુનું નામ છે ? જો આપ દુનિયાના હાલાત તથા બનાવો પર મનન કરો તો તેની ખબર પડશે. પ્રથમ હું આપને એ પૂછું છું કે રાહતની હકીકત શું છે ? જાહેરી ટીપટોપ, ચહેલપહેલ કે દિલનો સંતોષ ? દેખીતું છે કે ટીપટોપનું નામ રાહત નથી, કારણ કે જો કોઈની પાસે દસ ગામ હોય, આલીશાન મહેલ રહેવા માટે હોય, નોકર–ચાકર પણ હોય, પરંતુ હુકૂમત તરફથી તેને એક માસમાં ફાંસીનો હુકમ થઈ જાય, તો શું કોઈ સમજદાર કહી શકે છે કે એ સરસામાન, આ ખબર સાંભળ્યા પછી પણ તેના માટે રાહતનો સબબ થઈ શકે છે ? બલકે જો વિચારવામાં આવે તો જણાશે કે ત્યારે એ સરસામાન ઓર વધારે તકલીફ તથા પસ્તાવાનું કારણ બનશે. આથી માલૂમ થયું કે આ સરસામાન રાહતનો નહિ, ક્યારેક આફતનો સબબ બને છે.

એની વિરુદ્ધ એક મજૂરને જુઓ, જે (સસ્તા સમયના) બે આના

રોજ કમાય છે, પરંતુ તેના પર ન કોઈ મુકદમો છે, ન કોઈ ગમ. હવે જો તે અમીરથી કહેવામાં આવે કે તમે સઘળી મિલકત આ મજૂરને આપી રોજ બે આના લેવાનું કબૂલી લો, તો તમને ફાંસીથી છૂટકારો મળી જશે. તો શું તે એના પર રાજી ન થશે ? જરૂર થશે અને જો તે મજૂરને પૂછવામાં આવે કે તમને તે બધી જાયદાદ– મિલકત દેવામાં આવે છે, પરંતુ તે પછી તમને ફાંસી દેવામાં આવશે તો શું તે મજૂર તે લેવાનું પસંદ કરશે ? કદી નહિ ! તો મજૂરનો ઈનકાર અને અમીરની કબૂલાત સાફ બતાવી રહી છે કે રાહત હકીકતમાં દિલના સંતોષનું નામ છે, ન કે બાહ્ય ટીપટાપ અને ચમક–દમકનું !

## બુઝુર્ગોને મુસીબતોથી ફિતરી રંજ થાય છે, પરેશાની નહિ !

હવે ત્યાર બાદ તમે જુઓ કે બુઝુર્ગો પર જાહેરી કોઈ મુસીબત પણ આવે છે તો ભલે, તબિયત પર કંઈક અસર થાય, પરંતુ પરેશાની નથી થતી અને ન તેઓ ગભરાય છે, બલકે આંતરિક રીતે તેઓ ઘણા ખુશ થાય છે. એથી વિરુદ્ધ દુનિયાદાર પર જો એક મુસીબત પણ આવી પડે તો તેનું ખાવું–પીવું, આરામ સર્વે છૂટી જાય છે અને એ ફક્ત ઈમાનની કમીના કારણે થાય છે. તો આ શંકા નિર્મૂળ થઈ કે ઈમાનવાળા પણ તકલીફમાં હોય છે. આથી જણાયું કે કામિલ ઈમાન દુનિયામાં પણ રાહતનો સામાન છે, તો ફરી ગજબ છે કે એવી અપ્રાપ્ય–નાયાબ તથા અજીબોગરીબ મૂડીના કમાલ તરફથી આ રીતની બેપરવાઈ કરવામાં આવે.

## ખુદા તઆલાની મુહબ્બતની નિશાનીઓ તથા પ્રત્યેક સમયે યાદ અને તાબેદારીનો શોખ અપાવવો

સાહિબો ! આપે (મુહબ્બતે ઈલાહીને) પરિપૂર્ણ કરવા તરફ લક્ષ



આપવું જોઈએ એ રીતે કે તેના ચિહ્નો એટલે પ્રત્યેક સમયે ખુદા પાકની યાદ અને તેની તાબેદારી પોતામાં પેદા કરવાની કોશિશ કરવી જોઈએ, પરંતુ યાદ એને નથી કહેતા કે ફક્ત ઝબાનથી રટી લેવું અને દિલમાં તે જ દુનિયાની ખુરાફાત ભરેલી રહે. એવી યાદથી કાંઈ લાભ નથી.

એ યાદ તો એવી છે જેવી રીતે કોઈ પોપટને 'નબીજી ભેજો' યાદ કરાવે કે તે હર વખત તેનું રટણ કરે, પરંતુ જ્યારે બિલાડી આવશે અને ગળું દબાવશે તો ટીં ટીં વિના કાંઈ પણ યાદ નહીં આવે. આ ઝિક્ર–યાદ પણ એવી જ છે. ઝિક્ર તો તે છે કે દિલ અને ઝબાન બન્નેવ તેમાં મગ્ન–તલ્લીન થઈ જાય. કમથી કમ એવી હાલત તો થાય જે એક પુરુષને બજારુ સ્ત્રી સાથે હોય છે. ભલે, એ હાલ ધીમે ધીમે થાય, પરંતુ એનો નિશ્ચય તો રહેવો જ જોઈએ.

તો ઈમાનની તથા મુહબ્બતના કમાલની એક અસર તો ઉપર જોઈ. બીજી અસર તેની તાબેદારી તથા બંદગીમાં આસાની– સહૂલત છે. તો તેને પણ જોઈ લો કે ખુદા તઆલા અને રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હુકમ સાંભળીને આપણી શી હાલત થાય છે ? શું બહુજન સમાજને તેની ફરમાંબરદારી આકરી નથી લાગતી ? ખુદા પાકની કસમ ! અમુકનો તો એ હાલ થાય છે, જાણે કોઈએ ગોળી મારી દીધી હોય !

## પ્રત્યેક અમલ તથા પ્રત્યેક આદતમાં આપણે શરીઅતની વિરુદ્ધ નવી રીત અપનાવી છે

એથી વધીને એનો પુરાવો શું હશે કે પ્રત્યેક અમલ તથા આદતમાં આપણે શરીઅત વિરુદ્ધ એક અનોખી રીત અપનાવી રાખી છે. જાણે ઇસ્લામી શરીઅતની વિરુદ્ધમાં એક બીજી શરીઅત બનાવી છે અને તેને પોતાના માટે ગર્વ અને કમાલ સમજવામાં આવે છે. તેના વિશે જો એક એક વાતને બયાન કરવામાં આવે તો ઘણો સમય લાગે, માટે હું એક ટૂંકી વાત વર્ણવું છું.



## સઘળા રિવાજોના નાજાઈઝ તથા ખરાબ હોવાની મુખ્તસર–સંક્ષિપ્ત દલીલ–તર્ક

આ વાત સૌ કોઈ જાણે છે કે અલ્લાહ તઆલા તથા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અભિમાનની સખત મનાઈ ફરમાવી છે. કુરઆન શરીફમાં છે : તર્જુમો : 'તહકીક અલ્લાહ તઆલા દોસ્ત નથી રાખતા, પ્રત્યેક અકડુ તથા ગર્વિષ્ઠ– અભિમાનીને.' હદીસ શરીફમાં છે : તરજુમો : 'જન્નતમાં તે માનવી પ્રવેશ નહિ કરી શકે, જેના દિલમાં રાઈ જેટલો અહંકાર હશે.' બીજી હદીસ શરીફમાં છે : તરજુમો : 'જે માનવી ખ્યાતિ તથા ગર્વ કરવા માટે પોશાક પહેરશે તો કિયામતમાં અલ્લાહ તઆલા તેને ઝિલ્લત તથા રુસવાઈનો પોશાક પહેરાવશે.' આ આયત તથા હદીસથી જણાયું કે, ગર્વના માટે કોઈ કામ કરવું હરામ છે. એક હદીસ શરીફમાં ઈર્શાદ છે : તરજુમો : 'જે માનવી શોહરત–ખ્યાતિના માટે કામ કરશે તો અલ્લાહ તઆલા કિયામતમાં તેને સજા દેશે.' આથી જણાયું કે દેખાડા તથા ખ્યાતિનું કામ કરવું હરામ છે.

હવે મનન કરીને જુઓ કે શાદી–વિવાહમાં આપણે જે કામ કરીએ છીએ અને જેના માટે આપણે ઘણાં રૂપાળા શબ્દો ઘડી રાખ્યા છે કે ભાત દીધો છે, ભાઈઓને ખવડાવ્યું છે, બેટીને દીધું છે વગેરે, એમાં આપણી નિય્યત–અમલનો આશય શું હોય છે ? ભાઈઓ ! શબ્દોની ખુબસૂરતીથી કોઈ વસ્તુની હકીકત નથી બદલાઈ જતી. સૌથી મુખ્ય વસ્તુ નિય્યત છે. તો તેને જોવી જોઈએ !

શું આ સઘળી રસમો આપણે ફક્ત દેખાડાના માટે નથી કરતા ? દેખાડા તથા ગર્વ માટે જે હદીસ શરીફની રૂએ હરામ છે. વિશેષતઃ એક રસમ તો એવી ગંદી છે કે તે તવબાથી પણ માફ થવી મુશ્કેલ છે, કારણ કે તેની તવબા પણ મુશ્કેલ છે અને લુત્ફની વાત આ કે તેને જાહેરમાં ઈબાદત સમજવામાં આવે છે અને તે પર ગર્વ કરવામાં આવે

છે અને તે ન્યોતા (વહેવાર)ની રસમ છે. લોકો તેને 'કર્ઝે હસના' સમજે છે અને કહે છે કે ભાઈ ભાઈની મદદ કરે છે અને મદદ ઈબાદત છે તો ન્યોતું ઈબાદત થયું. હાલાં કે તે સૌથી ગંદી રસમ છે. આપે આ વાત સાંભળી ન હશે, એટલે હું તેની હકીકત બયાન કરીશ, ઈન્શા અલ્લાહુ તઆલા.

તે આ છે કે આ વાત તો સર્વમાન્ય છે કે ન્યોતું એક કર્ઝ છે. બીજો મસ્અલો આ કે કર્ઝ અદા કરવું વાજિબ છે. ત્રીજો મસ્અલો આ છે કે કર્ઝખ્વાહ–લેણદારના મર્યા પછી તેનો છોડેલો કુલ માલ તેના વારિસોની મિલકત બની જાય છે. ભલે, તે હાલમાં મવજૂદ હોય અથવા કોઈના શિરે કર્ઝ–લેણા હોય. દા. ત. જો કોઈ મરે અને ૧૦૦ રૂપિયા તેના ઘરમાં હોય અને ૧૦૦ રૂપિયા ઉધારમાં તો તેનો છોડેલો માલ ૨૦૦ રૂપિયા સમજવામાં આવશે અને તે મેળવીને બધા વારિસોમાં વહેંચવામાં આવશે !

આ ત્રણેય મસ્અલા જાણ્યા પછી જુઓ કે ન્યોતામાં શું થાય છે ? તો ન્યોતામાં એવું થાય છે કે એક માણસે પચ્ચીસ ઠેકાણે બે– બે રૂપિયા દીધા અને આ રીતે ૫૦ રૂપિયા તેના કર્ઝ–લેણામાં ફેલાઈ ગયા. ત્યાર પછી એ ગુજરી ગયો અને બે દીકરા તેણે વારિસ છોડયા, જેમાં એક બાલિગ–જુવાન અને બીજો નાબાલિગ–કિશોર છોકરો. હવે હાજર વારસામાંથી તો બન્નેવે અડધું અડધું લઈ લીધું, તે પણ ત્યારે કે મોટો ભાઈ ઈમાનદાર–પ્રામાણિક હોય, પરંતુ જે ન્યોતા–વહેવારમાં કર્ઝ છે, તેને તો કોઈ પણ નથી વહેંચતું. જેમ કે જોવામાં આવે છે કે જો થોડાક દિવસ પછી મોટા છોકરાની કોઈ અવલાદની શાદી થાય તો લોક ન્યોતું તેને જ લાવીને દેશે અને મોટો પોતાને માલિક સમજીને બેતકલ્લુફ તેને એકલો જ વાપરશે, હાલાં કે એ ૫૦ રૂપિયામાંથી ૨૫ રૂપિયાનો હકદાર નાનો– નાબાલિગ ભાઈ છે.

ઉપરોક્ત હાલ આમ–વ્યાપક છે. કોઈ એક દાખલો એથી બાકાત મુશ્કેલ છે. તો એમાં એક ગુનોહ તો બાલિગ મોટા ભાઈને એ થયો કે

તેણે યતીમનો માલ ખાધો. કુરઆન શરીફમાં છે : અર્થ : 'ખચિત્ જે લોકો વગર હકે યતીમનો માલ ખાય છે, તે આગ વિના બીજું કશું પોતાના પેટોમાં નથી નાખતા તથા નજીકમાં આગમાં ખૂબ બળશે.' અને એક ગુનોહ ન્યોતું પાછું આપનારને થયો કે તેણે ભાગીદારીનો માલ એક ભાગીદારને આપી દીધો અને ઉપરથી સંતોષિત થઈ ગયા કે અમે ફર્ઝ અદા કરી દીધો. હાલાં કે યતીમના ૨૫ રૂપિયા હજુ તેમના શિરે કર્ઝ છે અને 'દુર્રે મુખ્તાર'માં રિવાયત લખી છે કે, 'જો કોઈના શિરે કોઈના ત્રણ પૈસા કર્ઝના રહી જશે , તો કિયામતમાં તેની સાત સો નમાઝો લેણદારને આપવામાં  આવશે' અને આ ત્યારે છે કે જ્યારે માલિકના દીકરાને જ વસૂલ થઈ ગયા અને જો વિના વસૂલીએ બે–ત્રણ પેઢીઓ પસાર થઈ ગઈ અને એકના પછી બીજો વારિસ થતો ચાલ્યો અને પછી ખુદા જાણે દૂર સુધી કોનો કોનો હક સંબંધિત થતો ગયો, જેની જાણ પણ મુશ્કેલ છે.

હવે જો કોઈ કહે કે એ તો પૂર્વજોના સમયથી ચાલ્યું આવે છે તો હું કહીશ કે આ ઉઝર–બહાનું હરગિઝ સાંભળવા લાયક નથી, કારણ કે જો એના પર અમલ થાય તો આજે આપણે લોકો મુસલમાન પણ ન હોત. છેવટે આપણને ઈસ્લામ તો એટલે જ નસીબ થયો કે આપણા બાપ–દાદાઓએ પોતાના બાપ દાદાઓના રસમો–રિવાજને છોડી દીધા. તો એ બહાનું બિલકુલ વાહિયાત છે, તેનો ઈલાજ આ સિવાય કાંઈ નથી કે પાછલા કર્ઝની તહકીક– શોધ કરીને અદા કરી દેવામાં આવે તથા ભવિષ્યમાં એ રિવાજને સંપૂર્ણ છોડી દેવામાં આવે !

જ્યારે આ રસમ આટલી બુરી છે, જેમાં એક રીતે ગરીબની મદદ કરવાની મસ્લિહત પણ છે તો બીજી રસમો જેમાં કોઈ મસ્લિહત પણ નથી, તે તો સંપૂર્ણ છોડી દેવા લાયક હશે. એ જ રીતે આપણે દરેક પગલે એક એક રસમ બનાવી રાખી છે કે જ્યાં સુધી તે ન હોય, જાણે શાદી જ નથી થઈ શકતી અને એ રસમોમાં જે દુન્યવી નુકસાનો છે, તેને બયાન કરવું મારી જિમ્મેદારી નથી, પરંતુ એક સંક્ષિપ્ત વાત, જેમાં

એક રીતે ગરીબની મસ્લિહત પણ છે તે બયાન કરી આપું છું.

તે આ કે મુસલમાનો પર જેટલી તબાહી આવી છે, બહુધા આ રસમોને કારણે જ આવી છે, કારણ કે આવક દરેક મુસલમાનની જે છે તે ઉઘાડી જ છે અને ખર્ચ જે કાંઈ આ રસમોને કારણે છે, તે પણ સૌ જાણો છો. પરિણામ એ બધાનું આ સિવાય શું નીકળશે કે આજે જમીન ગીરો મુકાઈ રહી છે, કાલે મકાનની ઝબ્તી અને આગલે દિવસે ઝવેરાત તથા ઘરનું રાચ–રચીલું હરાજ થઈ રહ્યું છે. ચોથો દિવસ નહિ આવે કે રસમોના પાબંદ મિયાં ખાલી હાથ રહી જશે !

અમુક લાકો એનો આ જવાબ આપે છે કે અમારી ગુંજાઈશ છે, અમારે કર્ઝ નથી થતું તો પ્રથમ તો એ જવાબ માનવા લાયક નથી, કારણ કે દરેક હેસિયતનો માણસ પોતાની સ્થિતિથી વધુ ખર્ચ કરવા માંગે છે અને તેમાં કર્ઝ થવું અનિવાર્ય છે. બીજું, જો માની પણ લઈએ કે તેમને કર્ઝ ન લેવું પડશે તો કમથી કમ તેમને પોતાના ગરીબ ભાઈઓનો ખ્યાલ તો જરૂર કરવો જ જોઈએ કે અમે કરીશું તો લાલચના માર્યા તેઓ પણ કરશે અને તબાહ થશે, જેથી અમે પણ ન કરીએ.

ત્રીજું, એ ગુનાહ છે એટલા માટે છોડી દેવું જોઈએ. ભલે, તેમાં દુનિયાનું નુકસાન પણ ન હોય ! એ જ રીતે ગમીની રસમો છે કે તેમાં જે કાંઈ કરવામાં આવે છે, તે ફક્ત શોહરત–ખ્યાતિના માટે કરવામાં આવે છે, ન કે અલ્લાહ તઆલાના માટે, કારણ કે જો અલ્લાહ તઆલાના માટે કરવામાં આવત તો છૂપી રીતે પણ કબૂલ–ગવારા કરત, તેને દેખાડવા તથા સૌ પર જાહેર કરવાની કોશિશ શા માટે હોત. તો જણાયું કે શોહરતનો જ હેતુ છે.

ઈમ્તિહાન આ રીતે થઈ શકે છે કે કોઈ રિવાજોના પાબંદથી કહેવામાં આવે કે આ દેખાડાના બદલે તમે પાંચ સો કે પાંચ હજાર રૂપિયા દસ મિસ્કીનોને આપી દો અને કોઈને તેની જાણ ન કરો તો તે હરગિઝ રાજી ન થશે અને સમજશે કે એ રીતે તો ખર્ચ પાણીમાં જ જાય. મૌલ્વી સાહેબે હવે સારી સલાહ આપી કે આટલો ખર્ચ પણ કરું અને કોઈને

જાણ પણ ન થાય.

સાહિબો ! આ તો આપ લોકોની હાલત છે અને ફરી કહો છો કે આલિમ લોકો સવાબ બખ્શવાથી મના કરે છે, તો એ બતાવો કે તમને ક્યારે સવાબ મળ્યો કે બીજાઓને પહોંચાડત. હું સાચું કહું છું કે આલિમો તો તમને સવાબ મળવા તથા બખ્શવાની તરકીબ- તરીકો બતાવે છે, (જેથી તમારો ખર્ચ બેકાર જવા ઉપરાંત તમને ગુનાહ ન થાય), સવાબ બખ્શવાથી મનાઈ નથી કરતા.

## સવાબ બખ્શવા-પહોંચાડવાની રીત

સવાબ પહોંચાડવાનો તરીકો આ છે કે જમણો હાથ આપે અને ડાબો હાથ પણ ન જાણે. બીજું, પોતાના ખાસ ભાગમાંથી દો. મરનારનાં તે કપડાં જેમાં બાલિગ, નાબાલિગ સૌનો હક સંકલિત થઈ ગયો તે ન આપી દો અને જો આપો તો પોતાના હિસ્સાની વહેંચણી પછી આપો. (ઈસાલે) સવાબનો તરીકો આ છે, ન કે મનઘડત. લોકો તો ચાહે છે કે નામ પણ થાય અને સવાબ પણ હાથથી ન જાય. તો દેખાડામાં સવાબ ક્યાં, ઊલટો અઝાબ છે. શૈખ (રહ.)એ આ વિશે ફરમાવ્યું છે : જે નમાઝ લોકોને દેખાડવા માટે મોડે મોડે સુધી પઢવામાં આવે, તે જહન્નમના દરવાજાની ચાવી છે. આ નમૂના રૂપે મેં વર્ણવ્યું છે. બીજા રિવાજોને એના પર કિયાસ કરી લેવા જોઈએ. આ તો કુરઆન-હદીસની ઝબાનથી બયાન થયેલ દલીલો હતી.

## શાદી તથા ગમીની રસમોનું બેઅસલ હોવું હુઝૂરે અકરમ (સલ.)ના અમલથી સાબિત છે

હવે હઝરત રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વર્તનને સાંભળો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ફાતિમતુઝ્ ઝહરા (રદિ.)ની શાદી કરીને દેખાડી છે કે, શાદી આ રીતે

કરવી જોઈએ. એ જ મુજબ પોતાના સાહબઝાદા હઝરત ઈબ્રાહીમ (રદિ.)ની ગમી અમલરૂપે દેખાડી છે કે ગમી આમ હોવી જોઈએ. ફરી જ્યારે આપણે તે મુજબ ન કર્યું અને પ્રત્યેક કામમાં પોતાની ટાંગ અડાડી (તથા સુન્નત તરીકાને બોજ સમજ્યા) તો તાબેદારીમાં સહૂલત ક્યાં રહી ? મુહબ્બત પણ કામિલ ક્યાં થઈ ?

મુહબ્બતની અસર તો આ છે કે ઈતાઅત–તાબેદારીમાં આસાની પેદા થાય અને જ્યારે આપણે શરીઅતની વિરુદ્ધ કર્યું કે તર્ઝ તે અપનાવ્યો, જે શરીઅતથી સંપૂર્ણ વિરુદ્ધ છે, આચરણ તે કર્યું, જેને શરીઅતથી કશો જ (સ્નાન–સૂતકનો પણ) સંબંધ નથી, તો કોણ કહી શકે છે કે આપણને અલ્લાહ તઆલા શાનુહૂ તથા હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કામિલ–પરિપૂર્ણ મુહબ્બત છે !

## ખુદા તઆલા જ કામિલ મુહબ્બતના હકદાર છે

વાસ્તવિકતા આ છે કે ખુદા તઆલા જ મુહબ્બતના સાચા હકદાર છે અને એ એવી ખુલ્લી વાત છે કે શરીઅત ઉપરાંત અક્કલ પણ તેનો જ ફતવો આપે છે.

## મુહબ્બતના અસ્બાબ–કાર્યકારણો

કારણ કે મુહબ્બતના ત્રણ સબબ હોય છે : (૧) કોઈ આપણા પર એહસાન–ઉપકાર કરે અને તે એહસાનના કારણે આપણને મુહસિન–ઉપકારકથી મુહબ્બત થાય, (૨) અથવા તે વ્યક્તિ ખુદ હસીન–ખુબસૂરત હોય અને તેના રૂપ–સૌંદર્યને લઈ તેનાથી પ્રિત બંધાઈ જાય, (૩) અથવા તેનામાં કોઈ કમાલિય્યત હોય અને તે કમાલ મુહબ્બતનો સબબ બની જાય. જેવી રીતે હાતિમતાઈથી તેની સખાવત અથવા રુસ્તમથી તેની તાકાત અથવા કોઈ આલિમ– ફાઝિલથી તેના ઈલ્મો–ફઝીલતના કારણે મુહબ્બત થાય છે !

હવે વિચારો કે મુહબ્બતનાં આ ત્રણ કારણોમાંથી કોઈ કારણ પણ એવું છે કે જે અલ્લાહ તઆલામાં ન હોય. ઈન્આમ કરવાવાળા તે એટલા મોટા છે કે કોઈ તેમની બરાબર થઈ જ નથી શકતો, કારણ કે સઘળી વસ્તુઓ તેની જ પેદા કરેલી, તેની જ માલિકીની અને તેની જ મોહતાજ છે. જમાલ–સૌંદર્ય તેનું એટલી હદે છે કે કોઈને પ્રાપ્ત થવું શક્ય જ નથી. મોટા મોટા રૂપ–સૌંદર્યવાળા તેના જ હુસ્નો–જમાલથી હસીનો–જમીલ બની બેઠા છે. એવા જ બા–કમાલ ને નિપુણ એટલા મોટા છે કે કામિલ ઈલ્મ–જ્ઞાન તેમને જ છે. બીજું, પ્રત્યેક કામિલ સિફત–પરિપૂર્ણ ગુણ અંતિમ કક્ષાએ તેમનામાં જ મવજૂદ છે. તો આ મુહબ્બતના ત્રણેવ સબબ પ્રત્યેક રીતે બુદ્ધિ તથા શરીઅતની રૂએ તેમનામાં જ છે. માટે તે જ મુહબ્બતના (સંપૂર્ણ) હકદાર છે.

## અલ્લાહ તઆલાની મુહબ્બત પેદા થવાની તદબીર–ઉપાય

મુહબ્બતે ઈલાહી પેદા કરવાની તદબીર આ છે કે તમે અમુક બાબતોની પાબંદી કરો. એક આ કે થોડી વાર તન્હાઈ–એકાંતમાં બેસીને અલ્લાહ–અલ્લાહ કરી લો. ભલે, ૧૫–૨૦ મિનીટ જ હોય, પરંતુ એ નિય્યતથી હોય કે તેનાથી અલ્લાહની મુહબ્બત પેદા થાય. બીજું એ કરો કે કોઈ સમયે એકાંતમાં બેસીને અલ્લાહની નેઅમતોનું ધ્યાન ધરો અને ફરી પોતાના વર્તાવને સોચો કે આટલા ઈન્આમો છતાં અલ્લાહ તઆલા સાથે આપણે કેવો મુઆમલો– વ્યવહાર કરીએ છીએ અને આપણા આવા મુઆમલા છતાં પણ તે આપણી સાથે કઈ રીતે પેશ આવી રહ્યો છે. ત્રીજું આ કરો કે, જે લોકો અલ્લાહ પાક સાથે મુહબ્બત રાખે છે, તેમનાથી સંબંધ બાંધી લો ! જો તેમની પાસે આવ–જા મુશ્કેલ હોય તો કાગળ–પત્રનો જ વહેવાર રાખો, પરંતુ દુનિયાના ઝઘડા કે લાભ માટે નહિ, ખુદા પાકનો રસ્તો મેળવવા માટે. તેમનાથી પોતાની કુટેવોનો ઈલાજ તથા દુઆ કરાવો. ચોથું, અલ્લાહ તઆલાના હુકમોનું



સંપૂર્ણ પાલન કરો, કારણ કે જેનું કહ્યું માનવામાં આવે છે તેની મુહબ્બત જરૂર વધી જાય છે. પાંચમું, ખુદા તઆલાથી દુઆ કર્યા કરો કે તે પોતાની મુહબ્બત આપે. અલ્લાહ ચાહશે તો થોડાક જ દિવસમાં અલ્લાહ તઆલાથી કામિલ મુહબ્બત થઈ જશે તથા સઘળી કુટેવો છૂટી જશે અને આપ અલ્લાહ તઆલાથી પાકી મુહબ્બત કરનારાઓમાંથી થઈ જશો, પરંતુ એ નુસખાનો એક ભાગ છે તાબેદારી, તે ત્યારે થઈ શકે છે કે જ્યારે ખુદાપાકના હુકમોનો ઈલ્મ–જ્ઞાન હોય અને તે શીખવાથી કે સહવાસથી મળી શકે છે, જેના માટે આલિમો, બુઝુર્ગોથી ફૈઝ મેળવવાનીં કે કિતાબોની મદદની જરૂર રહે છે. એ નુસખાનો છઠ્ઠો ભાગ થયો.

અલ્લાહ તઆલાની કામિલ મુહબ્બત માટે ફરમાંબરદારીમાં સહૂલત અનિવાર્ય હોય, તેની મજબૂતી માટે અમુક સમય અલ્લાહ તઆલાના ઝિક્ર–યાદ માટે નિશ્ચિત કરવો યોગ્ય છે.

## દુઆ પણ ઈશ્કે ઈલાહી હાસિલ કરવાની રીતમાં મહાન વસ્તુ છે

(છેવટમાં) સૌથી મોટી તદબીર દુઆ કરવી છે, કારણ કે પ્રત્યેક કામ તેના હુકમ પર આધારિત–મવકૂફ છે. તે વિના સઘળા ઈલાજો વ્યર્થ છે, પરંતુ ફક્ત દુઆ પર પણ ન રહેવું જોઈએ. જેમ અમુકની ટેવ હોય છે કે બુઝુર્ગોથી દુઆની અરજ કરે છે, પરંતુ પોતે કશું જ નથી કરતા. હઝરત હાજી સા. (રહ.)ને મુંબઈના એક વેપારીએ કહ્યું કે, 'હઝરત ! દુઆ કરો, મને પણ અલ્લાહ તઆલા હજ નસીબ કરે.' આપે ફરમાવ્યું : 'એક શર્તે દુઆ કરીશ. જ્યારે સ્ટીમર ઉપડે ત્યારે મને પોતા પર સંપૂર્ણ અધિકાર આપી દેવો.' વેપારીએ કહ્યું : 'હઝરત ! એમાં શી મસ્લિહત છે ?' હઝરતે ફરમાવ્યું : 'મસ્લિહત એ છે કે તમારો હાથ પકડીને જહાઝમાં બેસાડી દઈશ, પછી ખુદા તઆલાથી દુઆ કરીશ કે તમને સલામતીથી પહોંચાડી હજ અદા કરાવી દે, નહિ





તો ખાલી દુઆથી શું થશે ? જ્યારે તમે મુંબઈ છોડવાનો ઈરાદો જ ન કરો.' સાર એ કે કોશિશ તથા દુઆ બન્નેવ કરો. અલબત્ત, જે કામમાં કોશિશની દખલ જ ન હોય, ત્યાં ફક્ત દુઆ બસ છે. જેમ કે વરસાદ, પરંતુ જે કામ આપણા ઈખ્તિયારમાં છે, જેમ કે અલ્લાહ તઆલાથી મુહબ્બત પેદા કરવી તો તેમાં ન તો ફક્ત તદબીરને કાફી સમજવામાં આવે, કારણ કે તે મહદ્ અંશે ઈતરાવા તથા શેખીખોરીનો સબબ બની જાય છે અને ન ખાલી દુઆ પર બસ– ઈકિતફા કરવામાં આવે, કારણ કે તે કાંઈ લાભકર્તા નથી.

હવે અલ્લાહ પાકથી દુઆ કરો કે તે આપણા પ્રયાસોમાં બરકત આપે, આડવાડથી બચાવે તથા પોતાની તાબેદારીની તૌફીક બક્ષે. આમીન, યા રબ્બલ આલમીન !

**સમાપ્ત**





# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

[હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝોનો સંગ્રહ]

## ભાગ-૧



**નોંધ :** ખુત્બાતે હકીમુલ ઉમ્મત ભાગ-૧, ભાગ-૨, જે કોઈ સખી સજ્જનો છપાવી પ્રગટ કરવા માંગતા હોય તો તે સખી સજ્જનોએ અનુવાદકનો સંપર્ક કરવા વિનંતી.

# ખુત્બાતે હકીમુલ ઉમ્મત

[હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.)ની બોધપ્રદ અને હિકમતપૂર્ણ વઅઝોનો સંગ્રહ]

## ભાગ-૨